# શિક્ષક અને શાળા

લેખક તથા પ્રકાશક,

**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી,** એમ. એ.

હેડમાસ્તર, પ્રે. રા. ટ્રેનિંગ કોલેજ, અમદાવાદ.

કિંમત સવા રૂપીઓ

કેળવણી ગ્રન્થમાળા પુસ્તક ૩

# શિક્ષક અને શાળા

લેખક તથા પ્રકાશક,

**મૂળજીભાઈ હીરાલાલ ચોકસી,** એમ. એ.

હેડમાસ્તર, પ્રે. રા. ટ્રે. કૉલેજ, અમદાવાદ

[ સર્વ હક સ્વાધીન ]

આવૃત્તિ બીજી સને ૧૯૩૯

એકલા એજન્ટ:

**એસ. બી. શાહની કું.**

પાનકોર નાકા—અમદાવાદ

કિંમત સવા રૂપીઆ

# ઉપોદ્ઘાત

કોઈપણ બાબતનું ખરૂં રહસ્ય જાણવું હોય તો તેનાં ચાર કારણો સમજવાની જરૂર છે અને તેથી વસ્તુના તત્ત્વ તરીકે હેતુ, નિમિત્ત, ઉપાદાન અને રૂપ એવાં ચાર કારણો છે. ઘર બાંધવાનો શો **હેતુ** છે તે તેનો પ્લાન કરતી વખતે સ્પષ્ટ જાણવો જોઈએ. **નિમિત્ત** કારણ તરીકે કડીઆ, સુથાર તથા મજુર વગેરે કામ કરનારા છે. ઈંટો, લાકડાં, માટી, ચુનો, વગેરે ચીજો એ તેનું **ઉપાદાન** કારણ છે. તેનો જેવી જાતનો આકાર બનાવવાનો હોય તે તેનું **રૂપ** કારણ છે. જો આ ચાર કારણો મુજબ કેળવણીની યોજના ઘડવામાં આવે, તો તે બરાબર શાસ્ત્રીય બને છે. આ દૃષ્ટિ ધ્યાનમાં રાખી આ પુસ્તકમાં પ્રથમ કેળવણીનો હેતુ સ્પષ્ટ કરવામાં આવ્યો છે. પછી શિક્ષણના નિમિત્ત કારણ તરીકે શિક્ષકની પસંદગી અને તેનામાં જોઈતા ગુણનું વિવેચન કરવામાં આવ્યું છે. શિક્ષણની યુક્તિઓ તથા શાળાવ્યવસ્થા અને તેને અંગે શિક્ષા, ઇનામ, વર્ગવ્યવસ્થા, વર્ગનું મકાન, વર્ગનું બંધારણ, વખતપત્રક, પરીક્ષા વગેરે બાબતો એ બાળકના મનોવિકાસનાં સાધનો હોવાથી ઉપાદાન કારણ તરીકે તેમનું વર્ણન કર્યું છે. બાળકની શક્તિના વિકાસનું અમુક રૂપ આપવા માટે શિક્ષકે તેનાં લક્ષણ, થાક અને ટેવની હકીકત જાણવી જોઈએ, તેથી તે બાબતોનું પણ નિરૂપણ કર્યું છે.

કાળજીવાળો શિક્ષક હંમેશાં કેળવણીને લગતા અનેક પ્રશ્નનો વિચાર કરે છે. તેમાં કોને શીખવવું એ તેણે અવશ્ય જાણવું જોઈએ, તેથી તેને માટે **બાળઅભ્યાસ** રચવામાં આવ્યો છે. કેવી રીતે શીખવવું તેને માટે **શિક્ષણપદ્ધતિ** છે. વળી કોણે શીખવવું અને કેવી વ્યવસ્થાથી શીખવવું તેને માટે **શિક્ષક** અને **શાળાનું** આ પુસ્તક યોજવામાં આવ્યું છે. આપણે ત્યાં શહેરની, કસ્બાની તથા ગામડાની એમ જુદી જુદી શાળાઓ છે; તેથી તેમાં કામ કરતા શિક્ષકો, શાળાનાં મકાન, સાહિત્યો તથા વિદ્યાર્થીની જરૂરિઆતો જુદા જુદા પ્રકારની જોવામાં આવે છે. આ બધી વસ્તુસ્થિતિ ધ્યાનમાં રાખી આ પુસ્તકની યોજના વહેવારૂ દૃષ્ટાંતો આપીને ઘડવામાં આવી છે. સ્કાઉટિંગની હકીકત માટે મારા મિત્ર ભોગીલાલ પટવાનો હું ઋણી છું.

ચાર વરસ કરતાં વધારે સમય પછી આ પુસ્તકની બીજી આવૃત્તિ થઈ છે; તેથી કેળવણીની આલમમાં જે પ્રગતિ થઈ છે, તેને અનુલક્ષી તેમાં કેટલાક ઉપયોગી સુધારાવધારા કર્યા છે. આવી રીતે તેમાં શિક્ષણને લગતા અદ્યતન વિચારો દર્શાવી તેને બને તેટલું આધુનિક સ્વરૂપ આપવામાં આવ્યું છે.

પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજ; અમદાવાદ }
તા. ૨૫–૧૦–૧૯૩૪
મૂ. હી. ચોકસી

# અનુક્રમણિકા

# શિક્ષક અને શાળા

## ખંડ ૧લો-શિક્ષક

### પ્રકરણ ૧ – કેળવણીનો અર્થ અને તેના પ્રકાર

**યથાર્થ શિક્ષણનો હેતુ શક્તિની કેળવણી છે. જ્ઞાન એ ગૌણ બાબત છે.**

**કેળવણીનો અર્થ**

કોઈપણ દેશની ઉન્નતિનો ખરો આધાર ત્યાં બાળકોને આપવામાં આવતી કેળવણી ઉપર છે. દેશની ખરી દોલત બાળકો છે. તેથી જેટલા પ્રમાણમાં તેમને સારી કેળવણી આપવામાં આવે છે, તેટલા પ્રમાણમાં દેશની સંપત્તિમાં વધારો થાય છે. આ કારણને લીધે કેળવણીનો અર્થ, તેનો ઉદ્દેશ અને તેના પ્રકાર દરેક શિક્ષકને બરાબર જાણવાની જરૂર છે. ઘઉંની કણેક ખૂબ મસળવાથી તે કેળવાય છે, એટલે તેમાં રહેલું સત્ત્વ વિકાસ પામે છે અને તેને લીધે રોટલી સુંવાળી અને પોચી થાય છે; તેવી રીતે બાળકની શક્તિઓને યોગ્ય રીતે કસવાથી તેમાં રહેલા અંતર્ભૂત સત્ત્વનો વિકાસ થાય છે અને તેથી તે શક્તિઓ તેમનું કામ બરાબર રીતે કરી શકે છે. શક્તિની આવી તાલીમને **કેળવણી** કહે છે. તાલીમ એટલે કામ કરવાની અમુક પ્રકારની **ટેવ** એ તેનો અર્થ છે. કોઈપણ કામ વારંવાર કરવાથી તેની આપણને ટેવ પડે છે. આવી ટેવને લીધે તે કામ જલદીથી અને ચોક્કસ રીતે થાય છે; કારણકે ટેવને લીધે સરળ રીતે ધારેલું કામ ત્વરાથી થઈ શકે છે. જો શિક્ષકને અમુક વિષયો શીખવવાની

સારી ટેવ પડી હોય, તો તેને સારી તાલીમ મળી છે એમ કહેવાય. જો તે ખોટી રીતે શિક્ષણ આપે જાય છે, તો તેને અયોગ્ય ટેવ પડવાથી તેને ખોટી તાલીમ મળે છે. બાળકને શાળામાં કે ઘરમાં નાનપણથી બોલવાની, લખવાની, વાંચવાની તેમજ બીજા વિષયોનું જ્ઞાન મેળવવાની તથા રીતભાતની સારી ટેવો પડે છે, તો તેને **સારી કેળવણી** મળી છે એમ નિઃશંક કહી શકાય. તેને લીધે તેના મનુષ્યત્વનો વિકાસ થાય છે.

**વિકાસ અને જ્ઞાન**

સાધારણ રીતે કેળવણી એ શક્તિનો વિકાસ છે એમ સમજવામાં આવે છે. શક્તિના વિકાસનો આધાર તેની ક્રિયા ઉપર રહે છે. જો તે શક્તિઓને યોગ્ય ક્રિયા દ્વારા કેળવવામાં આવે છે, તો તેમનું નિર્માણ કરેલું કામ તેઓ યોગ્ય રીતે ત્વરાથી કરી શકે છે. પદાર્થના રંગ, આકાર તથા રૂપનું વારંવાર અવલોકન કરવાથી આંખની શક્તિ કેળવાય છે, એટલે તે થોડા વખતમાં બરાબર રીતે તેમનું અવલોકન કરી શકે છે. હાથના સ્નાયુને કસરત મળવાથી તે મજબુત થાય છે, અને તેથી તે સહેલાઈથી ભાર ઉંચકી શકે છે. તેવી રીતે બાળકનો મનોવિકાસ કરવાથી તેની જુદી જુદી શક્તિઓ તેમનું કર્તવ્ય બરાબર રીતે કરી શકે છે. કેળવણી એ શક્તિનો વિકાસ છે એમ આપણે તેનો અર્થ કર્યો અને તેને માટે સારા મહાવરાની જરૂર છે એ આપણે ઉપર જોઈ ગયા. કોઈપણ કામ વારંવાર કર્યા સિવાય યોગ્ય રીતે થઈ શકતું નથી, તેમ બાળકની શક્તિની ખીલવણી માટે વારંવાર ક્રિયા કરવાની જરૂર છે. કોઈ વસ્તુનો વિકાસ થાય છે, ત્યારે તેની અંદરની શક્તિ મહાવરાને લીધે મજબુત થાય છે. બાળકની શક્તિના વિકાસ ઉપરાંત તેને જુદા જુદા વિષયના જ્ઞાનની જરૂર છે. કુદરતના સહવાસથી તથા મનુષ્યના સંસર્ગથી બાળકને જે જુદી જુદી જાતનું જ્ઞાન મળે છે તે તેના યોગ્ય વર્તન માટે જરૂરનું છે. આવી રીતે જ્ઞાન એ બુદ્ધિનો ખોરાક છે અને તે મેળવવાને બાળક જાતે મહેનત

કરે છે, તેથી બુદ્ધિને કસરત મળે છે; એટલે તેની શક્તિ મજબુત થાય છે. શક્તિના વિકાસની સાથે વિદ્યાર્થીને જુદા જુદા જ્ઞાનનો લાભ મળવો જોઈએ. એકલી શક્તિ જ્ઞાન વિના અંધકારમય હોવાથી કંઈ કરી શકતી નથી, તેમજ એકલું જ્ઞાન શક્તિની મદદ વગર નિર્માલ્ય–ક્રિયાશૂન્ય થઈ જાય છે. આ પ્રમાણે શક્તિનો વિકાસ અને સારા જ્ઞાનની સામગ્રી એ ખરી કેળવણીનો અર્થ છે.

**જ્ઞાનનો ઉપયોગ**

જ્યારે બાળક મોટી ઉંમરનું થાય છે, ત્યારે તેને સંસારની ઉપયોગી ફરજો બજાવવાની હોય છે. જ્યાંસુધી તે તેની પરિસ્થિતિને અનુકૂળ તેનું વર્તન કેળવે નહિ, ત્યાંસુધી તેની શક્તિ અને જ્ઞાનનો સદુપયોગ થયો છે એમ કહી શકાય નહિ. મનુષ્યના જીવનનો મોટો ભાગ ક્રિયાને લગતો છે. ક્રિયા એ વિચારનું બાહ્ય સ્વરૂપ છે; તેથી જે વિદ્યાર્થી તેની પરિસ્થિતિને અંગે ઉપજતી ફરજો બજાવી શકે નહિ તેને કેળવાએલો છે એમ કહી શકાય નહિ. કેળવણીનો ઉદ્દેશ વિદ્યાર્થીની શક્તિના વિકાસની સાથે તેના જ્ઞાનનો ઉપયોગ સંસારનાં જુદાં જુદાં કર્તવ્યો યોગ્ય રીતે બજાવવામાં કરવો એ છે. દરેક સુશિક્ષિત વ્યક્તિમાં ધંધોરોજગાર કરી તેનું ભરણપોષણ કરવાની શક્તિ હોવી જોઈએ. વિદ્યાર્થી તેની આજીવિકા મેળવી શકે એવું જ્ઞાન તેને મળવું જોઈએ, કારણકે અન્ન-વસ્ત્રાદિ દરરોજની જરૂરિઆત પ્રથમ પ્રાપ્ત થવી જોઈએ. તેની સાથે તેના કુટુંબ, જ્ઞાતિ અને સમાજને અંગે જે જે ફરજો તેને બજાવવાની હોય તે તે કરવાની કાબેલીઅત કેળવાએલી વ્યક્તિમાં હોવી જોઈએ કે જેથી તે આ લોક અને પરલોકનું શ્રેય સાધી શકે. **तमसः पारम्** માયાના અંધકારનો પગથાર ઓળંગી જ્ઞાન રૂપી પ્રકાશના પ્રદેશમાં જવું અને વિદ્યા વડે ત્યાં અમૃતનો ઉપભોગ કરવો એ કેળવણીનો ખરો ઉદ્દેશ છે. બુદ્ધિ શુદ્ધ હોય તો કલ્પના અને પ્રતિભા વડે દૈવી પવિત્ર સુખ ભોગવી શકાય છે અને શુદ્ધ હૃદયથી ઉત્કર્ષ, સાધુતા અને નિર્દોષપણાનો આનંદ પ્રાપ્ત થાય છે.

કેળવણી એ શક્તિનો વિકાસ છે, પણ તે વિકાસ તેની સમગ્ર શક્તિનો હોવો જોઈએ. જ્યાંસુધી વિદ્યાર્થીની બધી શક્તિનો વિકાસ થતો નથી, ત્યાંસુધી તે સંપૂર્ણ મનુષ્ય બની શકતો નથી. તેના ખરા મનુષ્યત્વના વિકાસ માટે તેનામાં જે ત્રણ પ્રકારની શક્તિઓ છે તેની પૂરેપૂરી ખીલવટ થવાની જરૂર છે. શરીર, મન અને હૃદય એ તેની ત્રણ શક્તિઓ છે. મનુષ્યજીવનનો હેતુ બરાબર ફળીભૂત કરવા માટે આ ત્રણેનો એકસરખો વિકાસ થવાની જરૂર છે, અને એવી સપ્રમાણ અને સમગ્ર શક્તિની તાલીમનેજ ખરી કેળવણી કહેવી જોઈએ. તેને લીધે તેની કેળવણી સમગ્ર જીવનની તૈયારી રૂપ થાય છે, એટલે તે વ્યક્તિગત તેમજ સામાજિક અને રાજકીય કર્તવ્ય બજાવવાને લાયક બને છે.

**કેળવણીના પ્રકાર**

મનુષ્યના શરીરનો કસરતથી સારો વિકાસ થાય છે. શરીરની કેળવણી માટે ખુલ્લી સ્વચ્છ હવા, સાદો અને પૌષ્ટિક ખોરાક, અંગકસરત, રમતગમત અને વિનોદ જરૂરનાં છે. તેને લીધે શરીર ખીલે છે અને તંદુરસ્ત રહે છે. વળી તેનું શરીર દૃઢ અને સુંદર થાય છે. તેના શરીરની સર્વ ઇન્દ્રિયો અને અવયવો ચપળતાથી અને કુશળતાથી કામ કરે છે. તેને સારી ભૂખ લાગે છે તથા ઘસઘસાટ ઊંઘ આવે છે અને વળી કામથી તેને થાક લાગતો નથી. સારી તંદુરસ્તીને લીધે તેને જીવન ઘણું સુખમય લાગે છે. ટુંકામાં શરીરની ચપળતા, આરોગ્ય, બળ અને સૌંદર્ય એ શારીરિક તાલીમનાં ફળ છે.

**શરીરની કેળવણી**

શરીર અને મનને ગાઢ સંબંધ હોવાથી જો મનુષ્ય બીમાર, નિર્બળ કે થાકી ગયેલો હોય છે, તો તેને લીધે તેનું મન બરાબર કામ કરી શકતું નથી, અને તે પ્રમાણે તેનું માનસ ઘડાય છે. વળી મનમાંની ગમગીની, નિરાશા અને ફીકરની અસર શરીર ઉપર થાય છે એ સ્પષ્ટજ છે. સ્વસ્થ શરીર ઉપર સ્વસ્થ મનનો આધાર છે એ

ચોકખું છે; તેથી શિક્ષકે બાળકનું શરીર મજબુત અને કસાએલું બનાવવું જોઈએ. એક બીજાના સહવાસથી વિદ્યાર્થી રમતદ્વારા જે કંઈ શીખે છે તે શાળામાં શીખેલી બાબતો કરતાં બેશક વધારે ઉપયોગી હોય છે. ચપળતા, સહનશીલતા, પ્રમાણિકપણું, ખૂશમિજાજ, ઉત્સાહ એ ગુણો શાળામાં રમાતી રમતથી ખીલે છે; તેમજ સભ્યતા, સેવાવૃત્તિ, અંગત લાભ તજી દઈ પોતાના પક્ષનું અભિમાન રાખવું તે અને જવાબદારી જેવા સારા ગુણનો વિકાસ શારીરિક કેળવણીની સાથે વ્યવસ્થિત રમતોથી થાય છે, એ શિક્ષકે ખૂબ યાદ રાખવું. શિક્ષકે બાળકની તંદુરસ્તી સુધારવા અંગકસરત પર ખાસ લક્ષ આપવું જોઈએ, કારણકે નિર્માલ્ય શરીરવાળો જ્ઞાની મનુષ્ય પોતાનું તેમજ સમાજનું કર્તવ્ય યોગ્ય રીતે બજાવી શકતો નથી. બીજા દેશમાંના શિક્ષિત વર્ગ સાથે સરખાવતાં આપણા દેશના ભણેલાનું આયુષ્ય ટુંકું હોય છે. વળી કેટલાક તો જુવાનીમાં ઘરડા જેવા નિર્માલ્ય અને અશક્ત થયેલા માલમ પડે છે. આ કારણને લીધે શિક્ષકે વિદ્યાર્થીઓનું શરીર કેળવી તેમને સુદૃઢ અને મજબુત શરીરના બનાવવા જોઈએ; પરંતુ ફક્ત એકલા શરીરનો વિકાસ એ પ્રાણીમય જીવન છે, અને તે કંઈ મનુષ્યજીવનનો ખરો હેતુ નથી. સમાજમાં અલમસ્ત કુસ્તીબાજની ઉંચી ગણના થતી નથી. અલબત, સંસારની સર્વ પ્રવૃત્તિની ફતેહનો આધાર શરીરની સુખાકારી ઉપર છે; પણ શરીર એ મનુષ્યજીવનનો ઉદ્દેશ સિદ્ધ કરવાનું સાધન છે એમ બરાબર સમજવું જોઈએ, તેથી યોગ્ય રીતે કહેવામાં આવ્યું છે કે **शरीरमाद्यं खलु धर्मसाधनम् ।**

એકલી સારી તંદુરસ્તી એ જીવનનું સર્વસ્વ નથી, તેથી શરીરના સારા વિકાસની સાથે બુદ્ધિની ખીલવટ થવી જોઈએ. તેમાં અવલોકન, યાદદાસ્ત, કલ્પના, વિવેક તથા તર્કનો સમાવેશ થાય છે. આ શક્તિઓની ખીલવટ અભ્યાસક્રમના જુદા જુદા વિષયોથી થાય

છે, પણ બાળકની જિજ્ઞાસા ઉત્પન્ન કરી તેની માનસિક શક્તિઓ કેળવવા તરફ શિક્ષકે ખાસ ધ્યાન આપવું.

**બુદ્ધિની કેળવણી**

વિદ્યાર્થીને જ્ઞાનનો શોખ થાય એ પ્રમાણે વિષયો રસિક રીતે શીખવવા જોઈએ, પણ મગજમાં દાબી દાબીને જ્ઞાન ભરવું એ ખરી કેળવણી નથી. જ્યારે બાળક અમુક પદાર્થનું અવલોકન કરીને તે ઉપરથી તેના કાર્યકારણની શોધ પોતે કરે છે અને શોધેલો નિયમ તે યાદ રાખે છે ત્યારે તેની બુદ્ધિ કેળવાએલી છે એમ કહી શકાય. સારી યાદદાસ્ત એ બુદ્ધિનો વિકાસ નથી એ શિક્ષકે સારી પેઠે યાદ રાખવું જોઈએ. વિચારશક્તિ એ મનુષ્યની ખાસિયત છે, અને તેથી બુદ્ધિની કેળવણી તેને ઘણી જરૂરની વસ્તુ છે. માનસિક તાલીમને લીધે બુદ્ધિની સૂક્ષ્મતા, તર્ક કરવાની ચપળતા તથા કુદરતના નિયમો શોધી કાઢી તેનો યોગ્ય સમયે ઉપયોગ કરવાની વૃત્તિ ખીલે છે; પણ બુદ્ધિનો વિકાસ એ મનુષ્યના કલ્યાણનું ખરૂં સાધન નથી, કારણકે બુદ્ધિ એ સ્વાર્થમય વૃત્તિ છે. તે તેનો અર્થ સાધવાને માટે અનેક જાતના કાવાદાવા અને પ્રપંચ રચે છે, અને તેથી તેમાં સદાચારનો વિચાર જવલ્લેજ જોવામાં આવે છે. ખરી રીતે જોઈએ તો કેવળ બુદ્ધિનો વિકાસ એ આસુરી વૃત્તિને પોષવા જેવું છે. જ્યાંસુધી તેના હૃદયની શક્તિનો વિકાસ થતો નથી, ત્યાંસુધી બુદ્ધિની પ્રવૃત્તિ વ્યક્તિને તેમજ સમાજને એકંદરે કલ્યાણકારી નથી; અને તેથી તેવી વ્યક્તિને ખરી રીતે કેળવાએલી કહી શકાય નહિ. તેણે સાહિત્ય, ગણિત કે વિજ્ઞાન વગેરે વિદ્યામાં અસાધારણ પ્રવીણતા દાખવી તેનું વિશાળ જ્ઞાન મેળવ્યું હોય અને તે તેના પ્રૌઢ જ્ઞાનથી બીજાને ચકિત કરતો હોય, પણ જો તેની તે વૃત્તિ પાપિષ્ઠ હોય, તો તે સંસ્કારી કે સુશિક્ષિત છે એમ કદી કહી શકાતું નથી.

બાળકમાં સદ્‌ગુણ અને દુર્ગુણની લાગણી બીજ રૂપ હોય છે. અમુક બાબત ખરી છે અને બીજી બાબત ખોટી છે એવી તેની લાગણીનો ક્રિયા દ્વારા વિકાસ કરી સદ્‌વર્તન તરફ તેને વાળવી એ

નીતિની કેળવણી છે. તેને લીધે તેની ખરાબ વૃત્તિનો નિગ્રહ કરવામાં આવે છે અને સારી વૃત્તિનું પોષણ કરી તેનો વિકાસ સાધવામાં આવે છે. સદાચાર માટે તેની ઇચ્છાશક્તિ કેળવી તેને સારી ટેવો પાડવી એ નીતિની કેળવણીનો હેતુ છે. નાનપણથીજ તેના નઠારા વલણને દાબી દઈ સદ્‌વૃત્તિનો વિકાસ કરવો જોઈએ. શાળામાં વિષયો શીખવતી વખતે તેવા નીતિશિક્ષણના ઘણા પ્રસંગો શિક્ષકને મળે છે.

**નીતિની કેળવણી**

સત્ય બાબત ઉપર પ્રીતિ થાય અને ખોટી વસ્તુ ઉપર તેને અણગમો થાય એવી તાલીમ દૃષ્ટાંત અને સૂચના દ્વારા બાળકને આપી શકાય છે. વળી તેની રીત-ભાત તથા વર્તનને લગતી ઝીણી ઝીણી બાબતો સારી વ્યવસ્થાથી શિક્ષક સુધારી શકે છે. બાળકને સારી ટેવો પડે એ નીતિની કેળવણીમાં ઘણી અગત્યની બાબત છે. બુદ્ધિના વિકાસ કરતાં ચારિત્રની તાલીમ વધારે અગત્યની છે, કારણકે સદાચારી જીવનનો એક અંશ એ વિશાળ જ્ઞાન કરતાં પણ જીવનમાં વધાર ઉપયોગી છે. મનુષ્યના બુદ્ધિબળથી આપણે આશ્ચર્ય પામીએ છીએ પણ નીતિ-બળથી તેના ઉપર પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે; તેથી વિદ્યાર્થીનું સારૂં ચારિત્ર ઘડવું એ શિક્ષકની મુખ્ય ફરજ છે. નાનપણમાં ઉપદેશ કરતાં માબાપ તથા શિક્ષકના આચારની તેના હૃદય ઉપર સચોટ અસર થાય છે. તે વખતે ઘર અને શાળાના વાતાવરણને લઈને તેનામાં નીતિગુણનાં બીજ રોપાય છે અને પછી તે ધીમેધીમે ટેવનું સ્વરૂપ ધારણ કરે છે. આવી રીતે ટેવને લીધે તેનું જે ચારિત્ર બંધાય છે તે જીવનપર્યંત ટકી રહે છે. આ કારણને લીધે શાળામાં શિક્ષકનું ચારિત્ર ઉંચા પ્રકારનું આદર્શરૂપ હોવું જોઈએ. નીતિના બોધ કરતાં પ્રત્યક્ષ દાખલાની મનુષ્યમન પર વધારે અસર થાય છે એ સર્વ કોઈ જાણે છે. સાચું બોલવું, પ્રમાણિકતા, ન્યાય, ફરજની લાગણી, પરોપકાર, વફાદારી, સ્વાશ્રય, આત્મસંયમ, નિયમિતપણું, સ્વચ્છતા, અહિંસા, વગેરે સદ્‌ગુણો શિક્ષકના ચારિત્રથી, તેમજ સારી વ્યવસ્થા

અને શિસ્તથી, વ્યવસ્થિત રમતોથી, શિક્ષકના ઉપદેશથી તથા તંદુરસ્ત અને દૃઢ શરીરથી તેનામાં ખીલે છે.

બાળક એ નકલી પ્રાણી છે. શિક્ષકની રહેણીકહેણીની એના હૃદય પર ઉપર ઝટ અસર થાય છે. તેના મન, વચન અને કર્મની એકતા હોય તો તે વધારે ફળદાયી નીવડે છે; પણ શિક્ષક કહે કંઈ અને કરે કંઈ, તો તેના આચરણની ખોટી અસર વિદ્યાર્થી ઉપર થાય છે. બાળકને સદાચારી બનાવવાં એ કેળવણીનો મુખ્ય હેતુ છે; પણ સદાચારનો આધાર **સારી ટેવ*** ઉપર છે; તેથી બાળકમાં શાળાની વ્યવસ્થા, રમતગમત, તથા ડ્રિલને લીધે કેટલીક સારી ટેવો પડે છે એ શિક્ષકે ધ્યાનમાં રાખવું. તેણે શાળામાં બનતા બનાવને લક્ષમાં રાખી પ્રસંગોપાત નીતિનો બોધ વિદ્યાર્થીને આપવાનું ચૂકવું નહિ.

હૃદય એટલે કોમળતા, લાગણી, દયા, પ્રેમ, નમ્રતા, સ્વાર્થત્યાગ વગેરે જુદા જુદા ભાવ છે. આવા લાગણીના અનુભવથી હૃદયનો વિસ્તાર થાય છે. સારા હૃદયવાળો મનુષ્ય બીજાને મદદ કરે છે અને જરૂર પડે ત્યારે પોતાના સુખનો ત્યાગ કરે છે. મનુષ્યનું શરીર માંદલું હોય અને બુદ્ધિ જાડી હોય, તોપણ તેના હૃદયની વિશુદ્ધિને લીધે તેની ઉંચી ગણના થાય છે. આવી રીતે સુદૃઢ અને તંદુરસ્ત શરીર, બુદ્ધિની સૂક્ષ્મતા તથા ચપળતા અને તેની સાથે હૃદયની લાગણીનો વિકાસ એ ત્રણે બાબતો કેળવાએલી વ્યક્તિમાં હોવી જોઈએ. તેની શક્તિનો આવો એકસરખો વિકાસ એજ ખરી કેળવણી છે અને તે દરેક શિક્ષકનું લક્ષ્ય હોવું જોઈએ. આવી રીતે વિદ્યાર્થીના વ્યક્તિત્વનો સમપ્રમાણ અને સમૃદ્ધ વિકાસ તથા તેની સાથે સામાજિક પ્રસંગોના અનુભવથી તેની સર્વ શક્તિની ખીલવટ એજ કેળવણીનો ઉદ્દેશ છે. આ હેતુ ધ્યાનમાં રાખી વિદ્યાર્થીને બીજા છોકરાઓના તેમજ મનુષ્યના સહવાસમાં આવવાના પ્રસંગો ઉત્પન્ન કરી તેને સમાજની એક વ્યક્તિ તરીકેની ફરજોનું ભાન કરાવવું જોઈએ.

---

* ટેવ પાડવાના નિયમો માટે તેને લગતું પ્રકરણ જુઓ.

તેની સાથે સાહસ કરવાની વૃત્તિનો તેમજ નેતા તરીકેના વલણનો વિકાસ કરવાની જરૂર છે. પ્રજાશાસનમાં નાગરિક તરીકે ફરજ અદા કરવાને તેનામાં જે નીતિના ગુણની જરૂર પડે છે તે પાઠ્યપુસ્તક તેમજ શાળાની બહારની વિશેષ પ્રવૃત્તિઓ દ્વારા ખીલવવા જોઈએ. સારા શિક્ષણથી બુદ્ધિ શુદ્ધ અને હૃદય સંસ્કારી થાય છે. જેનું મન વિશુદ્ધ થયું નથી, જેનું ચારિત્ર પવિત્ર બન્યું નથી અને જેના હૃદયમાં સાધુતા નથી, તે કદી સુશિક્ષિત કહી શકાતો નથી.

**કેળવણી અને ભણતર**

કેળવણી એ ભણતરથી જુદા પ્રકારની તાલીમ છે. ભણવામાં મગજમાં જ્ઞાન ભરવા ઉપર ધ્યાન ખાસ આપવામાં આવે છે, એટલે તેમાં ગોખણને વિશેષ સ્થાન મળે છે. કેળવણીમાં શક્તિનો વિકાસ એ મુખ્ય બાબત છે. કેળવાએલો માણસ તેને મળેલા જ્ઞાનનું મનન કરી તેને પોતાનું કરે છે અને તે સંજોગોને અનુસરી વર્તે છે. ભણેલો માણસ નવીન પરિસ્થિતિમાં મુંઝાય છે; કારણકે તેનામાં નકલ કરવાની શક્તિ વિશેષ હોય છે. કેળવણીમાં પ્રશ્નપદ્ધતિનો વધારે ઉપયોગ થાય છે, ત્યારે ભણતરમાં વ્યાખ્યાનપદ્ધતિ વધારે વપરાય છે. કેળવણીમાં શોધકપદ્ધતિનો ઉપયોગ થાય છે; એટલે વિદ્યાર્થીને જાતમહેનત અને સ્વતંત્ર વિચાર કરવો પડે છે. તેને લીધે તેને જ્ઞાનપ્રાપ્તિનો આનંદ થાય છે અને તેનું જ્ઞાન પાકું તથા દૃઢ થાય છે. વળી તે પોતે ગભરાયા સિવાય સંસારવહેવારની મુશ્કેલીઓ દૂર કરે છે. ભણતરમાં વર્ણન અને સમજુતી હોય છે. કેળવણીમાં શિક્ષક માર્ગદર્શક થાય છે, પણ ભણતરમાં શિક્ષક પોતે મોટે ભાગે કામ કરે છે, અને બાળકો તે જે કહે છે તે સાંભળ્યા કરે છે.

**કેળવણીનો વિશેષ વિચાર**

આવી રીતે કેળવણી સંબંધી સામાન્ય વિચાર કર્યા પછી તેને અંગે કેળવાએલી વ્યક્તિમાં કયા કયા ગુણ માલમ પડે છે, તે હવે જોઈએ. પ્રથમ તો સુશિક્ષિત વ્યક્તિને એવી તાલીમ મળેલી હોય છે કે તેનું શરીર એ તેની ઇચ્છાશક્તિને સંપૂર્ણ રીતે આધીન હોય

છે; એટલે તેના મનમાં જે કંઈ સંકલ્પ થાય છે તે તેની ઇચ્છાના બળે આપોઆપ ક્રિયાનું સ્વરૂપ ધારણ કરે છે. એક યંત્રની માફક તેના શરીરના જુદા જુદા અવયવો સરળતા અને આનંદથી કામ કરે છે. તેની બુદ્ધિશક્તિ રાગદ્વેષ રહિત વિશુદ્ધ હોય છે. જે કોઈ બાબતનો તે નિર્ણય કરે છે, તે અંગત સ્વાર્થ વગર નિષ્પક્ષપાતપણે કરેલો હોય છે. વિચાર, યાદદાસ્ત, કલ્પના, વિવેક, લાગણી તથા ઇચ્છા જેવી જુદી જુદી શક્તિઓ સરખી રીતે કેળવાએલી હોવાથી મનરૂપી યંત્રને જે કંઈ કામ કરવાનું હોય છે તે સરળતાથી થાય છે. કુદરત તેમજ જનસ્વભાવને લગતા ઉપયોગી સિદ્ધાંતો તેના મનમાં ગ્રહણ કરેલા હોય છે. તેનામાં વૈરાગ્ય અને ઉદાસીનતાની ભાવનાને બદલે જીવનનો ઉલ્લાસ અને તેનો આનંદ જોવામાં આવે છે. તેના મનોવિકાર ઉપર તેની ઇચ્છાનો સારો કાબુ હોય છે. તેનું અંતઃકરણ નાજુક અને કોમળ હોવાથી તે ખરાખોટાનો યથાર્થ રીતે નિર્ણય કરી શકે છે. તે કુદરતી દૃશ્યોનાં તેમજ કળાની કૃતિઓના સૌંદર્યની યોગ્ય કદર કરી શકે છે. તે નીચતા તથા દુષ્ટતાને ધિક્કારે છે. તે પોતાનું આત્મગૌરવ સાચવે છે, તેની સાથે તે બીજાના હકને માન આપે છે.

ઇંગ્લાંડનો **સેડ્લર** નામનો નામાંકિત કેળવણીકાર સુશિક્ષિત મનુષ્યમાં કેવા સદ્‌ગુણ હોવા જોઈએ તે નીચે મુજબ જણાવે છેઃ—

પ્રથમ તો વિદ્યાર્થી તંદુરસ્ત હોવો જોઈએ. શાળા તેમજ ઘરના વાતાવરણની અસરને લીધે તેના શરીરનો યોગ્ય વિકાસ થવો જોઈએ. તેને માટે તેણે નિયમિત રીતે સારી કસરત કરવી જોઈએ. તેની સાથે તેણે ખોરાક, સ્વચ્છતા વગેરે આરોગ્યવર્ધક બાબતો ઉપર લક્ષ આપવું જોઈએ. તેની આંખ તેમજ કાનને એવી સારી તાલીમ આપવી જોઈએ કે ચપળતાથી અને બરાબર રીતે તે ઇન્દ્રિયો દ્વારા પદાર્થના ગુણ ગ્રહણ કરી શકે. વિદ્યાર્થીઓ સૌંદર્યની લહેજત ભોગવે એટલુંજ નહિ, પણ તેણે સંગીત, અભિનય, રંગ કે રેખાદ્વારા તેની

૨૧૫૭૩

સૌંદર્યની લાગણીનો આવિર્ભાવ કરવો જોઈએ. હસ્તઉદ્યોગ દ્વારા તેનામાં હસ્તકૌશલ્યનો ગુણ આવવો જોઈએ, અને તે વડે સુંદર નમુના બનાવવા જોઈએ. કેળવણીની દૃષ્ટિએ હસ્તઉદ્યોગની તાલીમ ઘણી અગત્યની છે. તેનામાં ઉંચો આદર્શ હોવો જોઈએ અને ઇચ્છાબળ વડે તેનો અનુભવ થવો જોઈએ. શિસ્તને લીધે તેને જે સંયમ રાખવો પડે છે, તેથી તેનામાં સહનશીલતાનો ગુણ આવે છે. વિદ્યાર્થીને તેના વિચાર અને લાગણીને સુરેખ, સરળ અને સ્પષ્ટ રીતે પોતાની ભાષામાં દર્શાવતાં આવડવું જોઈએ. બીજાને વિચાર દર્શાવવામાં શુદ્ધ અને ચોક્કસ શબ્દનો ઉપયોગ કરવો એ સહેલી બાબત નથી. માતૃભાષાના સારા અભ્યાસથી તેના સાહિત્યનું અચ્છી રીતે આસ્વાદન થઈ શકે છે. ઇતિહાસ અને સાહિત્યદ્વારા ભૂતકાળનો અભ્યાસ થાય છે; પણ તેનામાં અયોગ્ય સંરક્ષક વૃત્તિ જામવી જોઈએ નહિ. ખરી રીતે તો તેના જાતિભાઈઓએ જે સાહસ, પરાક્રમ તથા શુભ કાર્ય કર્યાં હોય તેનું ભાન તેને હોવું જોઈએ; તેમજ મહાન કવિ અને મહાત્માઓએ જીવનની ગૂઢતાનો જે અનુભવ મેળવ્યો હોય, તેનું તેણે જ્ઞાન પ્રાપ્ત કરવું જોઈએ. કુદરતના અભ્યાસ ઉપરથી કોઈપણ સિદ્ધાંત તારવવા માટે તેને લગતી હકીકત ખરી છે કે ખોટી છે એવા વિવેક માટે ઘણું ધૈર્ય અને સંશોધન કરવું પડે છે, એવો ખ્યાલ તેને સ્પષ્ટપણે હોવો જોઈએ. સત્યશોધનની આવી રીત ઘણી અગત્યની છે. આપણે વિચારશીલ પ્રાણી છીએ, તેથી યોગ્ય અને પૂરતી હકીકતને આધારે અમુક સિદ્ધાંત તારવવાની આપણને ટેવ પડવી જોઈએ.

વળી ઇતિહાસ અને સાહિત્યમાં જે સનાતન સત્યો છે તેની કદરદાની માટે બુદ્ધિનો વિકાસ કરવો જોઈએ. તેની વિચારદૃષ્ટિ ઉદાર અને વિશાળ હોવી જોઈએ. સારી તાલીમથી કેળવાએલા મનુષ્યમાં ચોકસાઈનો ગુણ આવે છે. વળી ઉદ્યોગ, ખંત અને ધીરજ વડેજ સત્ય જડી આવે છે એવું તેનું માનસ ઘડાએલું હોવું

જોઈએ. આ ઉપરાંત સારી કેળવણીથી મનુષ્યમાં નીતિની દૃષ્ટિથી સારૂં નરસું પારખવાની શક્તિ આવવી જોઈએ; અને તેવા નીતિ-સિદ્ધાંતોની મદદથી મનુષ્યના આચરણની તુલના કરવી જોઈએ. આ ઉપરાંત જવાબદારી, વ્યવસ્થા, ધૈર્ય, દૂરંદેશી તેમજ જનતાની લાગણી અને સમાજસેવાની ભાવનાના ગુણ તેનામાં ખીલેલા હોવા જોઈએ. બીજાના નેતા થઈને કે સામાન્ય કાયદાને તાબે થઈને દરેક વ્યક્તિએ જાહેર હિતના પ્રસંગે બીજા સાથે સહકાર કરવાની વૃત્તિ કેળવવી જોઈએ.

કોઈપણ વિષયને લગતા બનાવોનું વર્ગીકરણ કરી તેના નિયમો શોધી કાઢવા તેને **શાસ્ત્ર** કહે છે. શાસ્ત્રીય જ્ઞાન સુવ્યવસ્થિત હોય છે અને તેમાં કાર્યકારણનો સંબંધ હોય છે. ખગોળશાસ્ત્ર, વનસ્પતિશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર વગેરે ઘણાં શાસ્ત્રો છે. શિક્ષણશાસ્ત્ર તેવું એક શાસ્ત્ર છે. તેમાં બાળકનું શરીર, બુદ્ધિ અને હૃદયની શક્તિઓ કેળવવાના નિયમો આપેલા છે, તેથી શિક્ષકને શારીરશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્રના સિદ્ધાંતોનું જ્ઞાન હોવું જોઈએ; કારણકે તેને બાળકની સર્વ શક્તિઓ કેળવવાની છે; પણ કેળવણી એ એક કળા છે. તેમાં અસુક હેતુને અનુસરી **ક્રિયા** કરવાની હોય છે. ક્રિયાનો આધાર નિયમના જ્ઞાન ઉપર રહે છે; તેથી શાસ્ત્રમાં આપેલા નિયમોનો ઉપ-યોગ કરવાની રીતને **કળા** કહે છે. આ કારણને લઈને શિક્ષણશાસ્ત્રની જોડે શિક્ષકને શિક્ષણની કળાનું જ્ઞાન હોવું જોઈએ. શિક્ષકને મુખ્યત્વે જુદા જુદા વિષયો શીખવવાના છે; તેથી તેને શિક્ષણશાસ્ત્રના સિદ્ધાંતની મદદથી કેળવણીની કળાનો અનુભવ કરવાનો છે. અમુક બાબત જાણવાથી આપણને તેનું બરાબર જ્ઞાન થતું નથી. તેના ખરા જ્ઞાન માટે તો અનુભવની જરૂર છે; તેથી શિક્ષકે શિક્ષણશાસ્ત્ર અને તેની સાથે કળાનું જ્ઞાન મેળવવું જોઈએ. જેમ અનુભવ વગરનું એકલું શાસ્ત્રીય જ્ઞાન વ્યવહારમાં ઉપયોગી નીવડતું નથી, તેમ શાસ્ત્રીય

**શિક્ષણશાસ્ત્ર અને કળા**

જ્ઞાન વગરના ફક્ત અનુભવથી શિક્ષકની દૃષ્ટિ સંકુચિત થાય છે અને તે અમુક ધરડમાં કામ કર્યે જાય છે. આ કારણને લીધે શિક્ષકે શિક્ષણશાસ્ત્રનું સારૂં જ્ઞાન મેળવી તેની યથાર્થતા માટે શાળામાં અનુભવ કરવો જોઈએ; એટલે તેણે શિક્ષણશાસ્ત્રનું જ્ઞાન મેળવવું જોઈએ એટલુંજ નહિ, પણ તેની સાથે શિક્ષણની કળાની યોગ્ય તાલીમ લેવી જોઈએ. તેણે બીજા શિક્ષકોનું કે પુસ્તકનું આંધળું અનુકરણ કરવું જોઈએ નહિ. તેણે ચાલતી શિક્ષણની શૈલીમાં જાતે વિચાર કરી સુધારો કરવો જોઈએ. તેણે શિક્ષણશાસ્ત્રના જે સિદ્ધાંતોનું જ્ઞાન મેળવ્યું હોય તે કેટલે દરજ્જે સત્ય છે તેની કસોટી જાતિઅનુભવને આધારે પુરતો અનુભવ લઈને કરવાની જરૂર છે. કેવળ વર્ગમાં મળતા અનુભવ પર આધાર રાખવાને બદલે તેણે શાસ્ત્રીય દૃષ્ટિ રાખી તેનું કામ કરવું જોઈએ.

---

# પ્રકરણ ૨ – કેળવણીના નિયમો

---

## પદ્ધતિ એ મહાન શિક્ષક છે.

જુદા જુદા વિષયો શીખવવાની પદ્ધતિના મૂળભૂત સિદ્ધાંત તરીકે જે સહેલા નિયમો છે તે પ્રથમ જાણવાની જરૂર છે; કારણકે વિષયો શીખવવાની રીત અમુક સ્પષ્ટ અને નિશ્ચિત નિયમોને આધારે નક્કી થયેલી હોય છે; તેથી તેનું જ્ઞાન શિક્ષકને હોય નહિ, ત્યાંસુધી કેમ શીખવવું તે એ જાણતો નથી. શાસ્ત્રીય જ્ઞાનના અભાવે તેની દૃષ્ટિ સંકુચિત રહે છે અને તેથી તે એક અણઘડ કારીગર માફક કામ કરે છે; કારણકે વિદ્યાર્થીના માનસને અનુકૂળ પડે તેવી રીતે તે વિષયની ગોઠવણી કરી શકતો નથી, તેમજ તેની દૃષ્ટિ અનુસાર તે શીખવી શકતો નથી. વિદ્યાર્થીના મન ઉપર શિક્ષણની સારી અસર થાય તેવી શીખવવાના વિષયની ક્રમપૂર્વક ગોઠવણી, તેને **પદ્ધતિ** કહે છે.

(૧) **ઇન્દ્રિયોનો ઉપયોગ:**—આપણા બધા જ્ઞાનનું મૂળ ઇન્દ્રિયજ્ઞાન છે. કોઈપિણ પદાર્થના જ્ઞાનનું પૃથક્કરણ કરીએ તો તેમાં જુદી જુદી ઇન્દ્રિયોના જ્ઞાનનો સમૂહ માલમ પડે છે. કેરી લીલી છે કે પીળી, તે લંબગોળ છે કે ગોળ, તે નાની છે કે મોટી, તે પાસે છે કે આઘે—આ બાબતનું જ્ઞાન આપણને આંખદ્વારા મળે છે. કેરી જમીન ઉપર પડવાથી તેના થતા અવાજનું જ્ઞાન કાનથી મળે છે. તેની વાસનું જ્ઞાન નાકવડે સૂંઘવાથી પ્રાપ્ત થાય છે. તે મીઠી છે કે ખાટી તે જ્ઞાન જીભ દ્વારા મળે છે. તે સુંવાળી છે કે ખરબચડી, તથા તે વજનમાં ભારે છે કે હલકી, આ બધું જ્ઞાન સ્પર્શથી થાય છે. આ પ્રમાણે આંખ, કાન, સ્પર્શ, જીભ અને નાકદ્વારા મળેલા જ્ઞાનના એકત્ર સમૂહને આપણે કેરી કહીએ છીએ. તેવી રીતે બીજા બધા પદાર્થજ્ઞાનમાં આ પાંચ ઇન્દ્રિયોનો ઓછો કે વધતો હિસ્સો હોય છે. ઇન્દ્રિયજ્ઞાન એ આપણી જ્ઞાન રૂપી ઇમારતનો પાયો છે, તેથી તે ઉંડો અને પહોળો હોય, તો તેના ઉપર દર્શન, યાદદાસ્ત, કલ્પના તથા વિચાર રૂપી મજલાઓ સહીસલામત ઉભા કરી શકાય છે.




આપણી સર્વ ઇન્દ્રિયોમાં આંખ એ જ્ઞાન મેળવવામાં ઘણી ઉપયોગી છે, તેથી તેને 'રત્ન' કહેવામાં આવે છે. આપણા જ્ઞાનનો લગભગ $\frac{૪}{૧૦}$ ભાગ આપણને નેત્રેન્દ્રિય દ્વારા મળે છે; તેથી શિક્ષણમાં જેમ બને તેમ તેનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ. આંખદ્વારા પડેલી છાપ સચોટ હોય છે અને તે લાંબા વખત સુધી ટકે

છે. કોઈપણ વસ્તુનું જ્ઞાન કાને સાંભળીને મળે તેના કરતાં તે આંખે જોવાથી જે જ્ઞાન મળે છે, તે વધારે સ્પષ્ટ અને સ્થાયી હોય છે. શિક્ષક કાંગારૂ કે જિરાફ સંબંધી પા કલાક સુધી વર્ણન કરે, પણ જો તેનું ચિત્ર બતાવવામાં આવે, તો તેની છાપ ટૂંક સમયમાં બાળકના મગજ ઉપર સચોટ પડે છે. શિક્ષકે નાના બાળકોને શીખવતી વખતે વસ્તુ, નમુના, ચિત્ર, નકશા કે આકૃતિનો સારો ઉપયોગ કરવો જોઈએ, કારણકે કાન કરતાં આંખદ્વારા મેળવેલું જ્ઞાન વધારે યાદ રહે છે. જે શિક્ષક ફક્ત બોલીને શીખવે છે તેનું કામ ઘણું હલકું છે. જ્યારે બાળકો 'મગર'નું વર્ણન સાંભળે છે ત્યારે તેમના મગજ ઉપર તેની ઝાંખી છાપ પડે છે; પણ જો તે વખતે શિક્ષક પાટીઆ ઉપર તેની આકૃતિ દોરે છે, તો તેની છાપ સચોટ પડે છે. તેના કરતાંએ જો તેનું ચિત્ર બતાવવામાં આવે તો તે વધારે સ્પષ્ટ થાય છે. વળી મગરના નમુનાની છાપ તેથીએ સારી હોય છે, અને જો નદીકિનારે પડેલો મગર બતાવવામાં આવે તો તેના સંસ્કાર વિશેષ સચોટ અને દૃઢ પડે છે. આવી રીતે શિક્ષણના છાપની સચોટતાનો આધાર ઉપર જણાવેલા ક્રમ ઉપર રહે છે. તેથી શિક્ષકે વિષય રસિક અને આકર્ષક બનાવવા તેનો બરાબર ઉપયોગ કરવો જોઈએ.

આંખ વડે વસ્તુનાં રૂપ, રંગ, કદ, આકાર તથા અંતરનું જ્ઞાન મળે છે. કાન દ્વારા અવાજનો ભેદ જાણી શકાય છે. તીવ્ર, કોમળ, કર્કશ વગેરે અવાજના જુદા જુદા ભેદનું જ્ઞાન બાળકને આપવાની જરૂર છે. મોન્ટેસોરી શાળામાં અવાજ પારખવાને માટે ઘંટડી, રેતી, તથા કાંકરા, વગેરે પદાર્થની ભરેલી ડાબલીઓનો ઉપયોગ થાય છે. તેના જ્ઞાનને લીધે બાળક વ્યંજન અને સ્વરના ઉચ્ચારના ભેદ ઝટ જાણી શકે છે. જ્ઞાનની દૃષ્ટિથી ત્રીજા નંબરની ઇન્દ્રિય સ્પર્શની છે. તે વડે સુંવાળું, કરકરૂં, ઉનું, ટાઢું, લીસું, ખરબચડું વગેરેનું જ્ઞાન બાળકને મળે છે. જીભથી તીખું, તુરૂં, ખારૂં, મોળું, ગળ્યું, કડવું વગેરે જુદા જુદા રસનું જ્ઞાન મળે છે. નાકદ્વારા ગંધ માલમ પડે છે. આ ઇન્દ્રિયનો

દરજ્જે હલકો છે, અને તેથી જ્ઞાન સંપાદન કરવાની દૃષ્ટિ મુજબ તે છેલ્લી આવે છે. જ્ઞાનની દૃષ્ટિએ જોતાં આંખ, કાન, સ્પર્શ, જીભ અને નાક એવો ક્રમ તેમની ઉપયોગિતા મુજબ છે.

આ પ્રમાણે ઇન્દ્રિયજ્ઞાન ઘણું ઉપયોગી છે, એટલે નાના બાળકની ઇન્દ્રિયો બરાબર કેળવવી જોઈએ. ઇન્દ્રિયોની તાલીમ શાસ્ત્રીય રીતે થવી જોઈએ. અમુક એક ઇન્દ્રિયની તાલીમ ઉપર વિશેષ ધ્યાન આપવું તેના કરતાં પુરતા પ્રમાણમાં બધી ઇન્દ્રિયો ઉપર ધ્યાન આપવું એ વધારે જરૂરનું છે. જેટલા પ્રમાણમાં બાળકની ઇન્દ્રિયો કેળવાએલી હોય છે, તેટલા પ્રમાણમાં તેને પ્રત્યક્ષ જ્ઞાન સારા પ્રમાણમાં મળેલું હોય છે; અને તેથી જ્ઞાનની ક્રિયા ચોક્કસ અને યથાર્થ થાય છે. આ કારણને લીધે શિક્ષકે દરેક વિષયમાં ઇન્દ્રિયનો ઉપયોગ કરવો. સંખ્યા શીખવતી વખતે બે લખોટામાં બીજા બે નાખવાથી ચાર લખોટા થાય છે, એમ મોઢેથી શીખવવા કરતાં જો લખોટાયંત્ર તેની આગળ મૂકવામાં આવે અને તેના હાથવડે તે બબ્બે લખોટા કાઢે અને તે મોઢે બોલતો જાય, તો તેને સંખ્યાજ્ઞાન સચોટ રીતે મળે છે. શિક્ષક મોઢેથી શીખવે છે ત્યારે બાળકને કાન દ્વારાજ જ્ઞાન મળે છે. જો તે સાધનનો ઉપયોગ કરે છે, તો તેથી કાન અને આંખ એ ઇન્દ્રિયોદ્વારા જ્ઞાન મળે છે. જેટલી બને તેટલી વધારે ઇન્દ્રિયોનો ઉપયોગ એકજ વિષયમાં કરવો એ કેળવણીનું ઉપયોગી સૂત્ર છે. શિક્ષક બાળકને નારંગી બતાવે, સૂંઘાડે, હાથવતી તેનો સ્પર્શ કરાવે, તેને દબાવરાવે. વળી તેને ચખાડે અને જમીન ઉપર નાખી તેનો અવાજ સંભળાવે, તો તેને નારંગીનું સારું અને સ્પષ્ટ જ્ઞાન મળે છે. આથી શિક્ષકે ઇન્દ્રિયોનો જેમ બને તેમ વધારે ઉપયોગ એકીસાથે કરવો જોઈએ.

(૨) **જ્ઞાનનો ક્રમ**—અમુક હેતુ પૂર્વક કોઈ વસ્તુને બારીકાઇથી જોવી તેને **અવલોકન** કહે છે. આપણા દરેક કામમાં હેતુ સમાએલો હોય છે, અને તેથી તેમાં આપણને રસ પડે છે. જો બાળકને

તેના અભ્યાસમાં યોગ્ય હેતુ પૂરો પાડવામાં આવે તો તે ઉત્સાહ પૂર્વક શીખે છે. પ્રથમ બાળક કોઈ વસ્તુ જુએ છે, તેનું અવલોકન કરે છે અને પછી તેનો વિચાર કરે છે; એટલે તેમાં સરખાપણું અને જુદાપણું કેટલે દરજ્જે છે તે તે શોધી કાઢે છે. કોઈપણ વિષયના જ્ઞાનમાં એ બે બાબતો અવશ્ય હોય છે. જે કંઈ નવું જ્ઞાન બાળકને મળે છે, ત્યારે તે તેના પહેલાના જ્ઞાન સાથે સરખાવે છે, અને જે બાબત જુદી હોય છે તે લક્ષમાં રાખે છે. કેરીનું પદાર્થજ્ઞાન મેળવ્યા પછી નારંગીનો પાઠ હોય તો તેનાં રંગ, આકાર, કદ, સ્વાદ વગેરે બાબતનો કેરીની તે બાબતો સાથે સરખાવતાં કેટલો તફાવત હોય છે તેનો બાળક વિચાર કરે છે, અને તેથી તે પોતાનું જ્ઞાન દૃઢ કરે છે. વસ્તુનું અવલોકન અને તેનો વિચાર કર્યા પછી યાદ રાખવાનો ક્રમ આવે છે. જ્યાંસુધી વસ્તુનું પ્રત્યક્ષ જ્ઞાન અને તે સંબંધી વિચાર કર્યો હોય નહિ, ત્યાં સુધી તે બાબત બરાબર યાદ રહેતી નથી. ફક્ત તે ગોખીને યાદ રાખવી તે જ્ઞાનનો ખરો ક્રમ નથી. જ્ઞાનના ક્રમમાં તો યાદદાસ્તનું સ્થાન છેલ્લું છે, પણ કેટલાક શિક્ષકો બાળક આવે કે પ્રથમ તેને આંક ગોખાવવાનું કે કક્કો બોલવાનું કહે છે. જ્ઞાનનો આ ઉંધો ક્રમ હોવાથી બાળકને ભણવામાં રસ પડતો નથી. ખરી રીતે તો બાળકને લખોટાયંત્રથી ૧, ૨, ૩, ૪, એમ સંખ્યાનું પ્રથમ પદાર્થ દ્વારા ભાન કરાવવું. પછી ૨ લખોટામાં ૧ લખોટો નાખીએ તો બધા મળી કેટલા લખોટા થાય એમ પૂછવું. તેવીજ રીતે ૪ લખોટામાંથી ૧ લખોટો લઈએ તો કેટલા રહે છે એમ અવલોકન દ્વારા કઢાવવું. આવી રીતે અવલોકન સાથે વિચાર કરાવ્યા પછી તેની કને તે સંખ્યા ગોખાવવામાં આવે તો વાંધો નથી. તે પ્રમાણે ઘડીઆની પદાર્થ દ્વારા સમજણ આપ્યા પછી તે યાદ રાખવા માટે ગોખાવવાની જરૂર છે. સમજ્યા વગરની બાબત ગોખી ગોખીને યાદ કરવી તેને ગોખણપટ્ટી કહે છે અને તે નિંદવા જોગ છે; કારણકે તેમાં અવલોકન અને વિચારનાં પગથીઆંનો લોપ થઈ જવાથી ફક્ત

યાદ કરવાનુંજ રહે છે. ખરી રીતે તો બાળશિક્ષણમાં ઉપર બતાવેલો જ્ઞાનનો ક્રમ સાચવવો જોઈએ.

**(૩) શિક્ષણ એ વસ્તુનું વર્ણન નથી, પણ બુદ્ધિની કેળવણી છે.**

શિક્ષક અમુક હકીકત કહી જાય અને વિદ્યાર્થી તે કડકડાટ બોલી જાય એ શિક્ષણ નથી. ઘણી વખત બાળકો પાઠનો સાર અથવા કવિતાની મતલબ પુસ્તકમાં આપેલાં વાક્યોમાં બોલી જાય છે. આને કેળવણી કહી શકાય નહિ. સારા શિક્ષણમાં તો બાળક વિચાર કરે છે અને તે મુજબ તે શિક્ષકના સવાલનો જવાબ આપે છે. બાળકનું મન એ પ્યાલા જેવી જડ વસ્તુ નથી કે તેમાં આપણે ગમે તેમ જ્ઞાન ભરી શકીએ. પ્યાલામાં ગરમ કે ઠંડું પાણી રેડવામાં આવે તો તેના વર્તનમાં કંઈ ફેરફાર થતો નથી; પણ બાળક એ ચેતન વસ્તુ છે. તેના મનમાં જ્યારે કંઈ સંસ્કાર પડે છે, ત્યારે તેની સામે ક્રિયા કરીને તે તેનું જ્ઞાન મેળવે છે. જ્ઞાન-પ્રાપ્તિમાં બાળકના મનની ક્રિયા એ ઘણી અગત્યની બાબત છે. શિક્ષક જે કંઈ તેને શીખવે તેમાં તેનું મન જાગૃત કરી તેની પાસે તેનો વિચાર કરાવવો જોઈએ. ખરી રીતે જોઈએ તો શિક્ષક બાળકને જ્ઞાન આપી શકતો નથી. જો એમ હોય તો પંડિતનો છોકરો મૂર્ખ નીવડે નહિ. જેમ બાળક તેના શરીરની સ્વતઃ ક્રિયાથી મોટું થાય છે, તેમ તે તેની પોતાની માનસિક ક્રિયા કરીને જ્ઞાન મેળવે છે. શિક્ષક બાળકને શીખવી શકતો નથી, પણ તેને જ્ઞાન મેળવવાની જોગવાઈ કરી આપે છે. જેમ માળી બગીચામાં છોડના વિકાસ માટે જમીન સાફ કરે છે અને હવા, અજવાળું, ગરમી વગેરે જોઈતી બાબતોની સગવડ કરે છે, તેમ શિક્ષક બાળકને કેળવણીની જોઈતી અનુકૂળતા આપે છે. જો બીમાં ઉગવાની શક્તિ હોય તોજ તે ઊગી શકે છે, તેમ બાળકમાં જેવી બુદ્ધિની શક્તિ હોય છે, તે મુજબ તે જ્ઞાન ગ્રહણ કરી શકે છે. આવી રીતે બાળક જાતમહેનતથી જ્ઞાન પ્રાપ્ત કરે છે, તેથી તેને આત્મશિક્ષણ કહે છે અને તેજ ખરૂં જ્ઞાન

છે. જે શિક્ષક ઓછામાં ઓછું કહે છે પણ બાળક પાસે વધારેમાં વધારે તેની અવલોકન અને અનુમાન શક્તિનો ઉપયોગ કરાવી કઢાવે છે, તેજ સારો શિક્ષક છે. કોઈ બાબત ફક્ત વિદ્યાર્થીઓને કહી જવી એ શિક્ષણ નથી; પણ ખરી રીતે તો શિક્ષકે તેનામાં રસ ઉત્પન્ન કરવો જોઈએ અને તેની જિજ્ઞાસા સતેજ કરી તેની સ્વતઃ વૃત્તિનો વિકાસ સાધવો જોઈએ; એટલે શિક્ષકે તો માર્ગદર્શક થઈને વિદ્યાર્થીઓને જ્ઞાન મેળવવામાં તેમની બુદ્ધિનો ઉપયોગ કરવા દેવો જોઈએ. **સોક્રેટીસ** ઘણું શીખવતો હતો, પણ તે જાતે કંઈ પણ કહી દેતો નહિ.

(૪) **ક્રિયા કરીને શીખવો**—બાળકના જીવનનો મોટો ભાગ રમત અને ક્રિયામાં જાય છે. બાળકને રમવાનું બહુ ગમે છે. રમત એ એક જાતની ક્રિયા છે. રમતમાં બાળકની ઇચ્છા મુજબ તેની પ્રવૃત્તિ હોય છે. જ્યારે બીજાની મરજી પ્રમાણે ક્રિયા કરવાની હોય છે, ત્યારે તે **કામ** કહેવાય છે. **રમત** એ આંતર સ્ફૂર્તિ છે. કામ એ બાહ્ય દબાણને અંગે થતી ક્રિયા છે. રમતમાં બાળકને આનંદ પડે છે, અને કામ કરવામાં તેનું મન કચવાય છે. તંદુરસ્ત બાળકને રમત રમવી બહુ ગમે છે. માંદું છોકરુંજ એક ખુણામાં બેસી રહે છે. જે બાળકનામાં ઉત્સાહ અને ચપળતા વિશેષ હોય છે તે તોફાન કરે છે. આવી રીતે જોતાં, એમ માલમ પડે છે કે બાળકનું જીવન ક્રિયામય છે. ક્રિયા એ શું છે? બાળકના શરીરમાંની ચપળતાને કોઈ પણ અવયવ દ્વારા બહાર દર્શાવવામાં આવે છે, તેને **ક્રિયા** કહે છે. નાનું છોકરું ધાવ્યા પછી તેના હાથ પગ હલાવે છે અને તેના શરીરમાંનો ઉત્સાહ જુદા જુદા રૂપમાં બહાર જણાવે છે. શિક્ષણમાં બાળક એ જાતની ક્રિયા કરે છે. તે બોલીને અથવા લખીને તેના મગજમાં પડેલી છાપ બહાર દર્શાવે છે. કોઈપણ વસ્તુની છાપ મગજમાં પડે છે તેને આપણે જાણવું કહીએ છીએ; પણ તે જ્ઞાનનું અધું કુંડાળું છે. જ્યાંસુધી તે સંસ્કાર ક્રિયાનું સ્વરૂપ પામે નહિ, ત્યાંસુધી તેને જ્ઞાન કહી શકાય નહિ; કારણકે ક્રિયા દ્વારાજ

તે છાપ સચોટ અને દૃઢ થાય છે. એક શિક્ષક 'કાતીલ' એટલે 'જીવલેણ' એમ તેનો અર્થ બાળકોને કહે છે. આ બોલવાના સંસ્કાર બાળકના મગજમાં પડેલા છે પણ તે સ્પષ્ટ નથી. જો હવે શિક્ષક બાળક પાસે તે શબ્દનો અર્થ બોલાવે, તો તેવી ક્રિયાથી તે વધારે સમજે છે. વળી તે શબ્દ પાટીઆ ઉપર લખીને બાળકોને સ્લેટમાં લખવાનું કહે, તો તે છાપ વધારે દૃઢ થાય છે; અને છેવટે જો તે શબ્દનો ઉપયોગ વાક્યમાં કરાવે તો તેનું જ્ઞાન બાળકને સારી રીતે પાકું થાય છે.

આવી રીતે જાણવું અને તેની ક્રિયા એ ખરૂં જ્ઞાન છે. વર્ગમાં શિક્ષક પાઠની મતલબ કે વાર્તા કહી જાય અને છોકરાંઓ શાંતિથી સાંભળ્યા કરે તો તે અર્ધું જ્ઞાન છે, પણ તેની સાથે તે સવાલ પૂછે તો તેમના સંસ્કાર સ્પષ્ટ થાય છે. વળી જો તેને લગતું કંઈ ચિત્ર કાઢવામાં આવે તો તેથી વધારે લાભ થાય છે. ક્રિયા કરીને શીખવવું એ સૂત્રના આધારે નાટયપ્રયોગ, હસ્તઉદ્યોગ, ડ્રોઈંગ, માટીકામ વગેરે જુદી જુદી પ્રવૃત્તિઓ શિક્ષણમાં ઉપયોગી થઈ પડે છે; પણ તે ક્રિયા બુદ્ધિપૂર્વક થવી જોઈએ; એટલે તેમાં રહેલા હેતુ દ્વારા તેને તેમાં રસ પડવો જોઈએ. સંખ્યાજ્ઞાન, ઈતિહાસ, ભૂગોળ, પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન વગેરે વિષયમાં બોલીને તથા લખીને ક્રિયા કરવાથી તેનું જ્ઞાન સચોટ થાય છે. **ફ્રોબેલ** કહે છે કે બાળક કામ કરે છે અને નવું નવું ઉપજાવે છે, તેથી બાળકની સ્વતઃપ્રવૃત્તિને ઉત્તેજન મળે છે અને તેને લીધે તેની શક્તિનો સારો વિકાસ થાય છે.

**(૫) જાણીતા ઉપરથી અજાણ્યા ઉપર જવું.**—શિક્ષણનો આ ધોરી નિયમ છે, કારણકે આ નિયમ મુજબ આપણને હંમેશાં જ્ઞાન મળે છે. જે કંઈ નવી બાબત હોય તે સમજવા માટે જુના જ્ઞાનની મદદ લેવી પડે છે. જુના અને નવા જ્ઞાનના સંબંધથીજ આપણા જ્ઞાનનો વિસ્તાર થાય છે. તદ્દન નવી બાબતથી બાળક મુઝાઈ જાય છે, કારણકે જુના વિચારના અભાવે તે બાબત સંબંધ

રહિત અને અલગ રહે છે. બાળકના મગજમાં છુટાછવાયા વિચાર રહી શકતા નથી. કુદરતી રીતે તેનું મન અનેક છુટી છુટી બાબતોને એકત્ર કરીને જ્ઞાન મેળવે છે. આપણું જ્ઞાન હંમેશાં વ્યવસ્થિત હોય છે. જેટલા પ્રમાણમાં જ્ઞાન સુવ્યવસ્થિત થાય છે, તેટલા પ્રમાણમાં વિદ્યાર્થીને લાભ મળે છે. તદ્દન નવીન બાબત બાળકને ગળે ઉતરતી નથી. વળી તદ્દન જુની કે પરિચિત બાબતથી તેને કંટાળો આવે છે. આ કારણને લીધે થોડી નવી અને તેની સાથે થોડી જુની બાબતને શીખવવામાં આવે તો તે તરત સમજી શકે છે, અને તેથી તેને યાદ રહે છે. હંમેશાં નવી કે અપરિચિત બાબત જુની કે પરિચિત બાબતના આધારે શિક્ષકે વિદ્યાર્થીને સમજાવવી જોઈએ. જુના અને નવા જ્ઞાનના સંબંધને લીધે વિદ્યાર્થીને રસ પડે છે. રસ એ ધ્યાનની માતા છે, અને ધ્યાનને લીધે યાદદાસ્ત ખીલે છે. આ કારણને લીધે શિક્ષકે નવી બાબત શીખવતી વખતે તેના જુના જ્ઞાનને જાગૃત કરીને. એટલે અત્યારસુધી બાળકે જે જ્ઞાન મેળવ્યું હોય તે શોધી કાઢી તેની મદદથી આગળ શીખવવું કે જેથી તેને તે વિષયમાં આનંદ પડે. એક બાળક વાઘને પહેલવહેલી વાર જુએ છે. સ્વાભાવિક રીતે આ નવી બાબતને બિલાડીના વર્ગમાં મૂકી તેની જોડે તેનો સંબંધ તે જોડે છે. વાઘ પણ એક જાતનું બિલાડીના જેવું પ્રાણી છે, એમ તે ધારે છે. તેમ છતાં તેનાથી કેટલીક બાબતોમાં તે જુદું પડે છે. તોપણ તે સમજાવવાને માટે તેને બિલાડીના જેવું ગણવું પડે છે. જો તેમાં બિલાડીની જાતિના વિશેષ ધર્મો હોત તો વાઘને બિલાડી તરીકે ગણવામાં આવત; પણ તે અગત્યની બાબતોમાં તેનાથી જુદું પડે છે, તેથી તેને વાઘનું ખાસ નામ આપવામાં આવ્યું છે. શિક્ષકે તેની સત્તાને આધારે અમુક બાબતો કહી જઈ વિદ્યાર્થીને યાદ રાખવા કહેવું એ શિક્ષણની ખરી રીત નથી. તેને જુદી જુદી બાબતોનો અનુભવ થયો હોય છે તેને લઈને તેના મગજમાં વિષયને લગતા થોડા તો વિચાર હોય છે, તેથી તેની દૃષ્ટિ ધ્યાનમાં રાખી નવી બાબત શીખવવી; એટલે તેણે મેળવેલા જ્ઞાનનો લાભ લઈ

વાચન, અવલોકન, પ્રયોગ વગેરે બાબતની મદદથી જ્ઞાનનો વિસ્તાર કરવો જોઈએ. કોઈ પણ શબ્દનો અર્થ પર્યાય કે બીજા એક શબ્દથી નહિ, પણ તે સમજતો હોય તેવા સહેલા શબ્દસમૂહથી સમજાવવો જોઈએ. અથાગ=અનંત એમ નહિ, પણ જેનો છેડો નહિ તેવું, આમ કહેવાથી છોકરાંઓ તરત સમજે છે. અલૌકિક=અસાધારણ એમ નહિ, પણ લોકોમાં ન જણાય એવું. કરુણાનિધિ=કૃપાસાગર એમ નહિ, પણ જે દયાનો ભંડાર છે તે. શિક્ષકે આ નિયમ પ્રમાણે બાળકના જ્ઞાનરૂપી વર્તુળનો હંમેશાં થોડો થોડો વિસ્તાર કરવો જોઈએ.

(૬) **પ્રથમ વસ્તુ અને પછી વિચાર**—બાળકને ખાસ કરીને વધારે પ્રત્યક્ષ જ્ઞાન આપવાની જરૂર છે. શાળામાં તે જે કંઈ શીખે છે તે મુખ્યત્વે શબ્દ દ્વારા હોય છે, અને તેથી તેને ઘણું શબ્દજ્ઞાન મળે છે. ખરી રીતે તો પ્રથમ તેને પદાર્થજ્ઞાન મળવું જોઈએ અને તેની સાથે શબ્દનું જ્ઞાન થવું જોઈએ. દ્વીપકલ્પનો અર્થ જમીનની ત્રણે બાજુએ પાણી અને એક બાજુએ જમીન એમ થાય છે; પણ જ્યાંસુધી શિક્ષકે ગામ બહાર નદી કે તળાવ પાસે અથવા તેવો આકાર શાળામાં બનાવી બતાવ્યો નથી; ત્યાંસુધી તે શબ્દનો અર્થ તે બરાબર સમજતો નથી. શબ્દ એ ખરૂં જ્ઞાન નથી પણ તે અર્થનું બાહ્ય ચિહ્ન છે. જે શબ્દનો અર્થ સમજાય નહિ, તે અર્થહીન સંજ્ઞા છે; પણ શબ્દ હંમેશાં અર્થયુક્ત હોય છે, તેથી તેવા અર્થવાળા શબ્દોનું જ્ઞાન બાળકને આપવું જોઈએ, અને તેને માટે પ્રત્યક્ષ જ્ઞાનની ખાસ જરૂર છે. આ કારણને લીધે શાળામાં ખાસ કરીને નાનાં બાળકોની કેળવણીમાં પદાર્થજ્ઞાનને વિશેષ સ્થાન મળવું જોઈએ. આ હેતુને અનુસરી પદાર્થપાઠ તથા સૃષ્ટિજ્ઞાનની યોજના ઘડવામાં આવી છે. 'ઊંટ' શબ્દ તે પ્રાણીના ચિહ્ન તરીકે છે. બાળકે કદી ઊંટ જોયું નથી તેને મન તો તે શબ્દ કેવળ શબ્દજ છે; પણ જેણે ઊંટ જોયું હશે, તેને તે શબ્દદ્વારા તે વસ્તુનું જ્ઞાન થાય છે. આ ઉપરથી એ સ્પષ્ટ થાય છે કે બાળકોને જેમ બને તેમ વધારે વસ્તુ-

જ્ઞાન આપવું જોઈએ કે તેઓ આગળ ઉપર તેવી મદદથી બરાબર કલ્પના અને વિચાર કરી શકે. જ્ઞાનના ક્રમમાં પ્રથમ વસ્તુ પછી નમુનો, ચિત્ર, આકૃતિ અને છેવટે શબ્દવર્ણન હોવું જોઈએ, કારણકે શબ્દની છાપ ઘણી ઝાંખી અને અપૂર્ણ હોય છે. તેમજ પ્રથમ વસ્તુજ્ઞાન થયા પછી તેનો વિચાર આવવો જોઈએ. બાળકને કુતરાની જુદી જુદી વ્યક્તિઓના જ્ઞાન ઉપરથી 'કુતરાં'નો સામાન્ય વિચાર આવે છે. ૧૧ બોરમાં ૫ બોર નાખીએ તો ૧૭ બોર એમ બાળક જલદીથી જવાબ આપે છે, પણ ૧૨ માં ૫ નાખીએ તો કેટલા થાય? એ એને અઘરી બાબત લાગે છે, કારણકે એકલી સંખ્યા તેને મન અમૂર્ત બાબત છે. ઘણી વખત શિક્ષકો વસ્તુજ્ઞાન કે મૂર્ત બાબતોને જોઈએ તે કરતાં વધારે વખત વળગી રહે છે. બાળકને ૧૨ કે ૫ નો અમૂર્ત ખ્યાલ આવ્યા પછી સંખ્યા કે હિસાબ શીખવતી વખતે પદાર્થની મદદની જરૂર રહેતી નથી. તેવી રીતે વાક્યો પરથી વ્યાખ્યા કાઢયા પછી તેવા વાક્યોનો ફરી ફરીને ઉપયોગ કરવાની જરૂર રહેતી નથી. જેમ જેમ બાળક મોટું થતું જાય, તેમ તેમ તેને અમૂર્ત બાબતોનો વિચાર કરતાં આવડવું જોઈએ. ફક્ત પદાર્થજ્ઞાનની ભૂમિકા પર રહેવું એ પ્રાણીવર્ગની ખાસિયત છે. મનુષ્ય તો વિચારવંત વ્યક્તિ છે અને તેને માટે સામાન્ય ભાવદર્શક બાબતોનું જ્ઞાન તેનામાં હોવું જોઈએ. લાંબા વખત સુધી બાળકને વસ્તુજ્ઞાન, કે પદાર્થના અવલોકનમાં રોકી રાખવા એ તેની બુદ્ધિના વિકાસને હાનિકર્તા છે. તેથી જરૂર જેટલા અનુભવ પછી તેમને સામાન્ય વિચાર તથા ભાવદર્શક બાબતો તારવતાં શીખવવું જોઈએ.

**(૭) સાદી બાબત ઉપરથી સંકીર્ણ ઉપર જવું:**—બાળકને જે કંઈ શીખવવું તે સાદું એટલે સહેલું હોવું જોઈએ અને પછી તેને લગતી અઘરી બાબતો લેવી જોઈએ. સંખ્યાજ્ઞાન આપતી વખતે દશકનો ઉપયોગ થાય નહિ એવા સરવાળા બાદબાકી મોઢેથી કરાવવા જોઈએ. સરવાળા, બાદબાકી વગેરે રીતો શીખવતી વખતે

સહેલા દાખલા લેવાની જરૂર છે. પછી ક્રમે ક્રમે અઘરા દાખલા કરાવવા જોઈએ. શબ્દોચ્ચારમાં જે શબ્દ સહેલા હોય તેનો પ્રથમ ઉચ્ચાર કરાવવો. "પ્રભુ" શબ્દના કરતાં 'સ્વપ્ન' શબ્દ વધારે અઘરો છે. પ્રથમ સાદા અને ટુંકા શબ્દો બાળકોને શીખવવા જોઈએ અને ત્યારબાદ જોડાક્ષરવાળા શબ્દો લેવા જોઈએ. જોડણીની બાબતમાં પણ પ્રથમ સહેલા શબ્દો શીખવવા, અને ધીમે ધીમે બીજા અઘરા શબ્દો લેવા. ગણિતમાં રીતો શીખવતાં પહેલાં દાખલા ગણાવવા એ સહેલું છે અને રીતો સમજાવ્યા પછી તેનાં કારણો સરળતાથી શીખવી શકાય છે. વ્યાકરણમાં પ્રથમ દાખલા એટલે વાક્યો લઈ તે ઉપરથી નિયમ સમજાવવો સહેલો પડે છે. તેવીજ રીતે શિક્ષકે આરંભમાં ટૂંકા પાઠ લેવા જોઈએ અને સહેલા દાખલા શીખવવા જોઈએ. આવી રીતે શિક્ષકે દરેક બાબતમાં પહેલું સહેલું અને પછી ધીમે ધીમે કઠણ એ ક્રમ મુજબ શીખવવું.

(૮) **પાસેથી આઘે:**—બાળકનું પ્રત્યક્ષ જ્ઞાન થોડું હોય છે, પણ શાળામાં તો ઘણી બાબતો જે દૂરના પ્રદેશની હોય છે, તેને કલ્પના દ્વારા સમજવી પડે છે. જો વસ્તુનો પ્રથમ અનુભવ થયો હોય છે, તોજ તેની કલ્પના થઈ શકે છે; એટલે પ્રત્યક્ષ જ્ઞાનની ગેરહાજરીમાં અનુભવેલી વસ્તુનો જે ખ્યાલ મગજમાં લાવવો તેને **કલ્પના** કહે છે. વિદ્યાર્થીને ડગલે અને ડગલે ઘણી બાબતો સમજવા માટે કલ્પનાનો ઉપયોગ કરવો પડે છે; પણ તેને માટે તેના પરિચિત જ્ઞાનનો આધાર હોય છે. પરિચિત જ્ઞાન એટલે જાણીતી બાબત અને તે બાળકની પાસેની હોય છે. બાળક જે પદાર્થો દર-રોજ જુએ છે, તથા તે સંબંધી સાંભળે છે, તેના સંસ્કાર તેના મગજમાં સબળ રીતે પડેલા હોય છે. જ્યારે કંઈ દૂરની એટલે નવી બાબત સમજવાની હોય છે, ત્યારે તે પાસેના એટલે જુના જ્ઞાનનો ઉપયોગ કરે છે. હિંદુસ્તાનની કે આફ્રિકાની ભૂગોળ શીખતી વખતે બાળકને ઘરની ભૂગોળનું જે સચોટ જ્ઞાન મળ્યું હોય છે, તેને

આધારે તે બાબતો તે સમજી શકે છે. જે બાળકે તળાવ જોયું હોય છે તે સરોવરનો ખ્યાલ ઉપજાવી શકે છે. તેવી રીતે બીજી અનેક નવી અને અપરિચિત બાબતો તે પાસેના પરિચિત જ્ઞાનથી સમજવા પ્રયત્ન કરે છે. આ કારણને લીધે બાળકના દરરોજના જીવનને લગતાં દૃષ્ટાંતો શિક્ષકે ખાસ લેવાં જોઈએ. એવાં દૃષ્ટાંતો સાથે બાળકના જીવનનો સંબંધ છે, એટલે નવી બાબતો શીખતી વખતે તેમાં તે પોતાના જીવનના પ્રસંગોને સાંકળે છે અને તેને લઈને તે નવી બાબત સહેલાઈથી શીખી શકે છે.

**(૯) દૃષ્ટાંત ઉપરથી નિયમ ઉપર અને નિયમ ઉપરથી દૃષ્ટાંત ઉપર જવું:**—મનુષ્ય એ કાર્યકારણ શોધનાર પ્રાણી છે. તે હરહંમેશાં અમુક સંજોગો પ્રાપ્ત થતાં શું કાર્ય નીપજશે એમ વિચાર કરે છે. વળી અમુક બનાવ તેના જોવામાં આવે છે, તો તે તેનાં કારણ શોધવા પ્રયત્ન કરે છે. કુદરતી રીતે જો એક બાબતને લગતા ઘણા દાખલા મનુષ્યના જોવામાં આવે છે, તો તે ઉપરથી તે તેને લગતું અનુમાન કરે છે. એક બાળક એક દિવસ, બે દિવસ, એમ દસબાર દિવસ સૂર્યને પૂર્વમાં ઊગતો જુએ છે, તે ઉપરથી તે અનુમાન બાંધે છે છે કે સૂર્ય હંમેશાં પૂર્વમાં ઊગે છે. એક શિક્ષક મનુ નામના વિદ્યાર્થીને સોમવારે, મંગળવારે એમ સાત દિવસ સુધી શાળામાં મોડા આવતાં જુએ છે, તો તે ઉપરથી તે એ નિયમ તારવે છે કે મનુ દરરોજ શાળામાં મોડા આવે છે. આ પ્રમાણે આપણી હંમેશાંની તર્કશૈલી છે. વિજ્ઞાનના ક્ષેત્રમાં આ પદ્ધતિનો ખાસ ઉપયોગ થાય છે. કુદરતના જુદા જુદા નિયમો અવલોકન અને પ્રયોગ-વડે શોધી કાઢવામાં આવે છે અને તેને માટે ઘણા દાખલાઓ તપા-સવા પડે છે. પાણી અને દૂધના જંતુથી થતા વિકારથી કોલેરા થાય છે એ સિદ્ધાંત તે રોગને લગતા અનેક દરદીઓની તપાસ કર્યા પછી શોધવામાં આવ્યો છે અને તે સત્ય વધારે નિશ્ચિત કરવા માટે પછીથી એવા બીજા અનેક દાખલાઓનું અવલોકન અને તે ઉપરથી પ્રયોગ કરવા પડે છે.

આ કુદરતી વિચારપદ્ધતિનો ઉપયોગ વિષય શીખવવામાં કરવાથી બાળકને સરળ રીતે જ્ઞાન મળે છે. જો શિક્ષક વિશેષણની વ્યાખ્યા પ્રથમ તેની પાસે ગોખાવે અને તેને આધારે બીજાં વિશેષણો તેની પાસે શોધાવે, તો તેની શિક્ષણશૈલી, ઉપર બતાવેલી તર્કની રીત પ્રમાણે નથી. ખરી રીતે તો શિક્ષકે પ્રથમ પાટીઆ ઉપર વિશેષણવાળાં વાક્યો લખી તે ઉપરથી વિશેષણ એ શું છે તે પ્રથમ સમજાવવું, પછી તે ઉપરથી તેની વ્યાખ્યા તૈયાર કરાવવી જોઈએ: એટલે શિક્ષકે પ્રથમ દાખલા લઈ તેની મદદથી નિયમ શીખવવો જોઈએ. હવે બાળક વિશેષણની વ્યાખ્યા સમજે છે. પણ તેનું જ્ઞાન દૃઢ કરવાને માટે નિયમ ઉપરથી દાખલા ઉપર જવું જોઈએ; એટલે હવે શિક્ષકે વિશેષણવાળાં વાક્યો લઈ તેમાંથી તે પદ શોધી લાવવા તેમને કહેવું. આમ મહાવરો કરાવ્યા પછી વાક્યમાં ખાલી મૂકેલાં ખાનામાં તેમની પાસે વિશેષણો મૂકાવવાં. ત્યારબાદ જુદાં જુદાં વિશેષણને તેમના પોતાના વાક્યમાં વાપરવાને કહેવું જોઈએ. નિયમ ઉપરથી દૃષ્ટાંત ઉપર જવું એ જ્ઞાનની પદ્ધતિમાં તર્ક અને કલ્પનાને અવકાશ છે. અમુક સિદ્ધાંત સ્વીકાર્યા પછી તેમાંથી બીજાં ક્યાં ક્યાં સત્યો નીકળી આવશે તેને માટે તર્ક કરવો પડે છે. ગણિત, ભૂમિતિ, ન્યાય, અને તત્ત્વજ્ઞાન જેવા વિષયોમાં આ તર્કશૈલીનો વ્યવહાર મુખ્યત્વે જોવામાં આવે છે. તેમાં અનુભવને બહુ સ્થાન નથી; પણ બુદ્ધિબળથી જે તર્કનું પરિણામ આવે તે સ્વીકારવું પડે છે. જ્ઞાન મેળવવાની આ પદ્ધતિ જુની છે અને તેમાં વિશેષ ગોખણપટ્ટી કરવી પડે છે, કારણકે અમુક નિયમ શી રીતે તારવી કાઢવામાં આવ્યો છે તે સમજાવવામાં આવતું નથી; પણ શ્રદ્ધા કે સત્તાને આધારે તે પ્રથમ સ્વીકારવો પડે છે.

વ્યાકરણ, પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન અને વિજ્ઞાન જેવા વિષયો કે જેમાં નિયમ તારવવાનો હોય છે, તેમાં પ્રથમ દાખલા લઈને તે ઉપરથી નિયમ કઢાવવો જોઈએ, અને પછીથી તે નિયમ દૃઢ કરાવવાને

બીજા દાખલા લેવાની જરૂર છે. આપણે બાળકોને આ પદ્ધતિ મુજબ શિક્ષણ આપવું જોઈએ. દાખલા ઉપરથી નિયમ ઉપર જવું એ રીતનો બાળશિક્ષણમાં વધારે ઉપયોગ કરવાની જરૂર છે. તેઓ જાતે અવલોકન કરીને નિયમ શોધી કાઢે છે, ત્યારે તેમની દૃષ્ટિ વૈજ્ઞાનિક બને છે. તેમને કોઈ સત્ય શ્રદ્ધાને આધારે સ્વીકારવું પડતું નથી. તેઓ જાતે દાખલાના અનુભવ ઉપરથી અમુક નિયમ તારવી કાઢે છે. સત્ય શોધનની આ ખરી પદ્ધતિ છે.

**(૧૦) અસ્પષ્ટ ઉપરથી સ્પષ્ટ ઉપર જવું:**—બાળકને કોઈ પણ પદાર્થનો પ્રથમ સમગ્ર સાદો ખ્યાલ આવે છે. તે કેરી જુએ છે, ત્યારે તેનો રંગ, આકાર, કદ એમ છુટાં છુટાં પ્રત્યક્ષો એકઠાં કરવાથી તેને કેરીનું જ્ઞાન મળતું નથી; પણ પ્રથમથીજ તેને આખી કેરીનું પણ ઝાંખું ભાન થાય છે. આવું સમગ્ર જ્ઞાન પ્રથમ અસ્પષ્ટ અને અપૂર્ણ હોય છે. પછી જેમ જેમ તે સંબંધી તેનો અનુભવ વધતો જાય છે, તેમ તેમ તેના જ્ઞાનમાં વધારો થાય છે; એટલે તે વધારે સ્પષ્ટ અને પૂર્ણ બને છે. આવી રીતે પ્રથમ અસ્પષ્ટ અને ઝાંખી એકતાનું થાય છે: પછી તેના જુદા જુદા ભાગ અને સ્વરૂપના ભેદનું અને છેવટે તેમનું સમગ્ર એકીકરણ કરીને વધારે સ્પષ્ટ અને નિશ્ચિત જ્ઞાન મળે છે. બાળકને ગુલાબનું અસ્પષ્ટ જ્ઞાન હોય છે. શિક્ષક તેનો રંગ, પાંદડાં, આકાર વગેરે ભાગનું વિશેષ જ્ઞાન આપે છે. હવે તેને ગુલાબનું જ્ઞાન વધારે સ્પષ્ટ અને વિશેષ પ્રાપ્ત થયું છે. એક માણસ ગામ બહાર રસ્તામાં ઘણે આઘે કંઈક જુએ છે. કોઈ એક ખેડુત માથે ચારનો ભારો લઈ આવતો હોય તેવું તે ધારે છે; પણ જેમ તે મનુષ્ય પાસે આવે છે, તેમ તેનો ખ્યાલ વધારે સ્પષ્ટ અને વિશેષ થાય છે. પ્રથમનું તેનું જ્ઞાન ઝાંખું અને અસ્પષ્ટ હતું, પણ પછી તે વધારે સ્પષ્ટ અને ચોક્કસ થયું. આ નિયમ મુજબ બાળકને જ્ઞાન મળે છે. શિક્ષક પ્રથમ પાઠનો સાર કહે છે, ત્યારબાદ તેનું વાચન તથા સમજુતી થયા પછી પહેલાંના

સાદા અસ્પષ્ટ જ્ઞાનમાં પછીથી મળેલી વધારે હકીકતને લીધે તે જ્ઞાન વધારે સ્પષ્ટ થાય છે. આવી રીતે જ્યાં અને ત્યાં પ્રથમ પાઠનો સાર કહેવો, કે જેથી પછીથી શીખવેલી હકીકત તેઓ સ્પષ્ટ રીતે શીખી શકે. આ કારણને લીધે વાચન, ઇતિહાસ વગેરે વિષયોમાં આરંભમાં સાર કહેવામાં આવે છે. આ નિયમને સામાન્ય ઉપરથી વિશેષ ઉપર જવું એમ પણ કહી શકાય; કારણકે બાળકનું આરંભનું જ્ઞાન અસ્પષ્ટ એટલે સામાન્ય કે સાદું હોય છે; અને પાછળથી વધારે સ્પષ્ટ થવાથી તે જ્ઞાન વિશેષ કે સંકીર્ણ થાય છે. ભાષાના અભ્યાસમાં વિદ્યાર્થી પ્રથમ વ્યાકરણના પદોની વ્યાખ્યા ગોખે અને પછી તે વાચન કે નિબંધના વિષયમાં તેનો ઉપયોગ કરે અથવા તે તપાસી જુએ. તેના કરતાં સહેલાં વાક્યોથી આરંભ કરી ધીમેધીમે વ્યાકરણના નિયમો તે શોધી કાઢે એ વધારે ઇચ્છવા જોગ છે. ભૂગોળમાં પ્રથમ પૃથ્વીની હકીકત, ખંડ, મહાસાગર, બેટ, ભૂમધ્ય રેખા વગેરે પાઠ્ય પુસ્તકમાં રૂઢ ક્રમ મુજબ આપેલી બાબતો વિદ્યાર્થીને શીખવવા કરતાં તેની આસપાસની સ્થિતિથી શરૂઆત કરી ધીમે ધીમે બીજી વધારે સામાન્ય બાબતો શીખવવું એ વધારે લાભકારક છે. તેવી રીતે વાચન અને લેખનમાં મૂળાક્ષર પ્રથમ શીખવી તે ઉપરથી શબ્દો અને વાક્યો લેવાં, તેના કરતાં શબ્દો અથવા વાક્યો પ્રથમ લેવાથી તે જલદી શીખે છે. વળી ભૂમિતિમાં વ્યાખ્યા ગોખાવવા કરતાં પ્રથમ મૂર્ત કે સ્થૂલ ઉદાહરણો લેવા એ વધારે સરળ રીત છે. રસાયનશાસ્ત્રમાં મૂળ તત્ત્વો, સંયુક્ત પદાર્થ, તેમનું પ્રમાણ અને વજન તથા અણુપરમાણુની વ્યાખ્યાઓનું જ્ઞાન મેળવવું એ અઘરૂં છે, પણ અવલોકન અને પ્રયોગદ્વારા કેટલીક હકીકતનું જ્ઞાન પ્રથમ પ્રાપ્ત કર્યા પછી તે બાબતો શીખવી એ સહેલી રીત છે. આ પ્રમાણે વિદ્યાર્થીના વિશેષ જ્ઞાન ઉપરથી સામાન્ય બાબત શીખવવી એ જ્ઞાન મેળવવાનો ખરો ક્રમ છે.

**(૧૧) દરેક પાઠ રસિક થવો જોઈએ:**—રસ એ શિક્ષણનો આત્મા છે, એટલે બાળશિક્ષણમાં ઘણી અગત્યની બાબત રસ છે.

વળી બાળકને શીખતી વખતે કંટાળો આવે એ શિક્ષકનો મોટો દોષ ગણાય છે; કારણકે જો તેને ભણવામાં રસ પડે તોજ તે ઉલટથી અને તનમનથી કામ કરે છે; એટલે તે તેમાં ધ્યાન આપી શકે છે. અને ધ્યાન આપવામાં આવે તોજ તે તેને યાદ રહી શકે છે. રસ એ શું છે એ બાબત ઉપર થોડો વિચાર કરવાની જરૂર છે. જ્યારે મનની વૃત્તિ સ્થિર થવાથી આનંદ અનુભવાય છે ત્યારે તેને **રસ** કહે છે. રસ એ એક જાતની લાગણી છે. જ્યારે અમુક વસ્તુ જોવાથી કે તે સંબંધી સાંભળીને બાળકની ચિત્તવૃત્તિ એકાગ્ર થાય છે, ત્યારે તેને આનંદ થાય છે. મનની આવી સ્થિતિમાં મુખ્યત્વે લાગણી હોવાથી તે બાબતમાં તેનો રસ પડ્યો એમ કહેવાય છે. જે બાબત બાળજીવનને લગતી હોય છે તેમાં તેને રસ પડે છે. કારણકે જે વસ્તુની તેને જરૂર હોય, અને તે મળે તો તેનાથી તેને આનંદ થાય છે. તેને પાઠમાં રસ પડે તેને માટે પ્રથમ શિક્ષકે તેનો હેતુ પુરો પાડવો જોઈએ. અમુક બાબતની તેને જરૂર છે, એવું ભાન થવાથી તેનામાં જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે. બાળકને તેનું નામ લખવાનું ગમે છે. આવી રીતે લેખનનો હેતુ આપવાથી તેને લખવાનું મન થાય છે. આ પ્રમાણે કોઈપણ હેતુ બતાવ્યા સિવાય શિક્ષક લેખનની બાબત એમને એમ શીખવે છે. તો બાળક શુષ્ક રીતે શીખે છે; પણ જે બાબતની તેને જરૂર છે તે બાબત તે હોંસભેર શીખે છે. અમુક હેતુપૂર્વક શિક્ષણની યોજના હોય છે, તો તે પાઠ શીખવામાં બાળકમાં ઘણો ઉમંગ જોવામાં આવે છે. હેતુ કે અર્થને લીધે જે જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે તેને તૃપ્ત કરવી તેને રસ કહે છે. તેને જે કામ કરવામાં મઝા પડે છે, તે તે ઉમંગથી કરે છે. વળી જો કામ કઠણ હોય છે, તોપણ તે ઉલટથી કરે છે અને ફતેહ પામે છે, ત્યારે બહુ ખૂશ થાય છે. છોકરાંને રમતમાં ખૂબ રસ પડે છે અને તેમને બહુ આનંદ થાય છે, તેથી નાના બાળકના શિક્ષણમાં રમતનું તત્ત્વ અવશ્ય વિશેષ હોવું જોઈએ. જે કામમાં બાળકને રસ પડતો

નથી તે કામ કરવાનું તેને મન થતું નથી. જ્યારે વર્ગમાં બાળકોને કંટાળો આવે છે, ત્યારે તેઓ સુસ્ત જણાય છે અને બગાસાં ખાય છે અથવા ડોલાં ખાય છે. આનું ખરૂં કારણ પાઠમાં પડતા રસનો અભાવ છે.

જ્યારે શિક્ષક શિષ્યનો અધિકાર સમજી તેની શક્તિ અનુસાર પાઠ આપે છે ત્યારે તે રસિક થાય છે. પાઠ બહુ અઘરો તેમજ સહેલો હોવો જોઈએ નહિ, એટલે શીખવવાની બાબત થોડી જાણીતી અને થોડી અજાણી હોવી જોઈએ. જો પાઠ થોડો અઘરો હોય છે તો બાળકને તેમાં રસ પડે છે, કારણકે તે જુના જ્ઞાનની મદદથી નવી બાબત સમજે છે. પાઠ રસિક કરવા માટે શિક્ષકે અવશ્ય સારી તૈયારી કરવી જોઈએ. પાઠની યોજના તેના મગજમાં ઠસી રહેવી જોઈએ. જે ઉદાહરણ, પ્રદર્શન, ચિત્ર કે નકશાનો ઉપયોગ કરવાનો હોય તેની બરાબર પહેલેથી તૈયારી કરેલી હોવી જોઈએ. સવાલ પૂછતી વખતે તેને માટે ફાંફાં મારવાં નહિ. સવાલનો ક્રમ જીવવાગ્રે હોવો જોઈએ. કાળા પાટીઆનો ઉપયોગ, જવાબ સુધારવા, વસ્તુ-પ્રદર્શન, ઉદાહરણ, વગેરે શિક્ષણની યુક્તિઓનો યોગ્ય ઉપયોગ કરવો જોઈએ. કેટલીક વખત શિક્ષક પાઠનો ક્રમ સાચવતો નથી, અને જો તે સાચવે છે તો આરંભ, મુખ્ય વિષય અને પુનરાવર્તનનું રીતસરનું પ્રમાણ સચવાતું નથી. જો શિક્ષકની તૈયારી સારી હોય છે તો તેને તેના કામ પરત્વે જરૂર આત્મવિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને તેથી ગભરાવાનું કારણ મળતું નથી. શિક્ષકમાં બાળકના કરતાં દશ ગણું વિષયના જ્ઞાનનું ભંડોળ હોવું જોઈએ. તેને લીધે તેનામાં આત્મવિશ્વાસ ઉત્પન્ન થાય છે. વળી તેની સાથે ઉત્સાહ, આનંદી સ્વભાવ, મધુર અવાજ, બોલવાની ઢબ, આકર્ષક રીતભાત, ભાષા ઉપર કાબુ અને બાળસ્વભાવનું જ્ઞાન એ બાબતો હોવી જોઈએ. આ બધી બાબતો ઉપર વિષયની રસિકતાનો આધાર રહે છે. શિક્ષકે વિષય સરળ અને રસિક કરવો તેનો અર્થ એ નથી કે તેણે દરેક

બાબત તેવી રીતે શીખવવી જોઈએ, પણ વિદ્યાર્થી જાતે મુશ્કેલી દૂર કરી જ્ઞાન મેળવે એ મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. જો જાતમહેનત અને સ્વતંત્ર કામ કરવાની તેની વૃત્તિ દબાઈ જાય, તો તે ઉપરના શિક્ષણના સૂત્રનો વિપરીત અર્થ છે; કારણ કે રસિક શિક્ષણ એ રમુજી શિક્ષણ નથી. તેમાં થોડી ઘણી મહેનત કે તસ્દી તો હોવી જોઈએ.

**(૧૨) બાળકની શોધક વૃત્તિને ઉત્તેજન આપવું:—** બાળક જે કાંઈ જુએ છે કે સાંભળે છે તેનું જ્ઞાન તે પોતે તેની સ્વતઃવૃત્તિ અને સ્વયંસ્ફૂરણાથી મેળવે છે. અમુક વિષયની હકીકત ફક્ત જાણવાથી જ્ઞાન તરીકે ગણાતી નથી, પણ જે સંસ્કાર મગજમાં પડે છે, તેની સામે ક્રિયા કરી બાળકે તેને વ્યવસ્થિત કરીને પોતાના કરવા જોઈએ. આવું સુવ્યવસ્થિત જ્ઞાન બાળકનું પોતાનું છે. જ્યારે શિક્ષક બધું કહી દે છે અને તે ગોખાવી તૈયાર કરાવે છે, ત્યારે બાળકને તેની સ્વતઃ ક્રિયા કરવાનો પ્રસંગ મળતો નથી. જેમ જઠરમાં પડેલો ખોરાક પાચન થવાથીજ તે લોહી રૂપ થાય છે, અને તે વડે શરીરનું પોષણ અને તેને શક્તિ મળે છે; તેવી રીતે બાળકના મગજમાં જે કંઈ હકીકત પડી હોય, તે તેને બરાબર ગોઠવી પોતાની કરે તોજ તે જ્ઞાન તેને લાભકારક થઈ પડે છે. વિષયની હકીકત કહી જવી એ શિક્ષણ નથી, તેથી શિક્ષક બાળકને જ્ઞાન આપી શકતો નથી; પણ તે પોતે સ્વતઃ પ્રયાસ કરીને મેળવે છે. આ કારણને લીધે શિક્ષક ઓછું બોલે છે અને સૂચક પ્રશ્નદ્વારા વિદ્યાર્થી પાસે વધારે બોલાવે છે તે સારો શિક્ષક છે એ નિઃસંશય છે. બાળક સ્વપ્રયાસથી શીખે એમ ડાહ્યો શિક્ષક તેને ઉત્તેજન આપે છે. તે પોતે માર્ગનું સૂચન કરે છે; તેથી બાળક જાતે કામ કરવા પ્રેરાય છે, અને તેથી તેની શોધક વૃત્તિને ઉત્તેજન મળે છે. ટૂંકામાં તે જાતમહેનતથી અને સ્વતંત્ર વિચારથી જ્ઞાન પ્રાપ્ત કરે છે. જ્યારે શિક્ષકને લાગે કે વિદ્યાર્થી પોતે કોઈ શબ્દનો અર્થ, કે હિસાબનો જવાબ આપી શકે એમ નથી અને નકામો વખત જાય છે, તો બેશક તેણે સૂચન દ્વારા કે

સ્પષ્ટ રીતે તે બાબત કહેવામાં કાંઈ દોષ નથી. વિદ્યાર્થી એ બાળક છે અને તેના મનમાં વિચારો થોડા અને અપૂર્ણ છે, તેથી તે મોટા માણુસની માફક જાતે બધું જ્ઞાન સંપાદન કરે એવી આશા રાખવી જોઈએ નહિ. જ્યાં તેને વિશેષ ફાયદો થવાનો હોય, ત્યાં શિક્ષકે તેના જ્ઞાન અને અનુભવનો લાભ અવસ્ય આપવો જોઈએ.

**(૧૩) કુદરતના નિયમને અનુસરી શિક્ષણ હોવું જોઈએ.** શરીરના આરોગ્ય માટે આપણે કુદરતના નિયમો પાળીએ છીએ અને તેથી આપણને સુખ મળે છે. જો બાળકના બુદ્ધિવિકાસમાં પણ કુદરતના નિયમ મુજબ અનુસરવામાં આવે, તો અવસ્ય બાળકને આનંદ સાથે જ્ઞાન મળે છે. જે બાબત કુદરતી હોય છે તે સુખમય નીવડે છે. ખોરાક, પાણી, ઊંઘ, કામ, કસરત વગેરે ક્રિયા કુદરતના નિયમને અનુસરીને થાય છે, તો ઘણો આનંદ થાય છે; તેવી રીતે બાળકને જ્ઞાન આપવામાં તેને લગતા જે કુદરતી નિયમો હોય તે મુજબ શિક્ષણની યોજના ઘડાવી જોઈએ. જે શિક્ષણ કુદરતી હોય છે તે જ રસિક થઈ શકે છે. નાનાં બાળકો ૧૫ કે ૨૦ મિનિટથી વધારે વખત ધ્યાન એકી વખતે આપી શકતાં નથી, તો તેમને એક કલાક સુધી આંક કે વાચન શીખવવું એ કુદરતથી વિરુદ્ધ ક્રિયા છે. તેને લીધે તેમને થોડા વખત પછી કંટાળો આવે છે અને તેમનામાં સતપતાટ અને બેચેની જોવામાં આવે છે. તેમને ક્રિયા કરવી બહુ ગમે છે. રમત તેમને ઘણી પ્રિય હોય છે. જો બાળવર્ગમાં શિક્ષક સંખ્યા કે શબ્દશિક્ષણ રમતદ્વારા આપે છે, તો તેમને ઘણી મઝા પડે છે. બાળકને પ્રથમ વસ્તુજ્ઞાન આપવું, અને પછી તેનું શબ્દ જ્ઞાન થવું જોઈએ એ કુદરતી નિયમ છે. જે બાળકને આરંભમાં સારૂં ઈંદ્રિયજ્ઞાન મળે છે, તે આગળ ઉપર સારી રીતે કલ્પના કે વિચાર કરી શકશે એ સ્પષ્ટજ છે. શરીરને લગતા કુદરતી નિયમો શારીરશાસ્ત્રમાં આપેલા છે. તેમજ જ્ઞાનને લગતા તેવા નિયમો માનસશાસ્ત્રમાં આપેલા હોય છે. સારા શિક્ષણને માટે તે શાસ્ત્રનું થોડુંઘણું જ્ઞાન

શિક્ષકનામાં અવશ્ય હોવું જોઈએ, કારણકે બાળકના શારીરિક અને માનસિક વિકાસના નિયમોને અનુસરીને શિક્ષણશૈલી હોવી જોઈએ.

**(૧૪) જ્ઞાનની પદ્ધતિ**—કોઈપણ બાબતનું જ્ઞાન આપણને બે પદ્ધતિ મુજબ મળે છે. તે સંયોગીકરણ અને પૃથક્કરણ છે. સુથાર મેજના જુદા જુદા કકડા કરીને આખું મેજ તૈયાર કરે તે **સંયોગીકરણ છે,** કારણ કે તેમાં જુદા જુદા ભાગનું સંયોજન કે એકઠા કરવાનું હોય છે. જો આખા મેજના જુદા જુદા ભાગ કરીને તપાસવામાં આવે તો તે **પૃથક્કરણ છે,** કારણકે તેમાં આખી વસ્તુના પૃથક્ પૃથક્ એટલે છુટા છુટા ભાગ કરેલા છે. કોઈ વિષયના છુટા છુટા ભાગ પ્રથમ શીખવી પછી આખા વિષયનું પૂરૂં જ્ઞાન આપવું તે સંયોગીકરણ પદ્ધતિ છે. તેનાથી ઉલટું કોઈ વિષયનું સમગ્ર જ્ઞાન પ્રથમ આપ્યા પછી તેના જુદા જુદા અંગનું છુટું છુટું જ્ઞાન આપવું એ જ્ઞાનની પૃથક્કરણ રીત છે. જુદા જુદા વિષય શીખવતી વખતે આ બંને પદ્ધતિઓનો થોડો કે વત્તો ઉપયોગ થાય છે. પહેલાં શિક્ષણમાં સંયોગીકરણ પદ્ધતિનું પ્રાધાન્ય હતું. પ્રથમ શિક્ષક મૂળાક્ષર શીખવીને પછી શબ્દ બનાવે અને તે ઉપરથી વાક્યનું વાચન કરાવે એ સંયોગીકરણ રીત છે; પણ હાલમાં તો વાક્યનું વાચન પ્રથમ કરાવી તે ઉપરથી શબ્દ અને અક્ષરનું જ્ઞાન આપવામાં આવે છે. ડ્રોઇંગમાં પહેલાં લીટીઓ કાઢીને તે ઉપરથી આકૃતિઓ બનાવીને કાઢવામાં આવતી હતી, પણ હાલમાં તો પહેલેથી આખા પદાર્થનું ચિત્ર કાઢવામાં આવે છે. પ્રથમ બાળકને સમગ્ર વસ્તુનું જ્ઞાન થાય છે, અને ત્યારપછી તે તેની વિશેષ હકીકત મેળવે છે. આ બાબત અગાઉ કહેવામાં આવી છે; તો શિક્ષકે આવી કુદરતી રીત મુજબ શિક્ષણના જુદા જુદા વિષયોમાં જ્યાં અને ત્યાં પૃથક્કરણનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ. વ્યાકરણ શિક્ષણમાં પ્રથમ બાળકોને ભાષાજ્ઞાન હોવું જોઈએ. બોલતાં કે લખતાં આવડયા પછી તેનું પૃથક્કરણ કરી તેને વ્યાકરણ શીખવવું જોઈએ. પ્રથમ ભાષા અને પછી વ્યાકરણ એ

કુદરતી ક્રમ છે. સંગીત, ભૂગોળ, કવિતાનો મુખપાઠ જેવા વિષયોમાં પ્રથમ આખા વિષયનું થોડું જ્ઞાન મેળવ્યા પછી તેની વિગતવાર હકીકત શીખવવાની જરૂર છે. મૂળાક્ષરની માફક સા, રી, ગ, મથી સંગીત શિક્ષણ શરૂ થવું જોઈએ નહિ, પણ રાગોના વારંવાર સ્વરૂપ સાંભળ્યા પછી તેના સૂરની માહિતી આપવી. તેવી રીતે ભૂગોળ શિક્ષણમાં આખી પૃથ્વીનો સમગ્ર ખ્યાલ આપ્યા પછી તેને લગતા જુદા જુદા ભાગનું શિક્ષણ વિશેષ હકીકત સાથે આપવું વધારે ફાયદાકારક છે. કવિતા બબ્બે લીટીઓ લઈને મોઢે કરવા કરતાં પહેલેથીજ તે સમજીને આખી કવિતાનો મુખપાઠ કરવાથી થોડા વખતમાં તે યાદ રહી જાય છે. વળી એ ખાસ ધ્યાનમાં રાખવું જોઈએ, કે જ્ઞાન પ્રાપ્ત કરવાની આ બંને પદ્ધતિનો ઓછો કે વત્તો ઉપયોગ દરેક વિષયમાં થાય છે. પૃથક્કરણ અને સંયોગીકરણ બંનેનો યોગ્ય પ્રમાણમાં ઉપયોગ કરવાથી વિદ્યાર્થીને સારૂં જ્ઞાન મળે છે.

---

## પ્રકરણ ૩–શિક્ષક અને તેના ગુણ

---

### શિક્ષણમાં તેમજ કેળવણીમાં મુખ્ય શક્તિ શિક્ષક છે.

શાળાએ સમાજનું ઉપયોગી અંગ છે. સમાજના આદર્શનું તથા તેની જુદી જુદી પ્રવૃત્તિઓનું પ્રતિબિંબ તેમાં પડેલું હોય છે એટલું જ નહિ, પણ શાળા એ સમાજ સુધારણાનું અગત્યનું સાધન છે.

**શિક્ષક અને સમાજ**

સમાજને જે કંઈ પ્રેરણા કે ભાવનાની જરૂર હોય તે શાળામાંથી વિદ્યાર્થીઓને મળે છે. આજના બાળક વિદ્યાર્થીઓ આવતી કાલના નાગરિકો છે, તેથી શાળામાં લીધેલી તાલીમને અંગે તેમણે જે પ્રેરક વિચારો ગ્રહણ કર્યા હોય છે તેનો ફેલાવો સમાજમાં થાય છે; તેથી સમાજની પ્રવૃત્તિઓમાં ધારેલો ફેરફાર ઉપજે છે. આવી રીતે રાષ્ટ્રની ઉન્નતિમાં શાળા એ ઘણું અગત્યનું

સ્થાન ભોગવે છે. યુરોપ, અમેરિકા અને જાપાન જેવા સુધરેલા દેશમાં કેળવણી ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે, કારણકે દેશની આબાદીનો આધાર સમાજમાં ફેલાયલા જ્ઞાન ઉપર રહે છે. હાલમાં શિક્ષકનો ધંધો બહુ ઉંચો મનાતો નથી અને તેથી સમાજમાં તેની પ્રતિષ્ઠા દાકતર કે વકીલ જેટલી મહત્ત્વની જોવામાં આવતી નથી. તેનું કારણ શિક્ષકને ઉંચા પ્રકારની શિક્ષણની જે તાલીમ મળવી જોઈએ તે તેને આપવામાં આવતી નથી. વળી શાળાનાં યોગ્ય લાયકાત વગરના શિક્ષકો હોવાથી તેમના કામ પ્રત્યે તેમને ભાવ હોતો નથી. તેઓ શિક્ષકનો ધંધો પસંદ કર્યા પછી શિક્ષણનું કામ સારૂં કરવું અને તેમાં સુધારો કરી વિદ્યાર્થીઓને ઉત્તમ કેળવણી આપવી તેનો તેઓ ભાગ્યેજ વિચાર કરે છે. આ કારણને લીધે સમાજમાં તેના ધંધાનું ગૌરવ હલકું છે. જેવો શિક્ષક તેવી શાળા એ અક્ષરશઃ ખરૂં છે. જેમ કારખાનાનાં નાનાં યંત્રોને મોટા પૈડા દ્વારા ગતિ મળે છે, અને તેથી આખા સંચો બરાબર કામ કરે છે; તેવી રીતે શાળાના મહેતાજીના જ્ઞાન અને ચારિત્ર્ય ઉપર શાળાની પ્રગતિનો બધો આધાર રહે છે. આ કારણને લીધે શિક્ષકની પસંદગી અને ત્યારપછી તેને આપવાની તાલીમ એ બે બાબતો કેળવણીના અભ્યુદય માટે ખાસ અગત્યની છે.

ધંધાને અંગે જે ગુણ કામ કરનારામાં હોવા જોઈએ તેની સારી કાળજી દરેક કારીગર રાખે છે. પોલિસ. પોસ્ટમેન, મોટર-ડ્રાઈવર વગેરે જુદા જુદા ધંધાદારીમાં અમુક જાતની લાયકાત હોવી જોઈએ. તેવી રીતે જે વ્યકિતમાં કેળવણી આપવાની અમુક જાતની યોગ્યતા હોય તેનેજ શિક્ષક તરીકે પસંદ કરવો જોઈએ. દરેક

**શિક્ષકની યોગ્યતા**

મનુષ્ય શિક્ષકના ધંધા માટે લાયક હોતો નથી. ગમે તે મનુષ્ય બીજો કોઈ ધંધો રોજગાર ન મળે, તો શિક્ષકના ધંધામાં જોડાય એ તદન અનિષ્ટ છે અને તે સમાજની ઉન્નતિને ઘણું હાનિકારક છે.

શિક્ષક એ ઉત્તમ પ્રકારનો કારીગર છે. તે માત્ર કારીગર નથી પણ એક પ્રકારનો કળાકાર છે, એટલે તેનો ધંધો ઘણો કઠણ તેમ અગત્યનો છે. સુથાર, લુહાર, મોચી, દરજી વગેરે ધંધાદારીનો વિષય જડ વસ્તુ છે, ત્યારે શિક્ષકને બાળકના આત્માનો વિકાસ કરવાનો છે.

**શિક્ષકનું કર્તવ્ય**

જડ વસ્તુ ઉપર અસર કરવી એ સહેલી બાબત છે. વળી તેના ગુણધર્મ સ્પષ્ટ રીતે માલમ પડે છે; પણ બુદ્ધિ એ સૂક્ષ્મ અને ચંચળ વસ્તુ હોવાથી તેના ઉપર અસર કરવી એ ઘણી મુશ્કેલ બાબત છે. આ જગતમાં આત્મા એ અમૂલ્ય વસ્તુ છે, અને આત્માને કેળવવો એ ઘણી કઠણ કળા છે, તેમજ તે ઘણી અગત્યની બાબત છે. આવા ઘણા મહત્ત્વના કામ માટે શિક્ષક પસંદ કરવામાં અને તેને તાલીમ આપી તૈયાર કરવામાં ઉપેક્ષા કરવી એ કોઈ રીતે સમાજહિતની દૃષ્ટિથી ક્ષંતવ્ય થઈ શકે એમ નથી. લાયકાત વગરના બીનઅધિકારી શિક્ષકને બાળશિક્ષણનું કામ સોંપવું. એ ઘણુ નુકસાનકારક છે એ સ્પષ્ટજ છે. સમાજના કોઈ પણ સુધારાને માટે ઉંચી કોટિના શિક્ષકની જરૂર છે. શિક્ષકના ધંધામાં સારા વિચારવાળા અને ઉંચા ચારિત્ર્યવાળા શિક્ષકો મળી આવે, તોજ પ્રજાની ઉન્નત થઈ શકે છે.

કેટલાક માણસોમાં શિક્ષક તરીકેની જન્મસિદ્ધ શક્તિ હોય છે. તેઓ તાલીમ લીધા વગર કુદરતી રીતે શિક્ષક તરીકેનું કામ સારૂં કરે છે. તેઓ અનુભવને આધારે શિક્ષણના નિયમો ઝટ શોધી કાઢે છે, પણ જે શિક્ષકો સાધારણ બુદ્ધિના હોય છે, તેઓ ઘણી મહેનત તથા ખંતથી શિક્ષણની કળા પ્રાપ્ત કરે છે. શિક્ષણકળાની તાલીમ ઉંચી કોટિના તેમજ સાધારણ શિક્ષકોને પણ જરૂરની છે; કારણકે ઘણી વખત શિક્ષકને આવડતું હોય છે પણ તે બીજાને શીખવી શકતો નથી. વળી બાળકોને સારી તાલીમ આપવાનું કામ ઘણું અઘરૂં છે. તાલીમ નહિ લેવાથી તેના પૂર્વગામી શિક્ષકોએ શિક્ષણને અંગે જે સુધારા કર્યાં

**તાલીમની જરૂર**

હોય છે, તેનો લાભ તેને મળતો નથી. શિક્ષણની સારી કાર્યસાધક પદ્ધતિ તેના આધારભૂત સિદ્ધાંતોના જ્ઞાન વિના પ્રાપ્ત થઈ શકતી નથી. આ કારણને લીધે શિક્ષકને ઉંચા પ્રકારની તાલીમ આપવાથી તે બાળકેળવણીનું કામ સારી રીતે કરી શકે છે. દરેક ધંધાદારી મનુષ્યને તેના ધંધાની તાલીમ આપવાથી તે ઓછી ભૂલો કરી વધારે સારૂં કામ કરે છે. તેની પહેલાંના શિક્ષકવર્ગે શિક્ષણને અંગે જે ભૂલો કરી હોય છે, તે તાલીમની મદદથી દૂર કરી વધારે સારૂં શિક્ષણ આપી શકે છે. કેટલાક શિક્ષકોમાં બાળકને કેળવવાની તથા વ્યવસ્થા રાખવાની કુદરતી શક્તિ હોય છે; પણ હોશિયાર શિક્ષક તાલીમથી વધારે હોશિયાર થાય છે અને સાધારણ શિક્ષક તેને લીધે હોશિયાર બને છે. આવી રીતે દરેક શિક્ષકને શિક્ષણપદ્ધતિની તાલીમની જરૂર છે.

દરેક ધંધો શરૂ કરતાં પહેલાં તે શીખવો પડે છે. ખેડુત, સુથાર, લુહાર, સોની, વણકર વગેરે ધંધાદારીને તેમના ધંધાનો ખાસ અનુભવ પ્રથમ મેળવવો પડે છે. તેવી રીતે શિક્ષકને પણ શિક્ષણનો અનુભવ લેવાની જરૂર છે; કારણકે અનુભવ એજ પાકું જ્ઞાન છે. ફક્ત અનુભવ ધંધાની કુશળતા માટે પુરતો નથી, પણ જ્યારે તેની સાથે સિદ્ધાંતનું જ્ઞાન મળે છે; ત્યારે તે સારી તાલીમ ગણાય છે. જેમ વકીલ, ડૉકટર, ઇજનેર વગેરેને તેમના ધંધાની યોગ્ય તાલીમ લેવી પડે છે, તેમ શિક્ષકને પણ તેના ધંધાને લગતી ઉંચા પ્રકારની તાલીમ લેવાની જરૂર છે. તાલીમ વગરનો શિક્ષક વિદ્યાર્થીઓ ઉપર હાનિકારક પ્રયોગ કરે છે અને ઘણી ભૂલો કર્યા પછી તે શીખવવાની અમુક રીત ગ્રહણ કરે છે. અણઘડ શિક્ષકની શિક્ષણશૈલી અશાસ્ત્રીય અને ભૂલભરેલી હોય છે. શિક્ષકને અમુક હેતુને અનુસરી કામ કરવાનું હોય છે અને તેથી અમુક સાધનનો ઉપયોગ કરવો પડે છે. તો તેણે કેળવણીને લગતા નિયમોનો બરાબર અમલ કરી શીખવવું જોઈએ. શિક્ષકના વ્યકિતત્વની તથા તેની રીતભાતની શાંત અસર વિદ્યાર્થી પર થાય છે; તેથી શિક્ષકમાં કયા કયા ગુણ હોવા જોઈએ તે હવે આપણે જોઈએ.

**(૧) શારીરિક**—પ્રથમ તો શિક્ષક સુદૃઢ બાંધાનો અને તંદુરસ્ત હોવો જોઈએ. તેની સાથે ઉંચો, કદાવર, મધુર અવાજવાળો અને દેખાવડો તેમજ રૂઆબદાર હોય તો ઘણું સારૂં. વળી તેનામાં શરીરની કંઈ ખોડ હોવી જોઈએ નહિ; કારણકે તેની અનિષ્ટ અસર વિદ્યાર્થી ઉપર થાય છે. જે શિક્ષકની તબીયત નાજુક હોય છે, તે થોડા વખતમાં શીખવતાં કંટાળી જાય છે, અને વિદ્યાર્થીઓને તેથી સંતોષ થતો નથી. વળી જે શિક્ષક વારેઘડીએ બિમાર પડે છે, તે તેનું કામ યથાર્થ રીતે કરી શકતો નથી. શાળામાં થતી પ્રસંગોપાત ગેરહાજરીને લીધે વિદ્યાર્થીનો અભ્યાસ બગડે છે એટલુંજ નહિ, પણ તેમના ઉપર અનિયમિતતાની ખરાબ છાપ પડે છે.

**તંદુરસ્તી**

ઘણા શિક્ષકોમાં તેમના શરીરનું આરોગ્ય ઠીક નહિ હોવાને લીધે મંદતા માલમ પડે છે. ખાસ કરીને તેમનામાં સારી ચપળતા અને ઉત્સાહ હોવાં જોઈએ. જે શિક્ષકમાં ઉત્સાહ હોય છે, તેની અસર વિદ્યાર્થી ઉપર થાય છે અને તેથી તેમનામાં અભ્યાસ માટે કાળજી જોવામાં આવે છે. શિક્ષક વર્ગમાં પેસે તેની સાથે તેના ઉત્સાહને લીધે બાળકોમાં પણ ચપળતા આવી જોઈએ. જો તેનામાં ઉત્સાહ હોતો નથી તો તે તેનું કામ વેઠિઆ જેવું કરે છે. જે શિક્ષકને તેના કામમાં રસ પડતો નથી, તે કદી સારૂં શીખવી શકતો નથી. શાળાનું કામ પોતાનું છે અને વિદ્યાર્થીઓ તે તેનાં બાળકો છે, એવી સમજણને લીધે તે સારૂં કામ કરે છે. તેણે તેના કામથી કદી કંટાળવું નહિ, પણ ખંત અને હોંસથી તેનું કામ તેણે કર્યે જવું.

**ઉત્સાહ**

દરેક શિક્ષકે ટટાર ઉભા રહીને શીખવવાની જરૂર છે. જે માણસ ટટાર ઉભા રહેતો નથી તેની પીઠનો ભાગ તથા ઢીંચણ વળી જવાથી કઢંગાં થઈ ગયાં હોય છે. તેણે બનતાં સુધી ઉભા રહીને શીખવવું જોઈએ. વર્ગમાં ગમે

**સ્થિતિ**

તેમ હાથ પગ નાખી ખુરશીમાં બેસી રહેવું એ એદીપણાનું ચિહ્ન છે. તેની બેસવાની કે ઉભા રહેવાની રીત કઢંગી કે મંદતાવાળી કદી હોવી જોઈએ નહિ. તેણે ખુરશીમાં પલાંઠી વાળી અથવા પગ મેજ મેજ ઉપર નાખી બેસવું નહિ. તેમજ માથું ભીંતને અડાડી તથા ધુંટણ ઉપર ચોપડી મૂકી શીખવવું એ તેનો આળસુ સ્વભાવ બતાવે છે. એકની એક જગાએ બેસવાથી તથા ઉભા રહેવાથી મંદતા આવે છે. વર્ગનું કામ તપાસવાને માટે તેણે પ્રસંગોપાત ફરવું જોઈએ. ખુરશીમાં પડી રહેવાથી પાટીઆનો ઉપયોગ થઈ શકતો નથી.

આપણે ત્યાં સમૂહશિક્ષણ હોવાથી ખાસ કરીને નીચલા વર્ગોમાં બાળકોમાં વિશેષ ચપળતા અથવા સ્ફૂર્તિ જોવામાં આવે છે.

**ચપળ નેત્ર અને સરવા કાન**

તેઓ ગમે તેમ બેસે છે, બીજા જોડે વાતો કરે છે અને તેમને પજવે છે, તથા પાઠમાં ધ્યાન આપતા નથી. વસ્તુસ્થિતિ આવી હોવાને લીધે શિક્ષકના કાન સરવા જોઈએ. તેમજ શીખવતી વખતે તેની આંખ ચારે બાજુએ ફરતી હોવી જોઈએ, કે જેથી છોકરાંઓ કેવી રીતે બેઠાં છે તથા તેઓ ધ્યાન આપે છે કે કેમ તે તે જોઈ શકે. જે છોકરાને સવાલ પૂછવામાં આવે તેના તરફજ તેણે જોઈ રહેવું નહિ, પણ તેની નજર બધે ફેરવવી જોઈએ. બાળકને એમ લાગવું જોઈએ કે શિક્ષક વર્ગમાં બધું જોઈ શકે છે, તોજ તેઓ બરાબર કામ કરે છે. શિક્ષકે છોકરાઓને સવાલ પૂછતી વખતે 'ઉભા થાઓ' 'બેસી જાઓ' એમ વારંવાર કહેવાની જરૂર નથી, પણ આંખના ઇસારાથી તે થઈ શકે છે. શિક્ષકની ચપળતાને લીધે વર્ગની વ્યવસ્થા જળવાઈ રહે છે.

શિક્ષકનો ઘણો વખત વિદ્યાર્થી સાથે બોલવામાં જાય છે. જો અવાજ કર્કશ, ખોખરો, તીણો કે ધીમો હોય, તો તેની અયોગ્ય અસર બાળકો પર થાય છે. બાળકોને વાર્તા કહેવામાં, કવિતા ગાવામાં તથા બીજા અનેક કામમાં મીઠા અને આકર્ષક અવાજની

**અવાજ**

જરૂર પડે છે. તેવા અવાજને લીધે બાળકોનું મન આકર્ષી શકાય છે. વળી અવાજ ઉપર કાબુ મેળવીને શિક્ષણના જુદા જુદા પ્રસંગે તે યોગ્ય રીતે બદલવાથી તેના કામની અસર સારી થાય છે. ઘણા શિક્ષકો અવાજની કરકસર કરવાનું જાણતા નથી, તેથી તેમને છાતીનાં અને ફેફસાંના દરદો થાય છે. તેઓ વર્ગમાં તાણીને બોલ્યા કરે છે, કે બરાડા પાડે છે. જે શિક્ષક હંમેશાં શાંત રીતે બોલે છે તેની જાદુઈ અસર બાળકના મન ઉપર થાય છે. દરેક શિક્ષકે ધીમેથી દઢતા પૂર્વક બોલવું જોઈએ અને શબ્દોના યોગ્ય સમૂહ પછી જરા અટકવું જોઈએ. ઉતાવળે બોલવાથી શીખવેલી બાબત બાળકો સમજતાં નથી અને તેથી નવી બાબત સમજતાં તેને વાર લાગે છે, માટે ઝડપથી બોલવું નહિ. વળી તેણે ધીમેથી બોલવું એટલુંજ નહિ. પણ સ્પષ્ટ બોલવું જોઈએ કે બાળક તેના કહેવાનો અર્થ સમજી શકે અને તેનો બરાબર જવાબ આપી શકે. યોગ્ય રીતે ઘાંટો કાઢીને બોલવાથી વિદ્યાર્થીઓ પર તેની સારી અસર થાય છે, અને તેને થાક લાગતો નથી. વર્ગના બધા વિદ્યાર્થીઓ બરાબર સાંભળી શકે તેવું તેણે બોલવું જોઈએ.

વળી વધારે તાણીને ઘાંટા કાઢવાથી પાસેના વર્ગને હરકત થાય છે, અને જ્યારે વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવા માટે મોટેથી બોલવું પડે છે, ત્યારે હંમેશાં વારંવાર બૂમો પાડવાને લીધે તેના ઉપર તેની કંઈ અસર થતી નથી. બહુ ધીમેથી બોલવાથી છોકરાંઓ સાંભળી શકતાં નથી, એટલે વર્ગમાં ગરબડ થાય છે. સાધારણ રીતે આપણને પૂરો શ્વાસ લીધા વગર બોલવાની ટેવ હોય છે. છેક ઉંડા શ્વાસ લેવાથી ઘાંટો સુધરે છે, એટલે તેમાં મીઠાશ આવે છે, અને લાંબા વખત સુધી બોલવાનો થાક લાગતો નથી. ઉંડા શ્વાસને લીધે શિક્ષકની તંદુરસ્તી સુધરે છે. બોલતી વખતે ફેફસાં હવાથી બરાબર ભરેલાં હોવાં જોઈએ, અને બોલ્યા પછી હવા ખાલી થાય તો ફરીથી તેમાં હવા બરાબર ભરવી જોઈએ. દરેક શિક્ષકે ઉંડા શ્વાસ લેવાની કળા શીખવાની જરૂર છે.

કેટલાક શિક્ષકો વધારે તાણીને બોલે છે. વળી બીજા કેટલાક બહુ ધીમેથી અને છેક ગળામાંથી અથવા નાકમાંથી બોલે છે. તેમણે ખુલ્લું મોં રાખી બોલવું જોઈએ. વાચન વગેરે વિષયોમાં જે શબ્દ નવો હોય કે અગત્યનો હોય તેના ઉપર સહેજ ભાર મૂકીને વાંચવો જોઈએ, કારણકે તેનાથી બાળકોનું તેના તરફ લક્ષ ખેંચાય છે. વળી વાક્યમાં બધા શબ્દ સરખા મહત્ત્વના હોતા નથી, તેથી ઓછા-વત્તા ભારથી તે વાંચવા જોઈએ. વાક્ય લાબું હોય તો શબ્દોના યોગ્ય સમૂહ પાડીને તે વાંચવું જોઈએ. તેને લીધે શીખવવાની બાબત તરત સમજાય છે.

હ્રસ્વ કે દીર્ઘ ઇ, ઈ, ઉ, ઊ હોય તે પ્રમાણે શબ્દોનો ઉચ્ચાર કરવો જોઈએ. તેમજ તેણે સાદા શબ્દો અને સરળ વાક્યોનો ઉપયોગ કરવો. બોલવામાં દંભ રાખવો જોઈએ નહિ; તેમજ તેણે લાંબાં વાક્યનો તથા અઘરા સંસ્કૃત શબ્દોવાળાં વાક્યોનો ઉપયોગ આડંબર માટે કદી કરવો નહી. તેને લીધે બાળક ગભરાય છે. વિદ્યાર્થીના ગજા પ્રમાણે શિક્ષકે તેની ભાષાનો ઉપયોગ કરવો જોઈએ. દરેક શિક્ષકે જરૂર જેટલા અને યોગ્ય શબ્દોનો ઉપયોગ કરવો. શિક્ષકની ભાષા શુદ્ધ અને સંસ્કારી હોવી જોઈએ. અશુદ્ધ અને પ્રાંતિક ઉચ્ચારનો તો તેણે ત્યાગ કરવો. 'કીધું છે', 'લેંમડો', 'છેતર', 'ધરાં', 'છોરો', 'અટાણે', 'હાક' વગેરે પ્રાંતિક શબ્દો વાપરવા નહિ. બાળકને શાળામાં શુદ્ધ બોલતાં તથા લખતાં શીખવવાનું છે, તેથી તેણે પોતાની શુદ્ધ અને સંસ્કારી ભાષાનો દાખલો આપી વિદ્યાર્થીની ભાષા સુધારવા પ્રયત્ન કરવો જોઈએ.

શિક્ષકમાં રમત ગમતનો શોખ અવશ્ય હોવો જોઈએ. બાળકની તંદુરસ્તી સુધારવા માટે રમત ગમતની જરૂર છે એટલુંજ નહિ, પણ તે રમવાથી તેનામાં સહકાર, ન્યાયવૃત્તિ, ચપળતા વગેરે કેટલાક સારા ગુણો ખીલે છે. દરેક શિક્ષકે છોકરાં સાથે રમત

**રમતગમતનો શોખ**

રમવી જોઈએ. તેવા પ્રસંગે તેના સ્વભાવનું નિખાલસપણે અવલોકન કરવાના સારા પ્રસંગો તેને મળે છે. આપણે ત્યાંના શિક્ષકવર્ગની આ મુખ્ય ખામી છે.

તંદુરસ્ત માણસ આનંદી હોય છે. બિમાર માણસને હસવું ગમતું નથી. વળી નાનાં બાળકો ઘણા ઉત્સાહી અને આનંદી સ્વભાવનાં હોય છે. જો શિક્ષકમાં ગમગીની અને નિરાશાની છાયા હોય છે, તો તેઓ પણ તેવાં થાય છે. બાળવર્ગના શિક્ષકનો

**આનંદી સ્વભાવ**

સ્વભાવ અવશ્ય આનંદી અને હસમુખો હોવો જોઈએ. ચીડીઓ સ્વભાવ એ શિક્ષકની મોટી ખામી છે. જો શિક્ષક ચીડાએલો હોય છે તો તેથી બાળકને ખમવું પડે છે. શિક્ષકનું ગૌરવ સચવાય તેમ તેણે કોઈ કોઈ વખત હાસ્યરસ ઉત્પન્ન કરવો જોઈએ. તેના ગંભીર સ્વભાવથી બાળકો કંટાળે છે એ તેણે જાણવું જોઈએ. વળી શિક્ષકમાં બાલીશતા તેમજ બહુ ગાંભીર્ય હોવાં જોઈએ નહિ. બાળકોની ભૂલો કે તોફાનથી તેણે તરત મિજાજ ખોવો નહિ, પણ ધીરજ અને શાંતિથી કામ કરવું. બાળકોને રમતગમત તથા કૂદવાનું ઘણું ગમે છે એ તેણે સારી પેઠે જાણવું. જે શિક્ષકનું મોઢું ચડેલું હોય છે અને કદી હસતો નથી તેનાથી બાળકો બીએ છે અને તેના ભયને લીધે તેઓ તેને ચહાતા નથી, એટલે ભણવામાં તેમને જે આનંદ પડવો જોઈએ તે તેઓને મળતો નથી.

**(૨) માનસિક:**—દરેક શિક્ષક તાલીમ પામેલો હોવો જોઈએ. તાલીમ વગરનો શિક્ષક ઘણી વખત બાળકને ફાયદો કરવાને બદલે

**જ્ઞાનસંપત્તિ**

નુકસાન કરે છે. શિક્ષકનામાં પદ્ધતિની તાલીમ ઉપરાંત જ્ઞાનનું સારૂં ભંડોળ હોવું જોઈએ. જેણે જ્ઞાન આપવાનું છે તેનામાં જુદા જુદા વિષય શીખવવાને પુરતું જ્ઞાન નહિ હોય તો તે શું આપશે? આ કારણને લીધે જે વિષય શીખવવાના હોય તેનું તેણે સારૂં જ્ઞાન સંપાદન કરવું જોઈએ.

વળી જુદા જુદા વિષયના જ્ઞાનવડેજ તેની દૃષ્ટિ વિશાળ બને છે; નહિતો તે એકમાર્ગી થઈ જાય છે અને કુપમંડુકતાને લીધે તેનામાં જ્ઞાનનું અભિમાન આવે છે. તેણે પોતાના ધંધા ઉપરાંત અમુક એક વિષયનો રસપૂર્વક અભ્યાસ કરવાની જરૂર છે. તેને લીધે મન સંકુચિત થતું નથી, પણ તે પ્રફુલ્લિત અને વિશાળ થાય છે. તેને જીવન શુષ્ક લાગતું નથી, પણ તેમાં તેને રસ પડે છે. તાલીમ લીધા પછી તેણે પુસ્તકો વાંચી તેના જ્ઞાનમાં થોડો થોડો વધારો કરવો જોઈએ, નહિ તો તેનું જ્ઞાન કાળક્રમે ઘસાઈ જાય છે અને તેનું જીવન યંત્રવત્ બને છે. જેમ ખેડુતને દર વરસે ખાતર નાખવાની જરૂર પડે છે, તેમ શિક્ષકે થોડું થોડું નવું જ્ઞાન મેળવી તેના જ્ઞાનમાં વૃદ્ધિ કરવી જોઈએ. તેને જે જ્ઞાન મળ્યું હોય તેનાથી સંતોષ ન પામતાં તેમાં અવશ્ય વધારો કરવો જોઈએ. જો શિક્ષકમાં વધારે જ્ઞાન હોય છે, તો તેની સારી પ્રતિષ્ઠા પડે છે; તેથી તેણે વિદ્યાભ્યાસ જારી રાખવો અને જુદા જુદા વિષયોનું જ્ઞાન રસપૂર્વક મેળવવું. આને લીધે તે વિદ્યાર્થી આગળ સારો આદર્શ રજુ કરે છે. તાજું જ્ઞાન મેળવીને કામ કરવાથી તેનું મન ચંચળ અને સતેજ રહે છે. તે વિદ્યાર્થીની મુસ્કેલીઓ તરત સમજી શકે છે અને તેમને રસપૂર્વક શીખવે છે. તે વિદ્યાર્થીઓમાં જ્ઞાનનો શોખ ઉત્પન્ન કરે છે. વળી હાલના જમાનામાં શા શા ફેરફાર થાય છે તે છાપામાં કે માસિકોમાંથી વાંચીને તેની થોડી ઘણી માહિતી તેણે મેળવવી જોઈએ. આપણી આસપાસ બનતા બનાવો ઉપરથી ભૂતકાળના બનાવો સમજવાનું સહેલું થઈ પડે છે. વર્તમાન સ્થિતિથી તે માહિતગાર હોય છે, તો કેટલીક જુની બાબતો તેનાથી સારી રીતે સમજી શકાય છે.

શિક્ષણને લગતા જે જે સુધારા થતા હોય તેની માહિતી તેણે મેળવવી જોઈએ અને તેના કામમાંથી જડતા દૂર કરી તેણે અભ્યાસી થવું જોઈએ. નવી નવી શોધો તથા નવી નવી હકીકત બહાર પડે છે, તેનો લાભ શિક્ષકે અવશ્ય લેવો જોઈએ. જ્યારે હોશિયાર વિદ્યાર્થી

તેને અટપટા સવાલ પૂછે છે, ત્યારે તેના અજ્ઞાનને લીધે તેની હાંસી થાય છે. જે શિક્ષકને આગળ વધવાની ઉંચી અભિલાષા છે તેણે તે અભ્યાસી રહેવું જોઈએ. વિશેષમાં તેણે બાળમનનું અવલોકન કરી તેની વહેવારૂ ખાસિયતોની નોંધ રાખવી જોઈએ અને તેનો ઉપયોગ બને તેટલો તેણે શિક્ષણમાં કરવો. શાળામાંથી ઉઠી ગયા પછી પુસ્તક વાંચવાનો, અવલોકન તથા સ્વતંત્ર વિચાર કરવાનો શોખ વિદ્યાર્થીનામાં હોય, તોજ તેઓ કેળવણી પામ્યા છે એમ જાણવું બાળકને મન શિક્ષક સર્વ બાબત જાણનાર હોય છે, તેથી તે જુદી જુદી જાતના સવાલ પૂછી તેની શંકાનું નિવારણ ઇચ્છે છે. શિક્ષકે જે વિષયો શીખવવાના હોય તેનું વિશાળ જ્ઞાન તેનામાં હોવું જોઈએ શિક્ષકને જેટલું આવડતું હોય તેટલું તે શીખવી શકે છે એ માનવુ ભૂલ ભરેલું છે. વળી તેણે જે જ્ઞાન મેળવ્યું હોય તે તેણે તાજુ રાખવું. કેટલાક શિક્ષક તાલીમ લીધા પછી વાચનનો બહિષ્કાર કરે છે, પણ શિક્ષકને જ્ઞાન આપવાનું છે; તેથી તેણે તો તેના જ્ઞાનનો ભંડાળ વધારવું જોઈએ.

**વર્ણનશૈલી**

કેટલાક શિક્ષકો અમુક જગાનું કે બનાવનું વર્ણન કરવામાં ઘણા કુશળ હોય છે. તેઓ યોગ્ય શબ્દવર્ણનથી તેનું આબેહુબ ચિત્ર વિદ્યાર્થીના મન આગળ ખડું કરે છે. શિક્ષકને વાર્તા, પાઠનો સાર ભૌગોલિક હકીકત તથા ઐતિહાસિક બનાવનું સચોટ જ્ઞાન બાળકને આપવાનું હોય છે; તેથી શિક્ષકે બાળજીવનના પ્રસંગનો લાભ લઈ તેનું સચોટ વર્ણન કરવું જોઈએ. દરેક શિક્ષકે તેની વર્ણનશૈલી આકર્ષક બનાવવા ખાસ પ્રયત્ન કરવાની જરૂર છે. જો તેનામાં સારી કલ્પનાશક્તિ હોય છે, તો તે સારૂં વર્ણન કરી શકે છે.

**પ્રયોગશીલવૃત્તિ**

શિક્ષણશાસ્ત્ર અને કળામાં જે જે સુધારા થતા જાય તેની માહિતી તેણે રાખવી જોઈએ, નહિ તો તે જમાનાની પાછળ રહી જાય છે અને તેની પ્રતિષ્ઠા ઓછી થાય છે. વળી તેની વૃત્તિ પ્રયોગશીલ હોવી જોઈએ.

તે જે કંઈ શીખ્યો હોય કે તેણે જે કંઈ સાંભળ્યું કે વાંચ્યું હોય તે વેદવાક્ય ગણવું નહિ. શિક્ષણમાં દિનપ્રતિદિન ઘણા સુધારા થાય છે. તે કેટલે દરજ્જે ખરા છે તેનું સંશોધન કરવાની જરૂર છે. નવું જ્ઞાન નહિ મેળવવાથી તેનામાં જડતા આવે છે. વિષયો શીખવવાની જુદી જુદી રીતોમાં તેણે સુધારો કરી સરળ અને સહેલી પદ્ધતિઓ શોધી કાઢવી જોઈએ. તેણે આત્મપરીક્ષા કરી પોતાની ખામીઓ દૂર કરવાને આગ્રહ રાખવો. તેના જીવનનો મુદ્રાલેખ 'પ્રગતિ' હોવો જોઈએ.

**ચારિત્ર**

(૩) **નૈતિક:**—બાળકને મન શિક્ષક એક આદર્શરૂપ વ્યક્તિ છે. તેની રીતભાત તથા તેના વર્તનની છાપ બાળકના મન ઉપર જાણે અજાણે પડ્યાં જાય છે અને તેવા સંસ્કારથી તેનું ચારિત્ર ઘડાય છે. આ કારણને લીધે શિક્ષકનું વર્તન ઉંચા પ્રકારનું હોવું જોઈએ. બાળકને નીતિમાન કરવો જોઈએ એ તેની એક ફરજ છે. તેને માટે નીતિના ઉપદેશની બહુ અસર થતી નથી, પણ જો તેનામાં કર્તવ્યપરાયણતા, સત્ય ઉપર પ્રીતિ, ન્યાય, સેવાવૃત્તિ તથા સમભાવ કે દયાના ગુણ હોય છે, તો બાળકના જીવન ઉપર તેની સારી અસર થાય છે. ભવિષ્યની પ્રજાના ચારિત્રનો તથા તેની બુદ્ધિશક્તિનો આધાર શિક્ષક ઉપર છે. જેવી શિક્ષકની રીતભાત, ટેવ તથા વર્તન હોય છે, તેનું અનુકરણ બાળકો કરે છે; તેથી તેની વર્તણૂક ઉંચા પ્રકારની હોવી જોઈએ.

**દૃઢતા**

દરેક શિક્ષકને પોતાની શક્તિનો વિશ્વાસ હોવો જોઈએ. જો તે વર્ગમાં ગભરાએલો માલુમ પડે છે, તો વિદ્યાર્થીઓના આગળ તે હલકો પડે છે. તેણે શાંતિથી પોતાનું કામ કરવું જોઈએ. તેણે પોતાની આવડત માટે દૃઢ શ્રદ્ધા રાખવી. સારા આત્મવિશ્વાસ માટે તેણે પાઠની પહેલેથી સારી તૈયારી કરવી. જોઈતાં સાહિત્યો, દૃષ્ટાંત, પ્રશ્નો વગેરે શિક્ષણશૈલીની બાબતોનો વિચાર કરી તેની યોગ્ય ગોઠવણ કરવી

જોઈએ. આત્મવિશ્વાસ માટે તેનામાં દૃઢતા હોવી જોઈએ. તે વ્યવસ્થાને અંગે જે જે હુકમ કાઢે તેનું પાલન તેણે કરાવવું જોઈએ. તેણે કરેલો નિર્ણય વારે વારે બદલવો પડે એ તેના મનની નિર્બળતા બતાવે છે. કોઈ પણ નિર્ણય એકદમ કરવો નહિ, પણ તે વિચારપૂર્વક કર્યા પછી તેનો અમલ દૃઢતાથી કરવો. આવી રીતે તેનામાં વ્યવસ્થા રાખવાની શક્તિ હોવી જોઈએ.

**ધૈર્ય**

બાળકમાં વિશેષ ચપળતા હોવાથી તે જુદી જુદી ક્રિયા કે ચેષ્ટા કરે છે. તેને દાબી નહિ દેતાં તેનો ઉત્સાહ કાયમ રાખવા માટે શિક્ષકમાં ધૈર્યની જરૂર પડે છે. વળી શાળાને અંગે ચિડાઈ જવાના ઘણા પ્રસંગો આવે છે. કોઈ કોઈવાર તો ગુસ્સો પણ થઈ આવે છે. ઘણી વખત નાનાં બાળકો અવાજ કરે છે અથવા નકામા પ્રશ્નો પૂછ્યા કરે છે, તો આવા વખતે તેણે ધીરજ રાખી કામ કરવું. શિક્ષકે વિદ્યાર્થીનો વાંક જોઈ તરત મિજાજ ખોવો નહિ. આપેલો પાઠ વિદ્યાર્થીએ કર્યો હોતો નથી અથવા તે ગમે તે તોફાન કરતો હોય છે, તેવા પ્રસંગે તે ગુસ્સે થાય છે અને કેટલીક વખત તે વગર વિચાર્યું કરી બેસે છે. તેણે શાંતિથી વસ્તુસ્થિતિ તપાસીને જે કરવા યોગ્ય હોય તે કરવું. જો તે ચિડાય છે તો વિદ્યાર્થીઓ તેનું તેવું માનસ તરત પારખી શકે છે અને તેઓ પણ ચીડીઆ થાય છે. શાળામાં દરેક શિક્ષકને ખાસ કરીને ધીરજ રાખવાની બહુ જરૂર પડે છે. વિદ્યાર્થીઓ શાળામાં અનેક જાતની ભૂલો કરે છે. કેટલીકવાર શિક્ષકે મોટું દીલ રાખી તેમનો વાંક દરગુજર કરવાથી તેમના ઉપર સારી અસર થાય છે.

**કર્તવ્યનિષ્ઠા**

વિદેશી લોકો આપણા ઉપર ચારિત્રની ખામીનો મોટો આક્ષેપ કરે છે. આપણો મજુર, કારીગર, કે કામદારવર્ગ પોતાની ફરજ સમજીને કામ કરતો નથી. અને તેથી તેમના ઉપર દેખરેખ રાખવાની ઘણી જરૂર પડે છે. શિક્ષકવર્ગને માટે પણ કર્તવ્યની લાગણીના અભાવની સામાન્ય ફરિ

યાદ છે. જે ધંધો આપણે એક વખત પસંદ કર્યો, તે કામ સારામાં સારી રીતે કરવું એ આપણી ફરજ છે, એમ સમજવું જોઈએ. કોઈ કામ આપણે માથે લઈએ અને પછી મરજીમાં આવે તેમ કરીએ, એ ચારિત્રનો દોષ બતાવે છે. આપણે પોતાનું કામ પસંદ કર્યા પછી તેને સારી રીતે પાર ઉતારવું જોઈએ. શિક્ષકના કામ ઉપર આપણે ત્યાં બહુ દેખરેખ રાખવાની જરૂર પડે છે. કોઈ પણ કામ કરતી વખતે પ્રભુ તો તે જુએ છે, અને એને આપણે જવાબ આપવાનો છે એવી લાગણી જો હોય, તો તેથી કામમાં શિથિલતા, કે અનિયમિતતા આવતી નથી. તેના કરતાંએ કંઈ પણ ભય, લાલચ, કે આશાની લાગણી વગર કેવળ કર્તવ્યની ભાવનાથી કામ કરવામાં આવે, તો તે ઉંચા ચારિત્રનો પ્રભાવ છે. જે દેશમાં કર્તવ્યનિષ્ઠ પુરુષો હોય છે તે અવશ્ય ઉન્નતિને મોખરે આવેલા હોય છે. ઉપરી અમલદાર પાસે હોય કે દૂર હોય તેની કંઈ પણ દરકાર કર્યા વગર પોતે પોતાનું કાર્ય કર્યે જવું એ કર્તવ્યની ઉંચી લાગણી છે. જો શિક્ષકવર્ગ ઉપર જણાવેલી કર્તવ્યની ભાવનાનો અમલ યોગ્ય રીતે કરે, તો આપણી સમાજની ઉન્નતિ થવી એ થોડા વખતનો સવાલ રહે છે.

જે શિક્ષક પોતાના વિદ્યાર્થીને ચાહતો નથી, એ શિક્ષકના પદને લાયક નથી એમ કહેવું ખોટું નથી. બાળક ઉપર પ્રેમ રાખવો એ સારા શિક્ષકને માટે ખાસ જરૂરનું છે. તેનામાં માતાના જેવો બાળક પર સ્નેહ હોવો જોઈએ. બાળક પ્રત્યે માનું વર્તન કોમળ, મધુર અને માયાળુ હોય છે. બાળકો પ્રેમાળ હોવાથી તેઓ પ્રેમને ચહાય છે; તેથી શિક્ષકની રીતભાત કઠોર અને સખત હોય છે, ત્યારે તેઓ કુદરતી રીતે કંટાળે છે અને શાળા પ્રત્યે તેમને અણગમો થાય છે. જ્યાં સુધી શિક્ષક અને શિષ્યના હૃદયની એકતા થતી નથી, ત્યાં સુધી તેના શિક્ષણની તેમજ ચારિત્રની કંઈ અસર તેના ઉપર થતી નથી. જે શિક્ષક

**પ્રેમ**

વિદ્યાર્થીનાં સુખદુઃખની સ્થિતિમાં પોતાની દીલસોજી અને ભાવ બતાવે છે તે તેમનું હૃદય જીતી શકે છે. તેણે તેના સુખદુઃખમાં ભાગ લેવો જોઈએ. તે માંદો હોય તો તેની તપાસ કરવી. શાળામાં કંઈ અકસ્માતને લીધે તેને ઈજા થાય તો તરત તેની સારવાર કરવી તથા તેને આવડતું ના હોય તો મમતા બતાવી તેને તે વિષય શીખવવો, વગેરે અનેક રીતે શિક્ષક તેની દીલસોજી બતાવી શકે છે. શિક્ષકે કંઈ ફક્ત જ્ઞાનજ આપવાનું નથી, પણ તેની સાથે તેને બાળકના મગજમાં સારા સંસ્કાર નાખીને તેનું ચારિત્ર ઘડવાનું છે. જો શિક્ષક વિદ્યાર્થીનું માનસ બરાબર સમજે અને તેને શિક્ષક પ્રત્યે પ્રેમની લાગણી હોય, તોજ તે તેના મન ઉપર સારી છાપ પાડી શકે છે. શિક્ષક પ્રત્યેના પ્રેમને લીધે તે ઉમંગભેર અભ્યાસ કરે છે એટલુંજ નહિ, પણ ઘણી વખત ખોટાં કામ કરતો તે અટકી જાય છે. સારા શિક્ષકના સમાગમથી વિદ્યાર્થીઓમાં પ્રેરણા, ઉત્સાહ અને અભિલાષા ઉત્પન્ન થાય છે. વિદ્યાર્થી તેને તેના આદર્શ તરીકે ગણે છે અને તેના જીવનના પ્રસંગો તેના મન ઉપર ભવ્ય અસર ઉપજાવે છે. આને લીધે શિક્ષક અને શિષ્ય વચ્ચેનો સંબંધ લાંબો વખત ટકે છે.

શિક્ષકનામાં તેના વિદ્યાર્થી પ્રત્યે પ્રેમ અને દીલસોજી હોવાં જોઈએ એટલુંજ નહિ, પણ તેના હાથ નીચેના આસિસ્ટંટ શિક્ષક તરફ પણ તેણે દીલસોજી બતાવવી જોઈએ.

**નિષ્પક્ષપાતપણું**

બધા શિક્ષક પ્રત્યે તેણે સમાનભાવ બતાવવો. કોઈ શિક્ષકની ખટપટને અંગે રાગદ્વેષથી તેણે પક્ષાપક્ષ કરવો જોઈએ નહિ. કોઇ શિક્ષક ગુનાને લીધે ઠપકાને લાયક હોય, તો તેણે નિઃશંક રીતે તેને ઠપકો આપવો જોઈએ. ઘણી વખત શાળામાં મુખ્ય શિક્ષકના પક્ષપાતને લીધે બે પક્ષ પડે છે. શિક્ષકોએ એક બીજા સાથે ભાઈભાંડુ જેવા રહેવું જોઈએ અને એક બીજાને દુઃખ કે મુસ્કેલીના પ્રસંગે ખરા જીગરથી મદદ કરવી જોઈએ. આવી બાબતમાં મુખ્ય શિક્ષકની જવાબદારી વિશેષ છે. તેની રીતભાત અને વર્તનને અનુસરી બીજા શિક્ષકો એક બીજા સાથે વર્તે છે.

મુખ્ય શિક્ષકની ન્યાયપરાયણતા ઉપર શિક્ષક વર્ગ તેમજ વિદ્યાર્થીઓની રીતભાત અને વર્તનનો આધાર રહે છે. શાળાના હિત ખાતર શિક્ષક-વર્ગમાં સહકાર અને સંપ હોવાં જોઈએ. આ ઉપરાંત શિક્ષકનામાં ઉદ્યોગ. ખંત, આત્મવિશ્વાસ, અને કાર્યદક્ષતાના ગુણની જરૂર છે.

**સ્વચ્છતા**

જો કે આપણા ધર્મપુસ્તકોમાં સ્વચ્છ રહેવાને માટે ઘણાં ફરમાન લખેલાં છે, તોપણ એકંદરે આપણી પ્રજામાં આ ગુણની ઘણી ખામી જોવામાં આવે છે. શરીરની સ્વચ્છતા એ આરોગ્ય માટે ઘણી જરૂરની છે. બાળકના વાળ. આંખ, કાન, દાંત, તથા નખની સ્વચ્છતાની શિક્ષકે ખાસ કાળજી રાખવી જોઈએ. કાગળના કકડા કે કોઈ નકામી ચીજ શાળામાં મરજીમાં આવે તેમ નાખવી એ મોટો દોષ છે એમ બાળકોને સમજાવવું. જે વિદ્યાર્થીનાં કપડાં, સ્લેટ કે દફતર ગંદું હોય તે સ્વચ્છ રાખવા તેને તાકીદ આપવી. વર્ગની બધી ચીજો સ્વચ્છ અને વ્યવસ્થિત રાખવી જોઈએ. શિક્ષકનો પોશાક સુઘડ અને સ્વચ્છ હોવો જોઈએ. તે રાષ્ટ્રના વિધાતા હોવાથી તેણે પોતાનાં કપડાં સાદાં પણ ચોકખાં પહેરવાં અને સુઘડ દેખાવથી સારો નમુનો બાળક આગળ રજુ કરવો. વિદ્યાર્થી આગળ તેનું ગૌરવ સચવાય એવો ચોકખો અને સુઘડ તેનો પોશાક હોવો જોઈએ. જે બાળકો બટન ભેરવ્યા સિવાય આવે તેને બટન ભેરવવાનું સમજાવવું. શાળામાં ગંદા વિદ્યાર્થીના હાથ, પગ, ધોવરાવી શકાય એમ છે. કોઈ કોઈ વખત બાળકની આંખમાં ચીપડા હોય છે. અને તેને ખસ થઈ હોય છે અથવા તેનું નાક ગળતું હોય છે. આવાં બાળકો ઉપર શિક્ષકે ખાસ લક્ષ આપી સ્વચ્છ રહેવા તેમને શીખવવું અને તેમનાં માબાપોને તે સંબંધી કુનેહથી સમજુત કરવી. કેટલાંક છોકરાં ગંદાં લુગડાં પહેરીને આવે છે અને તેના હાથ તથા શરીર ઉપર બહુ મેલ ચોંટેલો હોય છે. તેમના માબાપને સમજાવીને તેમને સ્વચ્છ રાખવા સૂચન કરવું.

**પોશાક**

શિક્ષકનો પોશાક સાદો અને સ્વચ્છ હોવો જોઈએ. કોટનાં બટન ભીડેલાં હોવાં જોઈએ. ટોપી કે પાઘડી મેલવાળી હોવી જોઈએ નહિ. પાઘડી, ધોતીઉં, તથા કોટ સફાઇબંધ પહેરવાં. તેનો પોશાક તેની સ્થિતિને છાજે એવો સુઘડ અને ચોકખો અવસ્ય હોવો જોઈએ.

**રીતભાત**

શિક્ષકની રીતભાત માયાળુ હોવી જોઈએ. ઘણી વખત શિક્ષક છોકરાને ધમકાવે છે અને તેની રીતભાત કડક હોય છે. બાળકો પ્રત્યે સમભાવ બતાવવાથી તેના તરફ તેમનું હૃદય આકર્પાય છે. ધાકને લીધે બાળકને બીક લાગે છે અને તે શિક્ષકથી અળગો રહે છે. શિક્ષકે સમજાવીને બાળકો પાસેથી કામ લેવાનું છે, માટે તેણે ન્યાયાધીશ કે મેજીસ્ટ્રેટના જેવું સત્તાધીશ વર્તન રાખવું જોઈએ નહિ. વળી જો શિક્ષક નરમ હોય છે, તો તેને લીધે વ્યવસ્થામાં ખામી આવે છે; તેથી તેના પ્રત્યે બાળકોને માન ઉપજે એવી તેની રીતભાત હોવી જોઈએ. જ્યારે શિક્ષકનો પ્રેમ વિદ્યાર્થીઓ ઉપર હોય છે, ત્યારે તેઓ મનની વાત તેમને જણાવી શકે છે અને તેને લીધેજ તે બાળકનો સ્વભાવ સમજી શકે છે. તેનામાં કડક રીતભાત, તોછડાઈ કે બાલીશતા હોવી જોઈએ નહિ. સભ્યતા એ આત્મસંયમ અને બીજાની લાગણી તથા અભિપ્રાયને માટે માન આપવાની વૃત્તિનું ફળ છે. વિદ્યાર્થીની અંગત ખામી કે તેના દોષ સંબંધી મજાક કરવી અથવા તેના માબાપ કે કુટુંબનું હલકું બોલવું એ શિક્ષકની મોટી ભૂલ છે.

**ભાવના**

શિક્ષકે પોતાના જીવનની તેમજ કેળવણીની ભાવના ઉંચી રાખવી જોઈએ. જેવી ભાવના તેવી તેની ઉન્નતિ થાય છે. ઉંચી ભાવનાવાળો મનુષ્ય તેના કામમાં આગળ વધે જાય છે. જેની હલકી ભાવના છે તે તે પ્રમાણે કામ કરી શકે છે. અલબત આદર્શની સિદ્ધિમાં ઘણી મુસ્કેલીઓ આવે છે, પણ તેમાંજ તેની કાર્યદક્ષતા, ખંત, તથા આગ્રહના ગુણની કસોટી થાય છે અને તેને લીધે તેનું ચારિત્ર

ખીલે છે. મનુષ્યની પ્રગતિના અભાવનું કારણ ભાવનાની ખામી છે. ભાવનાથી આકર્ષાઈ મનુષ્ય કુદરતી રીતે ઉન્નત થાય છે. શિક્ષકે હમેશાં આશાવાદી રહેવું જોઈએ. શાળાના કામમાં તેને નિરાશ થવાના ઘણા પ્રસંગો મળે છે. આવા સમયે તેનો આશાવાદ તેને પ્રગતિ કરવાને પ્રેરે છે. વિદ્યાર્થીના મન ઉપર સારા સંસ્કાર પાડી તેનું ચારિત્ર સુધારવું એ ઘણી મુસ્કેલ બાબત છે. જ્યારે તેની ધારણા મુજબ તેની મહેનતનું ફળ આવતું નથી, ત્યારે તેને ગ્લાનિ થાય છે. આવા વખતે તેની ઉચ્ચભાવના તથા આશાવાદ તેને નિરાશા અને ઉદાસીનતામાં ગર્ક થતો અટકાવે છે અને તેને પ્રગતિને પંથે આકર્ષે છે.

## સારો શિક્ષક કોને કહેવો ?

(૧) તે ઉત્તમ ચારિત્રવાળો હોવો જોઈએ. તેનું જીવન વિશુદ્ધ અને સંસ્કારી હોવું જોઈએ.

(૨) તે માયાળુ અને દીલસોજીવાળો હોવો જોઈએ.

(૩) વિદ્યાર્થી માટે તેને પ્રેમ તથા સહાનુભૂતિ હોવાં જોઈએ.

(૪) તે સભ્યતાવાળો, નમ્ર અને વિવેકી હોવો જોઈએ.

(૫) તેને શિક્ષણના કામમાં રસ પડવો જોઈએ.

(૬) તેના ધંધાનું તેને ગૌરવ હોવું જોઈએ.

(૭) તેણે ફુરસદનો વખત અભ્યાસમાં ગાળવો જોઈએ.

(૮) તેની ભાષા શુદ્ધ અને દંભ વિનાની હોવી જોઈએ.

(૯) તેનામાં દંભ અને અભિમાન હોવાં જોઈએ નહિ.

(૧૦) તેના શરીરનો બાંધો મજબુત અને દેખાવ દબદબા ભરેલો હોવો જોઈએ.

(૧૧) તેનો પહેરવેશ સાદો અને સ્વચ્છ હોવો જોઈએ.

(૧૨) તેની રીતભાત અને ટેવ આકર્ષક હોવી જોઈએ.

(૧૩) તે હસમુખો અને આનંદી હોવો જોઈએ.

(૧૪) તેનો અવાજ મીઠો, ધીમો અને સ્પષ્ટ હોવો જોઈએ.

(૧૫) તેનું હરવુંફરવું તથા બોલવું ચેતનથી ભરપૂર હોવું જોઈએ.

(૧૬) તેનું વ્યક્તિત્વ પ્રભાવશાળી હોવું જોઈએ.

(૧૭) તેણે બાળકની તંદુરસ્તીનો હંમેશાં વિચાર કરવો જોઈએ.

(૧૮) બાળકો પ્રત્યે તેણે માન અને પ્રેમની લાગણીથી જોવું જોઈએ.
(૧૯) શિક્ષણશાસ્ત્ર તથા શિક્ષણ કળામાં થતા આધુનિક ફેરફારની તેને માહિતી હોવી જોઈએ.
(૨૦) તેણે શીખવવાના પાઠની સારી તૈયારી કરવી જોઈએ.

## સારો શિક્ષક શું કરે છે તે.

(૧) તે વિદ્યાર્થીને તેનો પોતાનો અભિપ્રાય દર્શાવવાને ઉત્તેજન આપે છે. (૨) તે હકીકત કહાવવાને પ્રશ્ન પૂછતો નથી, પણ બાળકને વિચાર કરવાની ટેવ પડે એવા તે સવાલ પૂછે છે.
(૩) તે વિદ્યાર્થીને માહિતી આપવાને બદલે તેમને વિચાર કરતાં શીખવે છે. (૪) તે પાઠ્યપુસ્તકને અક્ષરશઃ વળગી રહેતો નથી.
(૫) તે વ્યાખ્યાન આપી શીખવતો નથી, પણ નાનાં બાળકો માટે પ્રશ્નપદ્ધતિનો ઉપયોગ કરે છે. (૬) તે વિદ્યાર્થીની વ્યકિતગત મુસ્કેલી શોધી કાઢી તે દૂર કરવાનું સૂચન કરે છે.
(૭) તે હોશિયાર વિદ્યાર્થીને બહુ પ્રશ્ન પૂછતો નથી.
(૮) તે વિદ્યાર્થીના સવાલનો જવાબ આપતો નથી, પણ સૂચક પ્રશ્ન વડે તેની પાસેથી ઉત્તર કહાવે છે.
(૯) તે બધા વિદ્યાર્થીને એક બીજા સાથે હળીમળીને રહેવાનું કહે છે.
(૧૦) તે બાળકના કામની કદર કરી તેને યોગ્ય ઉત્તેજન આપે છે.
(૧૧) તે વિદ્યાર્થીને બીજાં ક્લાસનું પુસ્તકો વાંચવાનું કહે છે.
(૧૨) સારો શિક્ષક બાળકને સુખી કરે છે.
(૧૩) તે બાળકના માનસનો અભ્યાસ કરે છે.
(૧૪) તે પોતે શિક્ષક તરીકે ઓળખાવાનું અભિમાન રાખે છે.
(૧૫) તે પોતાના કામની સારી યોજના કરે છે.
(૧૬) તેને શિષ્ય પ્રત્યે સારી સહાનુભૂતિ હોય છે.
(૧૭) તે પોતાના ચારિત્રથી બાળકોને ઉત્સાહ અને પ્રેરણા અર્પે છે.
(૧૮) તે હાસ્યરસની સારી કદર કરી શકે છે. (૧૯) તે આશાવાદી હોયછે.
(૨૦) તે પાછળ રહેતા બાળકોને સહેલું અને રસિક કામ સોંપી આગળ વધવાને ઉત્તેજિત કરે છે.

# પ્રકરણ ૪–ગામડાનો શિક્ષક

## પ્રભુએ ગામડાં બનાવ્યાં અને મનુષ્યોએ શહેર વસાવ્યાં.

ગામડાંની કેળવણી હાલમાં કેવા પ્રકારની છે અને તેમાં કેવો સુધારો થઈ શકે એ એક મહત્ત્વનો વિષય છે. ઘણા પ્રાચીનકાળથી આપણો દેશ ખેતી પ્રધાન છે અને ભવિષ્યમાં ગમે તેટલો ઉદ્યોગ-વિકાસ થશે, તોપણ લોકોનો મુખ્ય ધંધો તો ખેતીનો રહેશે એમ લાગે છે. ખેતીને લીધે આપણા દેશની વસ્તીનો મોટો ભાગ ગામડામાં વસે છે. ખરૂં કહીએ તો આપણા દેશની આબાદીનો આધાર ગામડાં ઉપર જ છે. તેમની સંખ્યા ૭ લાખની છે અને તેથી દેશની વસ્તીનો $\frac{૯}{૧૦}$ ભાગ ગામડાંમાં રહે છે. આ કારણને લીધે શહેરનાં કરતાં ગામડાંની કેળવણી જુદા પ્રકારની હોવી જોઈએ. આપણે ત્યાં શહેરની વસ્તી ફક્ત ૧૦ ટકા છે. જો ગામડાંની કેળવણી આપણે સુધારી શકીએ તો આખો દેશ સારી રીતે સુધરે એ નિર્વિવાદ છે. જેવા પ્રકારની ગામડાંના શિક્ષણની યોજના કરવામાં આવશે, તે પ્રમાણે આપણો દેશ ઉન્નત થઈ શકશે.

કોઈપણ પ્રકારની કેળવણીમાં બે બાબતનો સમાવેશ થાય છે. એક તો વ્યક્તિની શક્તિનો વિકાસ છે. વિદ્યાર્થીની દરેક શક્તિ પોતાનું કાર્ય યથાર્થ રૂપે કરી શકે એ પ્રથમ બાબત છે. બીજી બાબત એ છે કે સંજોગોને અનુસરીને જે કામ કરવું જોઈએ તે વિષેનું જ્ઞાન તેને મળવું જોઈએ. વિદ્યાર્થીની જે પરિસ્થિતિ હોય તેને અનુસરીને તે કામ કરી શકે, તો તે કેળવણી ફળીભૂત થઈ છે એમ ગણી શકાય; નહિ તો તે નિષ્ફળ નીવડી છે એમાં જરા પણ સંશય નથી. કેળવણી એ કેવળ સંસ્કારિતા કે શોભા નથી, પણ વિદ્યાર્થીના જીવન પર સંસ્કાર પાડી તેને ઉન્નત કરવું અને તેની સાથે તે વ્યક્તિને સંસારનાં જે કામ કરવાનાં હોય તેની યોગ્યતા માટે તાલીમ આપવી. તે યથાર્થ કેળવણી છે એમ નિ:સંશય કહી શકાય.

ખરી રીતે તો વિદ્યાર્થીની માનસિક પરંપરા, તેની સામાજિક સ્થિતિ, અને આર્થિક સંજોગોનો વિચાર કરીને તેની કેળવણીમાં તે પ્રમાણે ફેરફાર કરી તેનું સ્વરૂપ નક્કી કરવું જોઈએ. જે કેળવણી આપણી પ્રગતિને અનુકૂળ નથી, એટલે ફળદાયક નીવડતી નથી તે અચૂક નિષ્ફળ જાય છે એમ સમજવું, વાસ્તવિક રીતે જોઈએ તો કેળવણીની વ્યવસ્થા ગામડાંના સંજોગોને અનુસરીને હોવી જોઈએ. જે શિક્ષણથી ગામડાંની સ્થિતિ સારી થાય અને તેમને સારો લાભ મળે તે વાસ્તવિક કેળવણી છે એમ કહી શકાએ; પણ હાલમાં તો ગામડાનું બાળક મુખ્યત્વે કરીને લખવાવાંચવાનું અને ગણવાનું કામ શીખે છે. વળી વિશેષમાં ઈતિહાસ, ભૂગોળ જેવા વિષયનું જ્ઞાન તે મેળવે છે, પણ જ્યારે તે શાળા છોડે છે ત્યારે તેના બાપદાદાના ધંધા તરફ તેને અણગમો આવે છે, અને તે સરકારી નોકરી કરવા ઉત્સુક હોય છે. ખેડુતનો કે કારીગરનો છોકરો વધારે સારો ખેડુત કે કારીગર થાય તેને બદલે તે તેનો ધંધો તજી દે છે, અને કારકુન કે તલાટીની નોકરી પસંદ કરે છે.

જુના વખતમાં ગામડાનુ જીવન સ્વાશ્રયી હતું. ખાનપાન અને બીજી જરૂરી ચીજો પ્રથમ ગામડાંમાં ઉત્પન્ન થતી હતી: એટલે બહારથી કંઈ લાવવું પડતું ન હતું. આવી રીતે અરસ્પરસ સંબંધથી ગામડાંની સ્થૂલ તેમજ સૂક્ષ્મ જરૂરિઆતનું પોષણ આંતર વ્યવસ્થાથી થતું હતું, પણ તે વ્યવસ્થા ખરેખર હાલના જમાનામાં અદૃશ્ય થતી જાય છે. જે જુદા જુદા ધંધાઓ સુવ્યવસ્થિત રીતે ચાલતા હતા તેમાંના ઘણા ભાંગી પડયા છે, અને તેથી શહેરી જીવનનું આકર્ષણ વધતું જાય છે. આ કારણને લીધે કેળવણીનો મહાપ્રશ્ન એ છે કે ગામડાની પુનઃરચના કેવી રીતે કરવી કે ત્યાંના લોકોનું સુખી અને શાંત જીવન ટકી રહે, તેમજ જમાનાની સુધરેલી બાબતનો લાભ તેમને મળે.

હાલની કેળવણીથી ગામડાંના છોકરાઓને તેમના બાપદાદાના ધંધા તરફ અણગમો થાય છે; કારણકે તેનો ઉદ્દેશ તેને વધારે સારો

કારીગર કે ખેડુત બનાવવાનો નથી, પણ સામાન્ય શિક્ષણ આપવું એ તેનો હેતુ છે. ગામડાંના જીવનના પોષક જે ધંધાઓ હોય તે હાલના જમાનાના સાધન વડે વધારે સારા કેમ થાય તે હેતુથી શિક્ષણ આપવું જોઈએ. ટુંકામાં હાલની વ્યવસ્થાને ટકાવી રાખવી એટલુંજ નહિ, પણ તેમાં જે સુધારો કરવાની જરૂર હોય તે આધુનિક વિજ્ઞાનની મદદથી કરવા જોઈએ. આધુનિક સંચાના યુગમાં તેનું જીવન વધારે ઉન્નત બનાવવાની જરૂર છે.

આધુનિક યંત્રયુગમાં ગામડાંનું જીવન નષ્ટ થવા લાગ્યું છે, પણ જો ગામડાંની સ્થિતિ સુધારવી હોય તો તેમની જરૂરિયાત પ્રમાણે કેળવણી આપવી જોઈએ, અને તેમાં તેમની સ્થિતિ, ઇચ્છા કે અભિલાષનો વિચાર કરવો જોઈએ. કેળવણીની યોજનામાં આપણે ગમે તેટલો સુધારો કરીશું, પણ તે આપનાર શિક્ષકમાં સુધારો નહિ કરીએ તો તે બધું નિષ્ફળ જશે; કારણકે તેનામાં વેગ તથા પ્રેરક બળની ખાસ જરૂર છે. આ કારણને લીધે શિક્ષકોને ઉત્તમ લાભ આપનારી સંસ્થા ઉભી કરવી જોઈએ, અને તેમને પદ્ધતિસર ઉંચાં પ્રકારનું જ્ઞાન આપવું જોઈએ. શિક્ષકની જીવનદૃષ્ટિમાં ફેરફાર કરવાની ખાસ જરૂર છે; કારણકે તેની જેવી ભાવના હોયછે તે પ્રમાણે તે કામ કરવા પ્રેરાય છે. તેનામાં દેશસેવાની જ્યોત પ્રગટાવવામાં આવે, તો તે તેનું કર્તવ્ય ઘણા ઉત્સાહથી કરી શકે છે અને વિદ્યાર્થીનામાં પણ તેવી ભાવના ઉપજાવી શકે છે.

ગ્રામજીવનની પ્રથમ જરૂરિયાત તંદુરસ્તી સંબંધની છે. આપણા ઇલાકામાં બાળ મરણનું પ્રમાણ એકહજારે ૩૩૬ આવે છે, ત્યારે વિલાયતમાં ફકત ૯૭ છે. આવી રીતે મોટા માણસની મરણની રાશ પણ આપણે ત્યાં વધારે છે, એટલે આપણું સરાસરી જીવન ૨૫ છે, પણ યુનાઇટેડ સ્ટેટસનું ૫૦ છે. આવી આપણી શારીરિક સંપત્તિ શોચનીય છે. રૂઢિચૂસ્તપણું, સામાજિક રિવાજ, અજ્ઞાન તથા ગરિબાઈ એ તેનાં મુખ્ય કારણો છે.

પ્રથમ દરેક શિક્ષકે આરોગ્યવિજ્ઞાનનું જ્ઞાન મેળવવું જોઈએ એટલું જ નહિ, પણ તેણે નીરોગી રહેવાની ટેવ પાડવી જોઈએ; તેથી તેમની આસપાસ રહેનાર માણસ પણ તેવી ટેવ પાડી તેનું જીવન તંદુરસ્ત બનાવી શકે. શિક્ષક ખરી રીતે ગામડાંના બાળકોનું ભવિષ્ય ઘડનારો છે અને તેથી તેણે અવશ્ય આરોગ્યવિજ્ઞાન સારૂં જાણવું જોઈએ અને તેનામાં આરોગ્યની સારી ટેવ હોવી જોઈએ. જે ભૂલ લોકો કરતા હોય તે દૂર કરવાને માટે તેણે સારૂં જીવન ગાળવું જોઈએ. શિક્ષકે વિદ્યાર્થીની તંદુરસ્તીમાં સુધારો કરવાને ઘણો પ્રયત્ન કરવાની જરૂર છે. જે શિક્ષક એમ જાણે છે કે કેળવણી એટલે ફક્ત વાચન, લેખન અને સંખ્યા છે, તે એક મોટી ભૂલ કરે છે. આવી જાતના વિષયના જ્ઞાન ઉપરાંત તેમનું જીવન ઉંચા પ્રકારનું થાય તેવી દૃષ્ટિ અવશ્ય તેનામાં હોવી જોઈએ. ટુંકી દૃષ્ટિવાળો શિક્ષક કે જેની બુદ્ધિ જડ થઈ છે તેની પાસેથી ગામડાંના જીવનઉદ્ધારની આશા રાખવી એ કેવળ વ્યર્થ છે. ખરી રીતે તો શિક્ષકનો આદર્શ સેવાભાવવાળો હોવો જોઈએ. તે પોતે 'મિશનરી' છે એવી ધગશ તેનામાં હોવી જોઈએ. આવા માનસવાળો શિક્ષક હોય તો જ ગામડાંની સ્થિતિમાં સુધારો થઈ શકે છે. તેની પાસે જે કંઈ જ્ઞાન હોય અથવા તેને જે જ્ઞાન મળી શકે તેનો તેણે અવશ્ય ગામડાંના હિત માટે ઉપયોગ કરવો જોઈએ. આવી રીતના આદર્શવાળા શિક્ષકે જાણવું જોઈએ કે તેને ખાસ ભણાવવાનું નથી, પણ ગ્રામજીવન સુધારવા માટે તેણે જ્ઞાનનો પ્રકાશ ફેલાવવાનો છે. નૈતિક, ધાર્મિક, આર્થિક કે સામાજિક એવા દરેક સુધારાના કેન્દ્ર તરીકે શિક્ષક હોવો જોઈએ. ગ્રામશાળા એ ગ્રામસમાજનું પ્રેરણાત્મક કેન્દ્ર હોવું જોઈએ અને ગ્રામશિક્ષક એ સમાજની એક ઉપયોગી વ્યક્તિ છે. ગ્રામજીવન સુધારવાને માટે જે સામાજિક તથા આર્થિક પ્રવૃત્તિઓ ચાલતી હોય તેનું વ્યવસ્થિત કેન્દ્ર ગ્રામશાળા છે. જીવન સુધારનાર તરીકેનો વેગ તથા પ્રેરક બળ તેનામાં હોવાં જોઈએ. તેના જીવનનો

આશય ફક્ત જ્ઞાન આપવા માટે હોવો જોઈએ નહિ, પણ જીવનનો આંતરવિકાસ એ તેનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. વળી મોટી ઉંમરના માણસ ઉપર ધાર્મિક અને નૈતિક સંસ્કાર તેણે પાડવા જોઈએ. જે પ્રકારની ભાવના ઉત્પન્ન કરવાની હોય તેનો અમલ પૂરેપૂરો કરવામાં આવે તોજ શાળાનું કામ સુધરી શકે અને ગ્રામજીવન ઉન્નત થઈ શકે.

ગ્રામશિક્ષણ સાથે સ્કાઉટિંગ શીખવવાથી સેવાની લાગણી બાળકોમાં જાગૃત થાય છે. ગામના રસ્તા, શેરીઓ, તળાવ વગેરે સાફ રાખવાની સમજણ આપવી અને તેમની પાસે તે સ્વચ્છ કરાવવાથી ચોકખાઈનો ખ્યાલ લોકોને આવે છે. રોગીને દવા આપવાનું, આગ બુઝાવવાનું તથા વર્ષાઋતુમાં રેલના પ્રસંગે વિદ્યાર્થીઓને નિઃસ્વાર્થ સેવા બજાવવાની તાલીમ આપવી જોઈએ. વળી શિક્ષકે સાતતાળી, ગેડીદડા, ખોખો, આમલીપીપળી, આટાપાટા, એરંડા વગેરે રમતો બહુ રમાડવી. ખર્ચાળ વિદેશી રમતો કદી રમવાની જરૂર નથી. બધા વિદ્યાર્થીઓ સાથે કવાયત કરે કે રમતો રમે તેથી તેમનામાં સહકારની ભાવના જાગૃત થાય છે. તેને લીધે રોગચાળા વખતે તથા અકસ્માતના પ્રસંગે તેઓ બધા એકત્ર થઈ કામ કરે છે. ખેતીને લગતા કેટલાક પ્રયોગો બગીચામાં કરવાથી વિદ્યાર્થીને સારું શિક્ષણ મળે છે. ગામડાના ઉદ્ધાર માટે હાલમાં જે શિક્ષણ અપાય છે તેનો ખરેખરો લાભ વિદ્યાર્થીને મળવો જોઈએ અને તેને માટે શિક્ષણ એવા પ્રકારનું હોવું જોઈએ કે તેવી કેળવણી લેનાર પોતે સુધરી શકે એટલુંજ નહિ, પણ તે તેની પરિસ્થિતિ સુધારી શકે અને બીજા લોકોમાં તેવો સુધારો કરવાની તીવ્ર ઇચ્છા ઉત્પન્ન કરી શકે. અંગમહેનત એ હલકું કામ છે એવો ખોટો ખ્યાલ કાઢી નાખી તે એક ઉમદા કામ છે એવી લાગણી તેના હૃદયમાં ઉપજાવવી જોઈએ. વળી સ્વાશ્રયી થઈ બીજાને મદદ કરવાની ભાવના તેનામાં હોવી જોઈએ. ગ્રામજીવનમાં જે અનિષ્ટ બાબતો હોય તે સુધારવાની ધગશ તેના જીવનમાં તીવ્ર સ્વરૂપમાં હોવી જોઈએ. તેનામાં સ્વાશ્રય,

સહકાર અને સમાજસેવાની લાગણીનાં બી જરૂર રોપાય એવી વિદ્યાર્થીને તાલીમ આપવાની જરૂર છે. તેનું ચારિત્ર ઘડવાને માટે તેની ભાવના ઉચ્ચ કરવી અને તે માટે સામાન્ય વાચન, લેખન અને સંખ્યાજ્ઞાન ઉપરાંત ખેતીકામ, તાત્કાલિક સારવાર, બાળઆરોગ્ય, જાહેર સુખાકારી, ગૃહઆરોગ્ય, ગામનું આરોગ્ય, રોગપ્રકરણ, ઢોર-ઉછેર, ઢોરના રોગ પારખવાનું જ્ઞાન, રમતગમત, લોકગીત, ભાષણો, જાદુઈ ફાનસનાં ચિત્રો, ચલચિત્રો વગેરેની મદદથી જુદા જુદા વિષયોના શિક્ષણથી કેળવણી ફાયદાથી નીવડે એવો પ્રયત્ન કરવાની બહુ જરૂર છે. ગામડાનું આર્થિક જીવન સુધારવા માટે ખેતી કરવાની નવી સારી રીતનો તથા સહકારી મંડળીની વ્યવસ્થાનો ઉપયોગ કરવા લોકોને કહેવું જોઈએ.

શાળા એ ફક્ત લેખનવાચન માટેનું સ્થળ હોવું જોઈએ એ દૃષ્ટિ સંકુચિત છે. તે તો ગ્રામજીવન સુધારવાનું પ્રેરક સ્થળ છે. સામાન્ય જ્ઞાનને લગતાં જે ભાષણ થાય તેમાં તેણે બનતી મદદ કરવી જોઈએ. ગામડાંની સર્વ પ્રવૃત્તિ જેવી કે વ્યાખ્યાનો, જાદુઈ ફાનસ, ચલચિત્રો, રાત્રિશાળા, પુસ્તકાલય, સહકારી મંડળ, ખેતીના સુધારાને લગતી વ્યવસ્થા (ખાતર, જાનવર, બી, વાવેતરની ફેરબદલી) ખેતીની પેદાશનું સારૂં વેચાણ, ખેતીનાં તથા વેચાણનાં સહકારીમંડળ, છોડના રોગ, છોડની સંભાળ, વગેરેમાં તેનો મુખ્ય ફાળો હોવો જોઈએ. વળી ગ્રામ-પંચાયત, યુવકમંડળ, સૃષ્ટિજ્ઞાનમંડળ, સામાન્યજ્ઞાનનો વાર્તાલાપ, તથા તે સંબંધીનું ગદ્ય અને પદ્યનું વાચન, ધાર્મિક પ્રવચન વગેરે પ્રવૃત્તિ-ઓમાં પણ તેણે આગળ પડતો ભાગ લેવાની જરૂર છે. રોગ ચાલે તેવે પ્રસંગે તેણે લોકોને તે સંબંધી વાતચીત દ્વારા માહિતી આપવી જોઈએ. શરદ ઋતુમાં તાવનો રોગ ચાલે, ત્યારે દરદીઓને ક્વીનીન આપવાની ગોઠવણ કરવી જોઈએ. તેમજ પ્લેગ, બળીઆ, ઈન્ફ્લુ-એન્ઝા જેવો રોગ ચાલે, ત્યારે તેણે ગામ લોકોને બનતી મદદ કરવી. આવી રીતે અનેક પ્રવૃત્તિમાં ભાગ લેવાથી ગામડાનો શિક્ષક ત્યાંની

સ્થિતિ સુધારવાને માટે ઘણું કરી શકે એમ છે. આપણા દેશના ખેડુતો અજ્ઞાન હોવાથી તેમની જમીન, ખેતીની રીત, ખેતીનાં ઓજારો, ઢોર, ખાતર, તેમની જરૂરિઆત, તેમનાં રહેવાનાં ઘર, છોકરાંની કેળવણી, સમાજના રીતરિવાજ વગેરે બાબતમાં કંઈ સુધારો થઈ શકતો નથી. તેમનાં ઘર ગીચોગીચ હોવાથી તેમને આસપાસથી જોઈતી હવા તથા અજવાળું મળતું નથી. વળી તે નાનાં હોય છે. તેમજ તે ઉભણી વગરનાં હોવાથી ચોમાસામાં પાણી, જંતુ વગેરે તેમાં જાય છે. તેમાં પુરતાં બારી કે જાળીઆં નહિ હોવાથી ત્યાં ધૂળ અને રોગના જંતુ ભરાઈ રહે છે. રસ્તા સાંકડા તથા ખાડાખૈયાવાળા હોય છે અને ચોમાસામાં પાણીથી ભરેલાં ખાબોચીઆં જોવામાં આવે છે. ઘણા માણસો રહેવાના ઘરમાં ઢોરને બાંધે છે અને ઘરની પાસેજ ઉકરડા હોય છે. આવી ગંદકીને લીધે તંદુરસ્તી બગડે છે. આને લીધે આખા દેશ સંસ્કૃતિમાં પાછળ રહે છે. જો ગ્રામકેળવણી સારી હોય, તો તેમના મન ઉપર સારા સંસ્કારો પડે, તેઓ બરાબર ધંધો કરી શકે, ગામડાનો વૈભવ સતેજ રહે અને ગ્રામજીવનમાં રસ જાગૃત થાય.

ઉપર બતાવ્યા પ્રમાણેના આદર્શ ફળીભૂત કરવાને માટે શિક્ષક તેનું કર્તવ્ય યોગ્ય રીતે અદા કરે તેવી જાતની તાલીમ તેને મળવી જોઈએ. તેનું માનસિક વલણ તેની દૃષ્ટિને અનુસરીને બંધાવું જોઈએ. તેના જ્ઞાનની સામગ્રી પણ તે પ્રમાણે બહોળા પ્રમાણમાં ઉંચા પ્રકારની હોવી જોઈએ. આરોગ્ય, તરતના ઇલાજ, સુધરેલી ઢબની ખેતીનું જ્ઞાન, ઢોર ઉછેર, ગ્રામજીવનનું અને સમાજ તેમજ અર્થ–શાસ્ત્ર જેવા ઉપયોગી વિષયનું જ્ઞાન તેનામાં હોવું જોઈએ. તેમજ તેના સામાન્ય જ્ઞાનમાં સારો વધારો કરવો જોઈએ. તેનામાં બાળ અભ્યાસનો શોખ હોવો જોઈએ. ગ્રામજીવન સુધારવાનું કેન્દ્ર બાળક છે એવી ભાવના તેનામાં હોવી જોઈએ. તેમજ બાળકની સ્થિતિ, તેની શકિત, તેના હક અને તેની અભિલાષ માટે તેનામાં સન્માન

અને સમભાવની વૃત્તિની જરૂર છે. વળી તેણે શિક્ષણશાસ્ત્રનો સારો અભ્યાસ કરેલો હોવો જોઈએ. આ ઉપરાંત વિશેષમાં સમાજનું કલ્યાણ કરવાની ધગશ તેના જીવનમાં ઓતપ્રોત થઈ જાય તે માટે હૃદયનો પલટો ખાસ અગત્યનો છે. હાલમાં શિક્ષક તાલીમ લેતી વખતે જે જ્ઞાન મેળવે છે તેમાંનું ઘણુંખરૂં તે થોડા વખતમાં ભૂલી જાય છે. તેનું મુખ્ય કારણ એ છે કે તેને તેનો અમલ કરવાની ટેવ પડેલી હોતી નથી, એટલે કે જે જ્ઞાન તેને મળ્યું હોય છે તેને તેણે ટેવના રૂપમાં જીવનમાં ઉતાર્યું હોતું નથી.

હવે આપણે ગામડાંના શિક્ષણની સ્થિતિ જોઈએ. ગામડાંમાં મુખ્ય મુસ્કેલી છોકરાંની હાજરીની પડે છે. શિક્ષકનો ઘણો વખત તેમને બોલાવવામાં જાય છે. અને વળી હાજરી અનિયમિત હોવાથી તેમનું કામ રીતસર થઈ શકતું નથી. આવી અડચણ હોવા છતાં પણ ગ્રામકેળવણીના કામમાં જે ઉત્સાહ હોવો જોઈએ તે માલમ પડતો નથી. બાળવર્ગ અને પહેલા ધોરણમાં છોકરાંને ઘણો વખત રહેવું પડે છે, એટલે ફક્ત ૫૦ ટકા બાળકોજ ઉપલા ધોરણમાં ચઢે છે. તેમાંથી પછી ધીમે ધીમે વિદ્યાર્થીઓ ઓછા થતા જાય છે. આવી વસ્તુસ્થિતિ હોવાને લીધે ઘણાંજ થોડાં બાળકને કેળવણીનો લાભ મળે છે. શાળામાં વિદ્યાર્થીઓની ઓછી અને અનિયમિત હાજરી, તેમજ ઘણાં છોકરાંને નીચલા વર્ગમાં ઘણો વખત રહેવું પડે છે તેનાં કારણો નીચે પ્રમાણે છેઃ—

(૧) બાળકને તેમના કામમાં રસ પડે એવી રીતે શિક્ષણ આપવામાં આવતું નથી. વાચન કંટાળા ભરેલી અશાસ્ત્રીય રીતે શીખવવામાં આવે છે; તેથી તેને તે વિષય ઉપર પ્રેમ થતો નથી. ટૂંકામાં શિક્ષણપદ્ધતિ ખામી ભરેલી હોવાથી બાળકને શાળામાં આવવાનું મન થતું નથી. (૨) જે શિક્ષણ વિદ્યાર્થીઓને આપવામાં આવે છે તે તેમના જીવનને અનુસરી હોતું નથી. વિદ્યાર્થીની પરિસ્થિતિનો ઉપયોગ કરી જો શિક્ષણની યોજનાની વ્યવસ્થા કરવામાં આવે, તો

તેમને ભણવામાં વધારે રસ પડે એટલુંજ નહિ, પણ તેઓ શાળા છોડયા પછી પણ તેમનું કામ વધારે સારી રીતે કરી શકે. જે બાબતો શાળામાં શીખવવામાં આવે છે તેનો સંબંધ તેમના દરરોજના જીવન સાથે હોવો જોઈએ. (૩) કેળવણી કેવળ વિદ્યાર્થીના બુદ્ધિવિકાસને માટે હોવી જોઈએ નહિ, પણ તેની સાથે તેનું કર્તવ્ય વધારે સારી રીતે કરી શકે તેવી તે હોવી જોઈએ. એટલે વિદ્યાર્થીના જીવનની તૈયારીરૂપ તે હોવી જોઈએ. જો આ ઉદ્દેશ ધ્યાનમાં લઈ વિષયની વ્યવસ્થા કરવામાં આવે, તો વિદ્યાર્થીની સંખ્યા વધે એટલુંજ નહિ, પણ તેમની હાજરી પણ નિયમિત રહે; કારણકે માબાપ જાણે છે કે થોડા વખત પછી તેમના કામમાં સારી રીતે મદદ કરી શકે એવાં છોકરાં તૈયાર થનાર છે. આ કારણને લીધે અગવડ વેઠીને તેમજ ખર્ચ કરીને પોતાનાં છોકરાંને માબાપો નિશાળે મોકલશે. હાલમાં સામાન્ય જ્ઞાન ઉપર ખાસ મોહ હોવાથી બાળકો જે શીખે છે તે તેમને ઉપયોગી નીવડતું નથી. તેમને શાળાનું શિક્ષણ લીધા પછી જે ધંધો કરવાનો છે તે વધારે સારી રીતે તેઓ કરી શકે એવી તાલીમ તેમને મળતી નથી. આવા સબબથી માબાપને તેમનાં છોકરાંને વધારે વખત શાળામાં રાખવાનું મન થતું નથી, કારણકે તેમની કેળવણી ધારણા મુજબ ફળદાયી નીવડતી નથી. (૪) શાળામાં જે બાબતો શીખવવામાં આવે છે તેનો ઉપયોગ તેમની પાસે તે વખતે કરાવવામાં આવતો નથી. તેમની પાસે હસ્તઉદ્યોગનું પુષ્કળ કામ કરાવવું જોઈએ, કે તેને પછી ખેતી કે કારીગરીના કામ ઉપર અણગમો ઉત્પન્ન થાય નહિ. દરેક વિદ્યાર્થીને મહેનત એ ઉમદા વસ્તુ છે એવું ભાન કરાવી તેના હૃદયમાં તે છાપ ઠસાવવી જોઈએ.

આ પ્રમાણે તેમની દૃષ્ટિ ફેરવવી જોઈએ કે તેઓ શાળા છોડયા પછી નોકરી શોધવા ન નીકળે, અને તેમના બાપદાદાનો ધંધો સારી રીતે કરી શકે. આવી કેળવણીની ખામીને લીધે ગામડા-માં કેળવણીનો ફેલાવો થઈ શક્યો નથી, અને જે કંઈ બે અક્ષર

બાળકો શીખે છે તે થોડા વખતમાં ભૂલી જાય છે. ચાર ધોરણ ભણેલા વિદ્યાર્થીઓમાં ઘણુંખરૂં ૩૯ ટકા તો શાળા છોડયા પછી થોડા વખતમાં જે કાંઈ ભણ્યા હોય છે તે ભૂલી જાય છે. એકંદર ગ્રામશાળાનું જીવન બહુ થોડાજ વર્ષનું હોય છે. ઘણાં છોકરા વહેલા આવે છે અને બાળવર્ગમાં પડી રહે છે, તેનું કારણ એ છે કે નાનાં બાળકોને કેળવવા માટે કંઈ પણ સારી ગોઠવણ હોતી નથી. વળી એકજ વર્ગમાં બાળકોની ઉંમરમાં ઘણો તફાવત હોય છે. શિક્ષણપદ્ધતિ ઘણી જુની હોવાથી શાળામાં હોંસે હોંસે બાળક જાય તેને બદલે પરાણે કે બળાત્કારે ત્યાં જાય છે. આ ઉપરાંત ઉપર જણાવ્યા પ્રમાણે હાજરી અનિયમિત હોય છે, એટલે પહેલા ધોરણમાંજ લગભગ ૪૫ ટકા જેટલા છોકરાઓ ઉઠી જાય છે.

ગામડાની શાળામાં બાળવર્ગમાં દાખલ થએલા છોકરામાંના ફક્ત ૨૦ ટકાજ ચોથા ધોરણમાં ભણતા હોય છે અને છોકરીઓની સંખ્યા લગભગ ૪ ટકા હોય છે. આવી રીતે દાખલ થએલા છોકરાના નવેક ટકા છોકરા ચોથા ધોરણમાં ભણવાથી ઘણો નકામો ખર્ચ થાય છે. આ કારણને લીધે જેમ બને તેમ વધારે છોકરાંઓ ચોથા ધોરણ સુધી ભણે તે માટે સારો પ્રયાસ કરવો. આ પ્રમાણે અક્ષરજ્ઞાન મળવાથી જોઈ તો સુધારો થવાની આશા રાખી શકાય. ગ્રામ સુધારણાની જે કંઈ યોજના હોય તેની સફળતાનો આધાર ગામના ભણેલા માણસો પર રહે છે એ સ્પષ્ટજ છે.

આ બધી વસ્તુસ્થિતિનાં કારણ ઉપર જણાવ્યાં તે છે. લોકો કંઈ અણસમજુ નથી તેમજ મૂર્ખ નથી. તેમનામાં વહેવારૂ સમજશક્તિ હોય છે, તેથી એ લોકોનામાં એવી સહજ પ્રેરણા થાય છે કે અમારાં બાળકોને ઉપયોગી શિક્ષણ આપવામાં આવે તોજ તે બરાબર લાભદાયી છે, નહિ તો નોકરીની લાલસાથી ભણાવવાથી તેમના ધંધાને નુકસાન થાય છે. તે લોકો પ્રત્યક્ષ લાભ અનુભવે એવું શિક્ષણ આપવામાં આવે, તો બીજા દેશોની માફક આપણે ત્યાં સારાં

સંસ્કારી પુરુષો અને સ્ત્રીઓ થોડા વખતમાં મોટા પ્રમાણમાં જોવામાં આવે. વળી અભ્યાસક્રમની રચના એવી હોવી જોઈએ કે છોકરાંઓ હાથ અને આંખનો વિશેષ ઉપયોગ કરે. તેવી તાલીમથી તેઓ આગળ ઉપર ધંધાને લગતું શિક્ષણ ઝટ ગ્રહણ કરી શકે છે.

આ પ્રમાણે ગ્રામશિક્ષણની સ્થિતિમાં સુધારો કરવાને પ્રથમ બાબત લક્ષમાં રાખવાની એ છે કે ઉપર જણાવ્યા મુજબ શિક્ષકને સારી યોગ્ય તાલીમ આપવી જોઈએ. તે ભાવનાશીલ હોવો જોઈએ. તેનામાં વિષયનું સારૂં જ્ઞાન હોવા ઉપરાંત સામાન્ય માહિતી પણ હોવી જોઈએ. ગામડાંની પરિસ્થિતિથી તે વાકેફ હોવાથી તેમાં શો સુધારો કરવાની જરૂર છે તેનું પણ તેને તીવ્ર ભાન હોવું જોઈએ. આવા તાલીમબદ્ધ શિક્ષકે શાળામાં બાળકોને વસ્તુજ્ઞાન વિશેષ આપવું કે તેથી તેમને પ્રત્યક્ષ જ્ઞાન સારૂં મળે અને તે વડે તેઓ માનસિક ક્રિયાઓ યોગ્ય રીતે કરી શકે. વળી નાનાં બાળકોને શાળા ઉપર પ્રેમ થાય તે માટે અદ્‌ભુત વાર્તા મનોરંજક રીતે તેણે કહેવી જોઈએ. તેમને રીતસરનું શિક્ષણ આપતાં પહેલાં પ્રથમ જુદા જુદા વિષય સંબંધી પુષ્કળ વાતચીત કરીને તેમને બોલવાને માટે આકર્ષણ ઉત્પન્ન કરવું. વાચન અને લેખન શીખવતાં પહેલાં આવી રીતે તેમને ઘણું પદાર્થજ્ઞાન મળવું જોઈએ, અને વાતચીત કરી એ વિષેના વિચાર પ્રદર્શિત કરવા જોઈએ. વળી શિક્ષણ આપતી વખતે શિક્ષકે બાળકને જે સંજોગોનો અનુભવ મળતો હોય તેને લગતા પાઠ તેના સંસ્કાર સ્પષ્ટ કરવાને માટે યોજવા જોઈએ. શિક્ષણની સર્વ યોજનાનો સંબંધ બાળકની પરિસ્થિતિને અનુસરી હોવો જોઈએ, કારણકે ખરી કેળવણીનો સંબંધ વિદ્યાર્થીના જીવન સાથે હોય છે. આ પ્રમાણે શાળા અને બાહ્ય જીવનની એકતા સાધવાથી વિદ્યાર્થીને તેના કામમાં સારો રસ પડે છે, અને તેની છાપ તેના મગજમાં વધારે સ્થિર થાય છે. હાલની કેળવણીનો મોટો દોષ એ છે કે વિદ્યાર્થીને જુદા જુદા વિષયનું બહુ જ્ઞાન મળે છે,

પણ તેના સંસ્કાર છુટાછવાયા પડવાથી તે જ્ઞાન ફળદાયી નીવડતું નથી એટલુંજ નહિ, પણ તે બરાબર યાદ પણ રહી શકતું નથી; કારણકે ધ્યાનશક્તિ ભિન્ન ભિન્ન વિષયમાં વહેંચાઈ જવાથી મગજ ઉપર દૃઢ છાપ પડતી નથી. જ્યારે સંસ્કાર સચોટ અને વ્યવસ્થિત હોય છે. ત્યારે જ્ઞાનમાં વેગ જણાય છે અને તેથી તે ફળદાયી નીવડે છે; માટે જે વિષયનું જ્ઞાન વિદ્યાર્થીને આપવામાં આવે તેનું એકી-કરણ અવશ્ય થવું જોઈએ કે જેથી એક વિષયમાં પડેલા સંસ્કાર બીજા વિષયમાં જાગૃત થાય અને આવી રીતના પુનરાવર્તન થવાથી તે બાબત દૃઢ થાય. આ કારણને લીધે વાચન, ગણિત, પદાર્થપાઠ વગેરે વિષયનો ગાઢ સંબંધ બંધાય તેવી રીતની શિક્ષણની યોજના થવી જોઈએ. શિક્ષણનો બાળકની પરિસ્થિતિ સાથેનો સંબંધ અને જુદા જુદા વિષયનું એકીકરણ આ બે ઉપયોગી તત્ત્વો યોજનાપદ્ધતિમાં માલમ પડે છે અને તેથી તેને લીધે વિદ્યાર્થીનામાં આત્મવિશ્વાસ, સ્વનિર્ણય અને વિચાર કરવાના ગુણ આવે છે.

ગામડાંમાં લોકો જુની પરંપરા તથા પરિસ્થિતિને લઈને એટલા બધા રૂઢિચૂસ્ત હોય છે કે તેમના જીવનમાં યોગ્ય પરિવર્તન કરવાને માટે તેમને નવીન વિચારની ખાસ જરૂર છે. તેમનું આરોગ્ય શિક્ષકે તેના આદર્શરૂપ વર્તનથી સુધારવું જોઈએ, એ બાબત આગળ ઉપર કહેવામાં આવી છે. ગામડાંના લોકમાં જે અનેક જાતના હાનિકારક વહેમ તથા રીતરિવાજ હોય છે તે દૂર કરવાની ઘણી જરૂર છે. તેને લીધે તેઓ કંઈ પ્રગતિ કરતા નથી, અને કંઈ નવી ઉપયોગી બાબત તેમની રૂઢિચૂસ્ત માન્યતાને લીધે તેઓ ગ્રહણ કરતા નથી. વળી રૂઢિના ચૂસ્ત હિમાયતી હોવા ઉપરાંત તેઓ પ્રારબ્ધવાદી હોય છે. આવી તેમની માન્યતા સાત્ત્વિક નથી, પણ તામસિક હોવાથી તે પ્રમાદ અને અંધશ્રદ્ધાને ઉત્તેજન આપે છે. વળી લાંબા વખતની ગરિબાઈ તથા નિરાશામય જીવનને લીધે તેઓ કાંઈ નવીન ફેરફાર કરવા ઇચ્છતા નથી. પ્લેગ, કોલેરા, બળીઆ. મેલેરિઆ, દરાજ વગેરે

રોગ વખતસર ઇલાજ લેવાથી મટી જાય છે એવી સમજણ તેમને પાડવી જોઈએ. આ સંબંધમાં જે હાનિકારક અને મૂર્ખાઈ ભરેલા રિવાજો હોય તે સુધારવા અને તેમને યોગ્ય ઉપાય લેવાની સમજુત કરવાની જરૂર છે. આવી રીતે ગામડાંના લોકનું દૃષ્ટિબિંદુ ફેરવીને તેમનું જીવન વધારે સુખપ્રદ અને પ્રગતિશીલ કરવું જોઈએ, અને તે માટે તેમના હૃદયમાં સુધારો કે પ્રગતિ કરવાની આંતર ઇચ્છા અને ધગશ ઉત્પન્ન થવી જોઈએ. તેણે ગામલોકોની તકરારમાં પડવું નહિ. ગામડામાં જમીનની વહેંચણીને લીધે ઘણી તકરારો થાય છે અને તેને લીધે બે પક્ષ બંધાય છે. તેણે એકે પક્ષમાં ભળવું નહિ, પણ તેમની તકરારનું સમાધાન પંચાયત દ્વારા કરવા નિખાલસ હૃદયથી પ્રયત્ન કરવો. બનતા સુધી કોર્ટમાં કેસ જાય નહિ તેની કાળજી રાખવી. વળી તેઓ લગ્ન કે મરણ પ્રસંગે નકામા ખર્ચ કરે નહિ તેવો ઉપદેશ તેમને આપવો જોઈએ. લોકો દેવામાંથી મુક્ત થાય તેવા ઉપાય તેમને સૂચવવા. ઘણી વખત તકરારનું કારણ નજીવું હોય છે. શિક્ષકનું ધ્યેય વિદ્યાર્થીને સારૂં શીખવી શાળા આબાદ કરવી એ છે. તેણે સારૂં કામ કરી લોકોની પ્રીતિ મેળવવી જોઈએ. વળી તેણે અતડા પણ રહેવું નહિ. તેનું સ્વમાન સચવાય તેવી રીતે તેમની સાથે હળવુંમળવું. જેટલું બને તેટલું તેનું ચારિત્ર ઊંચું રાખી તેણે તેમના ઉપર સારી છાપ પાડવી. ગામલોકોની ખટપટમાં પડવાથી તે શાળાનું કામ બરાબર કરી શકતો નથી અને તેઓ તેનાથી નારાજ થાય છે.

શિક્ષક કર્તવ્યનિષ્ઠ હોવો જોઈએ. શિક્ષણની અન્ય બાબત કરતાં બાળકજ શિક્ષકનું લક્ષ્યબિંદુ હોવું જોઈએ. શિક્ષકે પરીક્ષાના કરતાં બાળકના આત્મવિકાસ અને તેના હિતનો વિચાર કરવો. શિક્ષકમાં જ્ઞાન થોડું હશે તો ચાલી શકશે, પણ બાળઅભ્યાસની વૃત્તિ તો તેનામાં અવશ્ય જોઈએ. તેના વ્યક્તિત્વના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર છે; કારણકે બાળકની જે ખાસિયત હોય

છે તેનો વિકાસ કરવામાં આવે, તો તેથી તેને ઘણો લાભ થાય છે. શિક્ષકે નાના બાળકને બોલવાના અનેક પ્રસંગો ઉત્પન્ન કરી તેની ભાષાશક્તિ પ્રથમ વધારવી જોઈએ. આ બાબત અગાઉ કહેવામાં આવી છે, પણ મોટી ઉંમરનાં વિદ્યાર્થી આગળ તેણે પ્રસંગોપાત ઉત્તમ ગદ્ય અને પદ્યના નમુના રસભરી રીતે અને ભાવપૂર્વક વાંચી બતાવવા જોઈએ. કવિતા રાગ અને તાલ પ્રમાણે ગાઈ બતાવવાથી વિદ્યાર્થીના મનમાં તે વાંચવાની જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે, અને આવી રીતે સાહિત્ય ઉપર તેમને પ્રેમ થાય છે. આ ઉપરાંત શાળાના એકધારી શુષ્ક જીવનમાં ચેતન રેડવાને માટે તેને રસિક વાર્તા, નાટ્ય પ્રયોગ, આનંદપર્યટન, શાંત વાચન, વિશેષ વાચન. હસ્તઉદ્યોગ અને વાદવિવાદ જેવી જેટલી બને તેટલી પ્રવૃત્તિઓ દાખલ કરવી. આ પ્રમાણે સારો શિક્ષક શાળાનું કામ આકર્ષક બનાવીને વિદ્યાર્થીના જીવનમાં વિવિધતા આણે છે અને તેમને વિદ્યા ઉપર પ્રેમ થાય એવી શિક્ષણપદ્ધતિનો તે અમલ કરે છે.

ગામડામાં ઘણા માણસો કામને લીધે શાળાનો લાભ લઈ શકતા નથી. કેટલાક ખેડુત તથા કારીગર અને તેમનાં છોકરાંઓ ધંધાને લીધે નિશાળે જઈ શકતાં નથી. રાત્રીશાળામાં તેમને લખતાં વાંચતાં તથા હિસાબ કરતાં શીખવવાની જરૂર છે. રાત્રીશાળાના સારા કામનો આધાર શિક્ષક ઉપર મુખ્યત્વે રહે છે. જો તે ઉત્સાહી, કુનેહબાજ અને ઉદ્યોગી હોય છે, તો શાળાના કામમાં ચેતન અને અને પ્રેરણા રેડવાથી વિદ્યાર્થીઓને ભણતરનો તેમજ જ્ઞાનનો બીજો લાભ સારો મળે છે. રાત્રીશાળામાં આવનાર માણસો દિવસે કામ કરવાથી થાકેલા હોય છે, તેથી તેમને વિશ્રાંતિ, આનંદ અને ગમત પડે તેવી જાતનું શિક્ષણ આપવું જોઈએ. તેને માટે શિક્ષક કથા, વાર્તા, ગાયન કે નાટ્યપ્રવૃત્તિનો જાણકાર હોય અને તેમાં તેને રસ પડતો હોય. તો શાળામાં ભણતરની સંખ્યામાં વધારો થાય છે એટલુંજ નહિ, પણ તેમને શીખવવાનું કુદરતી રીતે મન થાય છે.

જો તેનો અવાજ મધુર હોય અને તેને ગાતાં આવડતું હોય તો તેથી શાળાનું વાતાવરણ આનંદમય બનેછે. લાયક શિક્ષકની પસંદગી ઉપરાંત રાત્રીશાળાનું કામ ફતેહમંદ બનાવવાને બીજી કેટલીક બાબતો ધ્યાનમાં રાખવી જોઈએ. વળી તેઓ જે કાંઈ ભણ્યા હોય તે ભૂલી જાય નહિ અને તેમાં થોડો થોડો વધારો થતો જાય તે માટે એક નાના પુસ્તકાલય અને વાચનાલયની જરૂર છે. આપણે ત્યાં આ પ્રવૃત્તિ ફતેહમંદ થઈ છે, એટલે તેમાં ઝાઝી મહેનત પડે એમ હવે નથી.

હવે આપણે ગ્રામશિક્ષણની વ્યવસ્થામાં શો ફેરફાર કરીએ તે જોઈએ. ગામડાંમાં ધોરણવાર વિદ્યાર્થીની સંખ્યા ઓછી હોય છે, એટલે એક શિક્ષકને બે, ત્રણ, ચાર, ધોરણ એકીવખતે શીખવવાં પડે છે. આ મુશ્કેલી વિદ્યાર્થીઓની ઓછી સંખ્યાને લીધે છે. દરેક ધોરણમાં થોડાં બાળક હોય, તો વર્ગદીઠ શિક્ષક તો નજ આપી શકાય. જ્યારે આવી વસ્તુસ્થિતિ હોય ત્યારે તેને બબ્બે ધોરણના સમૂહ કરીને શિક્ષણની યોજના કરવી જોઈએ. જો એક શિક્ષકને બાળવર્ગથી ચાર ધોરણ શીખવવાનાં હોય તો તેણે તેના વિભાગ પાડવા : (૧) બાળવર્ગ (૨) પહેલું તથા બીજું ધોરણ અને (૩) ત્રીજું તથા ચોથું ધોરણ. આ પ્રમાણે વર્ગવ્યવસ્થા કરી તેણે એકમાં લેખી કામ હોય ત્યારે બીજા વર્ગોમાં વાચન વગેરે વિષય લેવા જોઈએ. વળી વડા નિશાળીઆને પણ કામ કરવાનું સોંપી શકાય. ધોરણ ૧લું અને ૨ જું બંનેને જાણે એકજ બાબત શીખવવાની હોય તેવી યોજના કેટલાક વિષયની ઘડવી અને બીજે વર્ષે તેમાં જોઈતો ફેરફાર કરી કામ આગળ ચલાવવું જોઈએ. અલબત્ત આવી શાળામાં ધોરણ પ્રમાણે કામ પૂરૂં થઈ શકે નહિ. તેમજ શિક્ષક પાસેથી વર્ગદીઠ શિક્ષક હોય તેવા સારા કામની આશા પણ રાખી શકાય નહિ.*

વળી તે શિક્ષકને વારંવાર બદલવો જોઈએ નહિ. બાળવર્ગ માટે બાહોશ, સારી તાલીમવાળો શિક્ષક અવશ્ય મૂકવાની જરૂર છે.

---

* આ સંબંધમાં વખતપત્રકનું પ્રકરણ જુઓ.

જો સ્ત્રીશિક્ષક મળે તો વધારે સારૂં. ચાર ધોરણ સુધી છોકરા-છોકરીની સહશિક્ષણવાળી શાળામાં જો સ્ત્રીશિક્ષક હોય તો તે વધારે ઇચ્છવાલાયક છે. નાનાં બાળકની કેળવણી માટે કરકસર કરવી એ દેશને ઘણું નુકસાનકર્તા છે એ સ્પષ્ટજ છે. નાનાં બાળકોને કેળવવાની કુદરતી કુનેહ અને સમભાવ તેમનામાં હોય છે. હાલમાં ઘણી શાળાઓમાં પૂરતા શિક્ષક ન હોવાથી જોઈતું શિક્ષણ આપી શકાતું નથી. તેને માટે સારો ઉપાય એ છે કે નાની નિશાળોને બદલે એક સારી મધ્યસ્થ શાળા ઉઘાડવી જોઈએ. તેમાં તાલીમ-વાળા સુશિક્ષિત શિક્ષકો મૂકવા અને તેમને જોઈતાં સારાં સાધનો પૂરાં પાડવાં. જ્યાં ગામ બહુ પાસે પાસે હોય ત્યાં જુદી જુદી શાળાઓ રાખવાની જરૂર નથી. આવી રીતે ફેરફાર કરવાથી શિક્ષણ સંગીન થાય છે, અને તેથી તેનું સારૂં ફળ આવે છે. નાની શાળામાં શિક્ષણનો જે મોટો ભાગ બરબાદ જાય છે તે તેથી નકામો જતો નથી.

ગામડાના લોકોનું જ્ઞાન વધારવાને કેટલીક શાળાઓ ફરતી હોવી જોઈએ. તેમાં લોકોની અનુકૂળતા પ્રમાણે બેએક માસ શાળા ચલાવવી જોઈએ. પછીથી તે કામ બીજી જગ્યાએ શરૂ કરવું. આવી શાળામાં ઘણા બાહોશ શિક્ષક હોવા જોઈએ; કારણકે થોડા વખતમાં ઘણું કામ કરવાનું હોય છે. આવી શાળાથી ઘણા ફાયદા થવાનો સંભવ છે. પૈસાની અગવડને લીધે કરકસરથી આવો પ્રયાસ કરવાની જરૂર છે. શાળાનું વાતાવરણ શાંત અને ઉદ્યોગસૂચક હોવું જોઈએ. જ્યાં શાળા કાઢવામાં આવે તે જગ્યા અનુકૂળ હોવી જોઇએ. બધી જાતના લોકો તેમાં આવે એવી જગ્યા પસંદ કરવાની જરૂર છે.

શિક્ષકનું જ્ઞાન તાજું રહે અને સુધરેલી ઢબથી તે માહિતગાર થાય તેને માટે દરેક તાલુકામાં એક મધ્યસ્થ નમુનાદાર શાળાની જરૂર છે. તેમાં સુધરેલી ઢબ મુજબ કામ થવું જોઈએ. 'સુધરેલી ઢબ' એટલે તેનો અર્થ એ નથી કે ગમે તેવા ફેરફાર કર્યાજ કરવા, પણ

જે પદ્ધતિથી, શિક્ષણની યુક્તિથી તથા શાળાની વ્યવસ્થાથી વિદ્યાર્થીઓ સરળ રીતે સંગીન જ્ઞાન મેળવી શકે તેવા સુધારા તેમાં દાખલ કરવા જોઈએ. કેળવણી એ ઉત્તમ મનુષ્ય ઉપજાવવાની કળા છે. આ વિચારને અનુસરીએ તો નમુનાની શાળા અવશ્ય હોવી જોઈએ. તે બીજી શાળાના કામમાં વેગ અર્પે છે, અને તેમને આદર્શ બતાવે છે. વળી શિક્ષકમાં તેને લીધે જડતા આવતી નથી. તેમજ વિદ્યાર્થીઓને ઉંચા પ્રકારનું શિક્ષણ મળે છે. આવી શાળામાં આસપાસના શિક્ષકોની પ્રસંગોપાત સભા ભરાવી જોઈએ. જે સુધારા ત્યાં કર્યા હોય તેનું પ્રત્યક્ષ જ્ઞાન તેમને આપવું. તે સંબંધી પાઠ આપ્યા પછી તેની નિખાલસ રીતે રસભરી ચર્ચા થવી જોઈએ. બીજા દેશમાં જે અખતરા થયા હોય તેની માહિતી આપવા પુસ્તકો તથા ચોપાનીઆં શિક્ષકવર્ગને મળવાં જોઈએ. આ પ્રમાણે કેળવણીનું શાસ્ત્ર અને તેની કળામાં સુધારો થવાની જરૂર છે. આપણી કેળવણીની ઘટના પાશ્ચાત્ય દેશને અનુસરી થએલી હોય છે, તેથી કઈ પદ્ધતિ આપણા બાળકોને અનુકૂળ આવે છે તેને માટે અવશ્ય પ્રયોગશાળાઓ તો હોવી જોઈએ.

કેળવણીનું કામ અઘરૂં છે અને એ શાસ્ત્ર હમેશાં આગળ વધે જાય છે, માટે કેળવણીના ક્ષેત્રમાં જે શોધખોળ થાય તે કેટલે દરજ્જે આપણને અનુકૂળ છે તે શોધી કાઢવા માટે આવી પ્રયોગશાળાની ખાસ જરૂર છે. પ્રયોગશાળામાં અમુક વિચાર કે પદ્ધતિનો અખતરો થયા પછી તેનો શાસ્ત્રીય દૃષ્ટિએ વિવેક કરી તેનું પરિણામ તારવી કાઢવું જોઈએ અને પછી તેનો લાભ બીજી શાળાઓને ચોપાનીઆં-દ્વારા કે અવલોકનદ્વારા આપવાની ગોઠવણ કરવી.

શહેરમાં આવેલી તાલીમ આપનારી સંસ્થાનો એક મોટો ગેરલાભ એ છે કે તેમાના શિક્ષકને ગામડાંની ખરેખરી સ્થિતિનું ભાન હોતું નથી. ગામડાંની શાળાની જેવી પરિસ્થિતિ હોય, તે પ્રમાણે શિક્ષકને તાલીમ મળવી જોઈએ. ગામડાંનાજ વાતાવરણમાં

નવીન શિક્ષકને તાલીમ આપવી જોઈએ, કે જ્યારે તેને ગામડાંમાં કામ કરવાનું હોય, ત્યારે તેને એકદમ મોટો ફેરફાર લાગે નહિ. તાલીમ લઈ નીકળતા શિક્ષકને આ રીતે ગામડાંના સંજોગો પ્રમાણે કેળવણી મળવી જોઈએ. જે વસ્તુસ્થિતિ સાથે સંબંધ છે, તેનો અનુભવ તેને મળે તોજ તે સરળ રીતે કામ કરી શકે છે. ટુંકામાં ટ્રેનિંગ કોલેજની દૃષ્ટિ, તેની વ્યવસ્થા, તથા શિક્ષણપદ્ધતિ ગ્રામજીવનને અનુકૂળ હોવી જોઈએ. આ કારણને લીધે શહેરની કોલેજના શિક્ષકે ગામડાંનો અનુભવ થોડો વખત લેવો જોઈએ કે જેથી તેઓ તેની યોજનામાં યોગ્ય ફેરફાર કરી શકે.

ગ્રામજીવન શાંત અને નોખું હોવાથી, શિક્ષકવર્ગના જ્ઞાનમાં વૃદ્ધિ થતી નથી એટલુંજ નહિ, પણ ત્યાં અજ્ઞાનનું વાતાવરણ હોવાથી તેનું જ્ઞાન ઘણું ઓછું થઈ જાય છે. દિનપ્રતિદિન તેમાં એવી રીતનો ઘસારો થવાથી તેની જ્ઞાનરૂપી મુડી ઘણી ઓછી થઈ જાય છે, અને પછી તે ટેવના બળને વશ થાય છે. આનું પરિણામ એ આવે છે કે તે અમુક ઘરડમાં કામ કર્યા જાય છે. તેના કામમાં કંઈ નવીનતા જોવામાં આવતી નથી, અને તેથી આખરે વિદ્યાર્થીની કાર્યસાધકતા ઘણી કમી થએલી જોવામાં આવે છે. પદ્ધતિપૂર્વક શિક્ષણને બદલે તેને ગોખણનો આશ્રય લેવો પડે છે, અને રસને બદલે અર્થહીન પુનરાવર્તન તથા શક્તિના વિકાસને બદલે ભણતર કે જ્ઞાન માલમ પડે છે. આવી રીતનાં પરિણામ અટકાવવાને માટે શિક્ષકોને અમુક વર્ષને અંતરે પુનઃ શિક્ષણ મળે અને તેનું જ્ઞાન તાજુ થાય એટલુંજ નહિ, પણ તેમાં સારો વધારો થાય તેવી ગોઠવણ કરવાની જરૂર છે. વિદ્વાન અને સુશિક્ષિત શિક્ષક પાસે રજાની અંદર ટુંકા અભ્યાસક્રમના વર્ગની વ્યવસ્થા કરવી જોઈએ કે શિક્ષકનું જ્ઞાન કટાઈ જાય નહિ અને તેમને તેથી નવીન શોધખોળનો લાભ મળે જાય. વળી તાલીમ લીધા પછી શિક્ષકમાં પ્રમાદ અને જડતા આવી જાય છે. તે અટકાવવા માટે તેમને લાંબા વખત સુધી કાયમ કરવા જોઈએ નહિ.

તેમજ તેમને અમુક વર્ષે શિક્ષણશાસ્ત્રનાં થોડાં પુસ્તકો વાંચીને પરીક્ષા આપવાની ફરજ પાડવી જોઈએ. વળી ઉપરી અધિકારીનો રિપોર્ટ ધ્યાનમાં લઈ તેમને કાયમ કરવા અને પછી તેમના પગારમાં વધારો કરવો જોઈએ. જે શિક્ષક સુશિક્ષિત અને બાહોશ હોય તેને મુખ્ય શિક્ષકની જગા આપવી. જેઓ યંત્રવત્ કામ કરે છે અને જેના કામમાં કંઈ સુધારો જણાતો નથી તેને મોટી જવાબદાર જગા મળવી જોઈએ નહિ. ખરી રીતે તો મુખ્ય શિક્ષક ઉપરજ શાળાના ચેતનનો આધાર રહે છે.

શિક્ષકને જેવી રીતે સારી તાલીમની જરૂર છે, તેવીજ રીતે તપાસણી કરનાર અમલદારને પણ થોડો વખત તેના કામની પદ્ધતિસર સારી તાલીમ મળવી જોઈએ. તેને શિક્ષકના આગળ કેળવણીનું ધ્યેય રજુ કરવાનું છે. તેણે તેની કેવળ ભૂલો કાઢી શિક્ષકને નિરુત્સાહી બનાવવાનો નથી, પણ તેના કામની કદર કરી તે આગળ વધે એવી રચનાત્મક સૂચનાઓ કરવાની છે, અથવા શિક્ષકની રૂબરૂ પાઠ આપી સારૂં કામ કેવી રીતે થાય તે કરી બતાવવાનું છે. આ કારણને લીધે તપાસણી કરનાર અમલદારની જવાબદારી ભારે છે, અને તેથી તેને પણ તેના કામની વૈજ્ઞાનિક તાલીમ મળવી જોઈએ. ખરી રીતે તો તેની પરીક્ષાની પદ્ધતિ ઉપર કેળવણીનો સર્વ આધાર રહે છે. શાળાના ઇન્સ્પેકટરનું મુખ્ય કામ અદ્યતન શિક્ષણપદ્ધતિઓ, શિક્ષણની યુક્તિઓ તથા શિક્ષણનાં સાધનનું જ્ઞાન શિક્ષકોને આપી તેમની શિક્ષણશૈલી પ્રેરક, પ્રબોધક અને પ્રાણદાયી બનાવવાનું છે. તેણે વર્ગનું કામ તપાસી શિક્ષણ સંબંધી ટીકાઓ અને સૂચના આપવી તથા વર્ગમાં પાઠ આપી બતાવવા. વળી શિક્ષકોનું સંમેલન ભરી શિક્ષણને લગતો ઉત્સાહજનક વાર્તાલાપ કરવો એ તેની ખાસ ફરજ છે.

---

# પ્રકરણ ૫—શિક્ષક અને શિષ્ય

## જેમ પક્ષીઓ ઊડે છે, માછલીઓ તરે છે અને પ્રાણીઓ દોડે છે, તેમ બાળકને સ્વતઃ જ્ઞાન મળવું જોઈએ.

જે વસ્તુને કેળવવાની હોય તેના ગુણદોષ અવશ્ય જાણવા જોઈએ. ખેડુતે ખેતરનું જમીનતળ કેવી જાતનું છે તે જાણવાની જરૂર છે. તેને જે પાક ઉપજાવવાનો હોય છે તેને અનુકૂળ જમીનની પ્રત હોય, તો તેની મહેનત સફળ થાય છે અને તેને સારો લાભ મળે છે.

**બાળસ્વભાવના જ્ઞાનની જરૂર**

તેવીજ રીતે માબાપે તેમજ શિક્ષકે બાળક શું છે, તેની વૃત્તિઓ કેવી જાતની છે, અને તેનામાં કઈ જાતની લાગણી, પ્રેરણા, કલ્પના, તર્ક, ઇચ્છા વગેરે વ્યાપારો હોય છે, તે બાબત ખાસ જાણવાની જરૂર છે. બાળકની તાલીમમાં શિક્ષક કે માબાપને જે નિષ્ફળતા મળે છે તેનું ખરૂં કારણ બાળસ્વભાવનું અજ્ઞાન છે. બાળકના મનમાં અમુક લાગણી કે વિચાર હોય તે શિક્ષક જુદી રીતે સમજે, એટલે બંનેના માનસ વચ્ચે વિરોધ ઉત્પન્ન થવાથી બાળક યોગ્ય ક્રિયા કરી શકતું નથી. શિક્ષક મોટી ઉંમરનો હોવાથી બાળકના કરતાં તેનું માનસ જુદા પ્રકારનું હોય છે; એટલે તે તેની ભૂમિકા ઉપર નહિ હોવાથી તેની પ્રવૃત્તિઓ સમજી શકતો નથી અને તે ઘણી વખત બાળકની તાલીમને બાધક કે નુકસાનકર્તા સૂચનાઓ અથવા હુકમ આપે છે. બાળક એ **બાળક** છે, પણ તે પુખ્ત ઉંમરનું નાનું માણસ નથી. તેનાથી તેની પ્રકૃતિ જુદાજ પ્રકારની છે એ બાબત જ્યાંસુધી સમજાય નહિ, ત્યાંસુધી બાળકને શિક્ષક સમજી શકતો નથી. તેનું માનસ મોટી ઉંમરના મનુષ્ય કરતાં જુદીજ જાતનું હોય છે, એ તેની ક્રિયાઓ ઉપરથી સહજ સમજાય છે. વળી બાળકોની બુદ્ધિશક્તિ નાનપણમાં જુદી જુદી જાતની હોય છે. કોઈ બાળક ચપળ હોય છે, તો કોઈ

જડ બુદ્ધિનું હોય છે. કેટલાંક બાળકો સંજોગોને અનુસરી તરત તેમનું વર્તન નિયમિત કરે છે, ત્યારે બીજાં તેવો ફેરફાર કરતા નથી અથવા કરે છે તો તેમને બહુ વાર થાય છે. વર્ગમાં કોઈ બાળક વાચાળ હોય છે, તો બીજું બાળક શરમાળ હોય છે. કોઈ હાથનો સારો ઉપયોગ કરે છે, ત્યારે બીજું બાળક સારું અવલોકન કરે છે. નાનાં બાળકોમાં ખાસ કરીને પ્રખર કલ્પનાશક્તિ હોવાથી તેમના મનમાં અનેક જાતનાં તરંગો અને ચિત્રો ઉત્પન્ન થાય છે. તેમાં તેને બહુ આનંદ મળે છે અને તેવું કલ્પિત જગત તે ખરું માને છે. શિક્ષક તેનું માનસ જાણી શકતો નથી. વળી તેમની પ્રેરણાઓ અને ઊર્મિઓ જાણવાની ખાસ જરૂર છે, કારણકે તે મુજબ તેમના મન ઉપર જોઈતી અસર ઉપજાવી શકાય છે. બાળકનું કુદરતી વલણ દાબી દેવાથી તેના હૃદય ઉપર ભારે અસર થાય છે. જો કોઈ બાળક વર્ગમાં સવાલ પૂછે અને તેને ઠપકો દઈ કે મશ્કરી કરી બેસાડી દેવામાં આવે છે, તો તેથી તેને ભારે આઘાત ઉપજે છે અને તેથી તેની કુદરતી જિજ્ઞાસાનો નિરોધ થાય છે. બનતા સુધી તેની લાગણી કે પ્રેરણા દબાઈ જવી જોઈએ નહિ, પણ તેના યોગ્ય વિકાસ માટે અનુકૂળ પ્રસંગો ગોઠવવા જોઈએ. બાળકની શક્તિ, પ્રેરણા કે ઊર્મિ ઉપરાંત તેની ઇન્દ્રિયોની ક્રિયા કેવી રીતે થાય છે તે પણ જાણવાની જરૂર છે. જો તેમાં કાંઈ ખામી હોય, તો તે મુજબ તેને શિક્ષણ આપવાની જરૂર છે. કેટલીક વખત કોઈ બાળક તેની આંખ કે કાનની ખામીને લીધે ઓછું જુએ છે કે સાંભળે છે, તો તે ઉપરથી તેને મૂર્ખ કે જડ બુદ્ધિનો ગણવો નહિ. આવી રીતે બાળકનું માનસ જાણીને તેણે સંયમ અને વ્યવસ્થાના ગુણ ખીલવી તેમને યોગ્ય તાલીમ આપવી જોઈએ.

જો બાળકને યથાર્થ રીતે સમજવું હોય, તો શિક્ષકે તેની કલ્પનાનો ઉપયોગ કરી તેવી સ્થિતિમાં પોતાની જાતને મૂકવાની જરૂર છે.

**બાળકનું માનસ**

વળી તેના બચપણનો અનુભવ તાજો કરી તેણે બાળકની મનોવૃત્તિ સમજવાને માટે પ્રયત્ન કરવો જોઈએ. બાળક એ બાળક છે તે બાબત ગ્રહણ કરવા ઉપરાંત

તે એક વૃદ્ધિ પામતી વ્યક્તિ છે તે સત્ય પણ બરાબર યાદ રાખવાની જરૂર છે. વળી તેની સાથે બીજા બધા કરતાં તેનું વ્યક્તિત્વ ખાસ જુદા પ્રકારનું છે, તે પણ તેની તાલીમની યોજનામાં ધ્યાન રાખવા જેવો અગત્યનો મુદ્દો છે. જ્યાંસુધી શિક્ષક બાળકના મનમાં શી ક્રિયા થાય છે તે જાણી શકે નહિ. ત્યાંસુધી તેને તે યોગ્ય રીતે તાલીમ આપી શકતો નથી. આપણા કરતાં તેનું માનસ જુદીજ જાતનું હોય છે એ બાબત ખાસ યાદ રાખવાની જરૂર છે. પુખ્ત ઉમરનો મનુષ્ય કુદરતની જુદી જુદી વસ્તુઓ ઉપર ધ્યાન આપી શકે છે અને તેની ઇચ્છા મુજબ અમુકજ ભાગ ઉપર ધ્યાન એકાગ્ર કરી શકે છે. એટલે તેનું તેને યોગ્ય પ્રમાણમાં જ્ઞાન મળે છે. વળી તે અમુક બાબત વિચારપૂર્વક પસંદ કરી શકે છે, પણ બાળકને તેવી પરિસ્થિતિનું જ્ઞાન હોતું નથી અને તેથી આપણા કરતાં તેનું માનસ જુદું હોય છે. જો કે બાળકનું માનસ જુદું હોય છે, તોપણ તે કેટલીક બાબતમાં મળતું હોય છે. બાળક પણ આપણી માફક ધારે છે કે દરેક મનુષ્યમાં આપણા જેવા વિચાર અને લાગણી હોય છે. જ્યારે આપણી આસપાસનાં માણસો આપણાથી જુદી રીતે વર્તે છે, ત્યારે આપણને આ વિચિત્ર લાગે છે; કારણકે આપણી માફકજ તેણે વર્તવું જોઈએ એમ આપણે ધારી લઈએ છીએ. ખરી રીતે તો તે વ્યક્તિ તેના સ્વભાવ મુજબ વર્તે છે અને તેથી તે બાબત તેને મન કંઈ વિચિત્ર કે અસાધારણ લાગતી નથી. વળી જે વિચાર કે લાગણીનો આપણને હંમેશાં અનુભવ થાય છે તેનું સ્પષ્ટ ભાન આપણને હોતું નથી, એટલે તે ભૂલી જવાય છે. જ્યાંસુધી તેની વિરુદ્ધ વિચાર ઉદ્ભવતો નથી, ત્યાં સુધી તે બાબત યાદ રહેતી નથી. એક વખત આપણે બાળક હતા તે હવે આપણે ભૂલી ગયા છીએ. બાળક પણ બીજાઓમાં તેના જેવા વિચાર ને લાગણી છે એમ ધારે છે. તે મોટા મનુષ્યને તેના માનસને અનુસરી સમજે છે. આપણે તેના કરતાં વધારે ડાહ્યા કે ભણેલા છીએ એમ તે ધારતું નથી. વળી આપણે બીજાઓને આપણી ઊર્મિ કે લાગણી

ારોપીએ છીએ. એક અદેખો માણસ બીજા બધાને તેવી વૃત્તિવાળો
ણે છે. બાળકોમાં આ ગુણ ખાસ જણાઈ આવે છે. આવી રીતે
ઓ તેમના માનસ મુજબ દરેક વસ્તુની કિંમત આંકે છે.

શિક્ષકે બાળકોને કેળવવાનાં હોય છે, એટલે તે તેમને જ્ઞાન આપે
, પણ ખરૂં શિક્ષણ તો મુખ્યત્વે જીવનના જુદા જુદા પ્રસંગે અનુકૂળ

**શિક્ષક અને શિષ્ય**

ક્રિયા કેમ કરવી તે છે. જ્યારે બાળક શીખે છે, ત્યારે બીજા માણસોએ મેળવેલા અનુ-
ભવનો તે લાભ લે છે, તેથી તેને થોડા વખતમાં જ્ઞાનનો સારો ફાયદો
ાય તે માટે શિક્ષકે તેને સારે માર્ગે દોરવો એ તેનું કર્તવ્ય છે. શીખતી
ખતે બાળકના મન ઉપર યોગ્ય અસર ઉપજાવી તેને જ્ઞાનનો લાભ
ાપવો જોઈએ. વળી શિક્ષક તેની શક્તિઓ ખીલવે છે, અને તેની પાસે
ારી ટેવો પડાવે છે; તેથી તેને બાળસ્વભાવ અને તેની રીતભાત ખાસ
ાણવાની જરૂર છે. બાળક શાળામાં આવે છે, ત્યારે તેની ઇન્દ્રિયો
ીવ્ર હોય છે. તેનું મન વસ્તુના આકાર, રૂપ, રંગ, ગતિ તથા અવાજથી
ાકર્ષાય છે અને તે તેનું અવલોકન કરે છે. તેના આવા માનસનો
ાભ લઈ શિક્ષકે પદાર્થ કે ચિત્રની મદદથી તેને શિક્ષણ આપવું.
ાળકની ઇન્દ્રિયોનો ઉપયોગ કરી પદાર્થપાઠ, સૃષ્ટિજ્ઞાન વગેરે
િષયો શીખવવા. તેને લીધે તેમાં તેને રસ પડે છે. સારી બાળકેળ-
ણીનો આધાર ઇન્દ્રિયજ્ઞાન ઉપર છે. પ્રથમ તો વર્ગનાં બાળકોને
ટલું શીખવવાનું છે. અને તેમની શક્તિ કેટલી છે, તેનો સ્પષ્ટ
્યાલ શિક્ષકના મગજમાં હોવો જોઈએ. બાળકો કેટલું શીખી શકે
ેમ છે, તે જાણ્યા પછી તે બરાબર શીખવી શકે છે. તેણે આખા
ર્ગ ઉપરાંત વ્યક્તિઓના સ્વભાવની તેમજ તેમની શક્તિની માહિતી
ેળવવી જોઈએ. આ દૃષ્ટિ મુજબ તેણે પ્રશ્નની યોજના કરવી.
ાચન, દાખલા વગેરે બાબતોની સમજુતી તેમના અધિકાર મુજબ
ણે આપવી જોઈએ. કોઈ કોઈ વખત શિક્ષક અમુક છોકરા તરફ
ક્ષપાત બતાવે છે અને તેમને વધારે સવાલ પૂછે છે. તેને લીધે

બીજા છોકરાઓ બેદરકાર રહે છે અને મંદ થઈ જાય છે. બધા છોકરાઓને વારાફરતી સવાલ પૂછીને સતેજ રાખવાની જરૂર છે. શિક્ષકનો બાળકો પ્રત્યે પ્રેમ અને સહાનુભૂતિ હોવાં જોઈએ; કે જેથી તેઓને તેમનું કામ હસે હસે કરવાનું મન થાય. નાનાં છોકરાંને પ્રશ્નોત્તર પદ્ધતિવડે વિષયો શીખવવાની ખાસ જરૂર છે. લાંબા વાક્યો અને ભારે જડબાતોડ શબ્દનો તેણે કદી ઉપયોગ કરવો નહિ; પણ તેની ભાષા સાદી અને સરળ હોવી જોઈએ. આવી રીતે પાઠ મુદ્દાસર અને સહેલી રીતે સમજાય એવાં વાક્યોનો ઉપયોગ કરવો. શિક્ષકના દંભથી બાળક તેનું કહેવું સમજતું નથી અને તે મુંઝાય છે. ખરી રીતે તો તેની શક્તિનો વિચાર કરી ભાષા શુદ્ધ અને સરળ વાપરવી જોઈએ. શાળામાં કેટલાક છોકરા હોશિયાર હોય છે, કેટલાક સાધારણ બુદ્ધિના હોય છે. ત્યારે બીજા કેટલાક મંદ બુદ્ધિના રેઢીઆળ હોય છે. આવા વિદ્યાર્થીઓના કામની નોંધ રાખી શિક્ષકે તેમને વિશેષ વ્યક્તિગત મદદ કરવાની જરૂર છે. તેમના તરફ દીલસોજી બતાવી તેમને સારો અભ્યાસ કરવા ઉત્તેજન આપવું. કેટલીક વખત નાલાયક વિદ્યાર્થીઓને ઉપર ચઢાવવામાં આવે છે. આવા વિદ્યાર્થીઓ બીજાની જોડે ચાલી શકતા નથી, તેથી તેઓ મુંઝાય છે; પણ શિક્ષકે તેમના તરફ માયાળુ થઈ તેમને અભ્યાસમાં મદદ કરવી. જે વિદ્યાર્થીઓ ગંદા, અનિયમિત અને અસભ્ય હોય તેમને ઉપદેશ આપી સુધારવા પ્રયત્ન કરવો; પણ તેમના તરફ કદી તિરસ્કાર વૃત્તિ રાખવી નહિ. બાળકને સુધારવાનું કામ ઘણું મુશ્કેલ છે, પણ કોઈ કોઈ વખત શિક્ષકના બોધથી તે સુધરી જાય છે. શિક્ષકનું વર્તન વિદ્યાર્થી પ્રત્યે શુદ્ધ હોવું જોઈએ. કોઈ છોકરાં તરફ તેણે પક્ષપાત કરવો નહિ. કેટલીક વખત જે બાળકો શિક્ષકને ત્યાં ભણવા માટે આવે છે, તેના ઉપર વિશેષ ભાવ બતાવવામાં આવે છે. જ્યારે તેવા છોકરાઓ ગુનો કરે છે, ત્યારે તેને જવા દેવામાં આવે છે. આવી તેની રીતભાતથી છોકરાના મન ઉપર અન્યાયની છાપ પડે છે. જે શિક્ષક વિદ્યાર્થીઓને ખરા

દીલથી ચાહે છે, અને તેમને બરાબર શીખવે છે તે વિદ્યાર્થીઓનું હૃદય જીતી લે છે, અને તેઓ તેના તરફ માનની દૃષ્ટિથી જુએ છે. જે બાળકો ભયના વાતાવરણમાં રહે છે, તેમનો સ્વાભાવિક વિકાસ કદી થતો નથી. જો શિક્ષક માયાળુ, વિવેકી અને દીલસોજીવાળો હોય છે, તો બાળકો સારૂં કામ કરે છે. શિક્ષક અને બાળક વચ્ચે કંઈ વિરોધ હોવો જોઈએ નહિ. જો તેમની વચ્ચે હૃદયની સરળતા હોય છે, તો બાળકો શિક્ષકને ખૂશ કરવા સારો અભ્યાસ કરે છે. કોઈ કોઈ વખત મંદ અને પાછળ પડેલા બાળકને જો પ્રોત્સાહન આપવામાં આવે છે, તો તેનામાં અદ્‌ભુત શ્રદ્ધા અને આશા ઉત્પન્ન થાય છે. ડાહ્યા શિક્ષકે કદી પણ બાળકોને તેમના દોષો અને ભૂલોનું સ્મરણ વારંવાર કરાવવું જોઈએ નહિ; કારણકે તેથી તેઓ નિરુત્સાહ અને નિરાશામાં ગર્ક થઈ જાય છે. કોઈ પણ છોકરાને શિક્ષકે ઠોઠ કહેવો નહિ, તેમ તેણે કદી એવું કહેવું નહિ કે તું તો કંઈપણ ભણવાનો નથી અને તદ્દન 'ઢ' જેવો છે. બાળકની બાલ્યાવસ્થા રૂપી બગીચાનું પોષણ, સ્નેહ, અને સહાનુભૂતિથી થવું જોઈએ કે તેમાં સત્ય, વિનય, વિવેક, ખંત, ઉદ્યોગ, હિંમત અને સર્જન શક્તિ જેવાં સુંદર ફૂલો ઊગી શકે. સારો શિક્ષક વર્ગમાં પોતે શું શું કરવાનો છે તેનો પ્રથમ વિચાર કરે છે એટલુંજ નહિ, પણ તેના કરતાં વિદ્યાર્થીઓને શું કામ કરવાનું હોય છે તેનો વિશેષ વિચાર કરે છે. તે પોતે થોડું કરે છે પણ ઘણું કામ વિદ્યાર્થી પાસે કરાવે છે. તે પોતાનું સ્થાન ભોમીયા તરીકેનું છે એમ સમજે છે. જ્યારે શિક્ષક બધું કહી દે છે કે બતાવી દે છે, ત્યારે શિક્ષણનો ખરો હેતુ નિષ્ફળ જાય છે. ખરી રીતે તો તેણે વર્ગને સતેજ કરી તેને કામમાં રોકેલો રાખવો અને પોતે જરૂર પડતું માર્ગદર્શન કરવું.

**શિક્ષકની તૈયારી**

શિક્ષકને જે વિષય શીખવવાનો હોય તેની ઘણી ટુંકી નોંધ તેણે રાખવી જોઈએ. તેમાં મુદ્દાનું ટાંચણ, સાધન, વગેરે બાબતોને લગતી થોડી હકીકત હોય તો તે બસ છે. તેની સાથે વર્ગમાં છોકરાંએ શું શું કરવાનું છે

તે બાબત ખાસ લખવી. કોઈપણ કામ અગાઉની તૈયારી સિવ સારૂં થતું નથી એ યાદ રાખવું. જે શિક્ષક તૈયારી વગર વર્ગમાં શીખવ માંડે છે, તે ગમે તેમ શીખવે છે. તેને જોઈતાં ઉદાહરણો ત: મળી આવતાં નથી. વળી પ્રશ્નશૈલી સચોટ હોતી નથી. મુખ્ય મુદ્દ ભાન નહિ હોવાથી, વિદ્યાર્થીના મગજ ઉપર શિક્ષણની જોઈ તેવી અસર થતી નથી. વળી તે વિદ્યાર્થીઓની મુશ્કેલી જાણતો નથ અને તે શીખવવામાં વધારે વખત લે છે. કારણકે તે એકને એ બાબત ફરી ફરીને બોલે છે. ઉપલા ધોરણના વિદ્યાર્થીઓ તે ત: જાણી જાય છે અને તેઓ તેને વિષે હલકો અભિપ્રાય બાંધે વિષય સંબંધી બરાબર વિચાર કરીને તેણે શાળામાં આવવું. આ પાઠની યોજના તેના મનમાં રમી રહેવી જોઈએ. પાઠના મુ બરાબર ગોઠવવા જોઈએ અને તેને લગતાં સાહિત્યો જેવાં નમુના, ચિત્ર, નકશા વગેરે બરાબર તૈયાર રાખવાં. પાઠ આ પછી અનુભવથી તેને જે ખામી જણાતી હોય તે સુધારવી. વ દરવરસે તેની નોંધમાં સુધારો થવાની જરૂર છે. વિષયમાં જે પ્રગ થઈ હોય તથા પદ્ધતિમાં જે ફેરફાર થયો હોય તે લક્ષમાં રા તેમાં સુધારો વધારો કરવાની જરૂર છે. કેટલીક વખત શિક્ષકો એક એકજ નોંધ ઘણા વરસો સુધી વાપર્યા કરે છે. તેમની આવી જડ દૂર કરવાની મુખ્ય શિક્ષકની ફરજ છે.

આવી રીતે સારો પાઠ આપવા માટે પહેલેથી મનની અં તેનો વિચાર કરી તેની યોજના ગોઠવવી જોઈએ. વળી પાઠ લગતા કયા કયા સવાલ પૂછવાના છે, તેનો પણ પ્રથમ વિચ કરેલો હોવો જોઈએ. ૧૧ થી ૫ વાગ્યા સુધીમાં કામ કરવાથી તે કામ પુરૂં થાય છે એવો તેનો વિચાર ખરો નથી. તેણે શાળાના વખતની બહાર પણ પોતાના કામનો વિચાર કરવાનો અને તેણે તેનું કામ રસપૂર્વક કરવાનું છે એવું તેણે જાણવું જોઈએ વિદ્યાર્થીઓને પરીક્ષા પુરતુંજ તેણે શીખવી સંતોષ પામવો નહિ

તેણે તેમને જ્ઞાનનો રસ ચખાડવો અને તેને માટે તેનો શોખ ઉત્પન્ન કરવો જોઈએ. આવી રીતે તેણે પોતાની ફરજની ઉંચી લાગણી રાખવી જરૂરની છે, કારણકે તેની ભાવના મુજબ તેનાં કાર્ય થાય છે અને તેની અસર વિદ્યાર્થીઓના મન ઉપર થયાં કરે છે.

વર્ગમાં સારૂં શિક્ષણ આપવા માટે શિક્ષકને જે વિષયો શીખવવાના હોય તેની તેણે બરાબર તૈયારી કરવી જોઈએ. શિક્ષકને

***પાઠની નોંધ**

શું શીખવવવાનું છે તેનો પ્રથમથી વિચાર કરી ચોક્કસ ખ્યાલ તેના મનમાં રમી રહેવો જોઈએ. આ કારણને લીધે ટ્રેનિંગ કોલેજમાં સ્કોલરોને જે પાઠ આપવાનો હોય છે તેની લાંબી નોંધ તેમને કાઢવી પડે છે. આવી રીતે આગળથી પાઠની તૈયારી કરવાથી તે વ્યવસ્થાપૂર્વક સારો પાઠ આપી શકે છે. વારંવાર ઘણી નોંધો કાઢવાના મહાવરાને લઈને શિખાઉ શિક્ષકોને પાઠ કેવી રીતે આપવો તેનું જ્ઞાન થાય છે. લાંબા વખતની તેવી ટેવને લીધે તેના મગજમાં પાઠની શૈલીનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. જ્યારે શિક્ષક પાઠની તૈયારી કર્યા સિવાય શીખવે છે, ત્યારે તે અગત્યની બાબત મૂકી દે છે. વળી કેટલીક બાબત તે ફરી ફરીને શીખવે છે અને વિષયનો ક્રમ જળવાતો નથી. તેનાથી વિદ્યાર્થીની શંકાનું નિવારણ થઈ શકતું નથી અને ગમે તેમ કાળક્ષેપ કરે છે. આ બાબત ધ્યાનમાં રાખી દરેક શિખાઉ કે અનુભવી શિક્ષકે પાઠના જે ત્રણ મુદ્દા છે તે યાદ રાખવા જેવા છે. (૧) આરંભ (૨) મુખ્ય વિષય અને (૩) પુનરાવર્તન. શીખવવાના વિષયનો વિચાર કરી શિક્ષકે તેને લગતી ટુંકી નોંધ કાઢવી. તેમાં પાઠના મુખ્ય મુદ્દાનું ટાંચણ જોઈએ. કેટલીક વાર શિક્ષક થોડા વખતમાં તેનો પાઠ પુરો કરી નાખે છે. તેથી દરેક મુદ્દાને વાસ્તે અમુક વખત નક્કી કરી તે પ્રમાણે આખો પાઠ પુરો કરવો. વળી જુદા જુદા મુદ્દાનો સંબંધ સાચવવાની જરૂર છે. જે બાબત બહુ અગત્યની હોય તે તેણે ખાસ યાદ રાખવી. પાઠ શીખવ્યા પછી

---

* જુદા જુદા વિષયની પૂર્ણ નોંધો **શિક્ષણ પદ્ધતિ** પુસ્તકમાં જુઓ.

જે પ્રશ્નો પૂછવાના હોય તે તેના મનમાં રમી રહેવા જોઈએ. અઘરા શબ્દના અર્થ, વાક્યની સમજુતી, નકશો કાઢવાનો કે હિસાબની રીત વગેરે બાબતો સમજાવવાની હોય તે તેણે બરાબર યાદ રાખવી.

આરંભમાં શિક્ષકને નવું શીખવવાનું હોતું નથી, પણ તેને જે વિષય શીખવવાનો હોય છે તે વિષે બાળક કેટલું જાણે છે તે થોડાક સવાલ પૂછી તે શોધી કાઢે છે. હવે તે વિષયનું નિરૂપણ કરે છે. વિષયના સ્પષ્ટીકરણ માટે તે પદાર્થ નમુના, ચિત્ર, પાટીઉ વગેરે સાધનનો ઉપયોગ કરે છે. તે વચમાં પ્રશ્નો પૂછી તેને કેવું આવડે છે તે તે જાણે છે. વળી બીજા સવાલ પૂછી શીખવેલી બાબત પાકી કરે છે અને છેવટે પાઠ પૂરો થયા પછી બાળકો કેટલું શીખ્યા છે તે માટે તે પુનરાવર્તનના સવાલ પૂછે છે. પાટીઆ પર પાઠ શીખવતી વખતે જે નોંધ લખી હોય તે પુનરાવર્તન વખતે ભૂસી નાખવી કે પાટીઉ ફેરવી નાખવું અને બાળકોને સવાલ પૂછવા. પાઠની નોંધ કાઢવાનો હેતુ યાદદાસ્તને મદદ કરવાનો તેમજ વિષયનું પદ્ધતિસર નિરૂપણ કરવાનો છે; તેથી નોંધમાં લખેલી બાબત અક્ષરે અક્ષરે વર્ગમાં શીખવવી એ ભૂલ છે. જરૂર પડે સવાલ, દૃષ્ટાંત વગેરે બાબતમાં પ્રસંગને અનુસરી યોગ્ય ફેરફાર કરવો જોઈએ. વળી વસ્તુસ્થિતિ બદલાતાં મુદ્દાની સમજુતી લાંબી કે ટુંકી થઈ શકે છે. વિદ્યાર્થીની શક્તિ તથા ઉમરનો વિચાર કરી પાઠની તૈયારી કરવી જોઈએ. દરેક પાઠથી વિદ્યાર્થીના જ્ઞાનમાં વધારો થવો જોઈએ અને તેનું જુનું જ્ઞાન પાકું કરવું જોઈએ એ શિક્ષકે ખાસ ધ્યાનમાં રાખવાનું છે. પાઠ આપતી વખતે નોંધમાં તેણે વારંવાર જોવું નહિ. નોંધ એતો તેની યાદદાસ્તને મદદ કરવાનું સાધન છે એ તેણે બરાબર જાણવું.

**શિષ્ય અને શિક્ષક**

વિદ્યાર્થીઓએ શિક્ષકનું કહ્યું માનવું જોઈએ. જે વિદ્યાર્થી હુંપદપણાને લીધે શિક્ષકની શિખામણ ગણતો નથી તે સુધરી શકતો નથી. શિક્ષકના હુકમને માન આપી તેનો અમલ કરવો એ દરેક વિદ્યાર્થીની ફરજ છે; કારણકે

તેને જે કંઈ શીખવાનું છે, તથા સારી રીતભાત મેળવવાની છે, તે શિક્ષકના ઉપદેશથીજ મળે છે. જો તે તેના કહેવા પ્રમાણે વર્તે નહિ, તો તેના જ્ઞાન અને ચારિત્રનો કંઈ લાભ તેને મળી શકતો નથી. શિક્ષકનો તેના ઉપર જે પ્રેમ અને વિશ્વાસ હોય તેનો લાભ લઈ તેણે પોતાનું કામ બરાબર કરવું જોઈએ. શિક્ષકનું દીલ નારાજ થાય એવું તેણે કંઈપણ કરવું જોઈએ નહિ. શિક્ષક અને શિષ્યના હૃદયની એકતા થાય છે, ત્યારે જ્ઞાન રૂપી ઝરણ ફૂટે છે અને તેથી તેણે તેનો સારો લાભ લેવો જોઈએ. તેણે આપેલા પોતાના પાઠ તૈયાર કરવાના છે એટલુંજ નહિ, પણ શિક્ષકને તેના કામમાં મદદ કરી તેના જ્ઞાનનો પુરો લાભ લેવાનો છે. શિક્ષકને એમ લાગવું જોઈએ કે વિદ્યાર્થીઓ તેના કામની કદર કરે છે. જો શિક્ષકનો વિદ્યાર્થી સાથેનો મિત્રાચારીનો સંબંધ હોય છે, તો તેથી તેમની અને શિક્ષકની વચ્ચે સહકાર થાય છે અને શિક્ષણની તેમના મન ઉપર સારી અસર નીપજે છે. વિદ્યાર્થીઓ વચ્ચે પણ એક બીજા પ્રત્યે સારો ભાવ હોવો જોઈએ. તેમણે એક બીજાને જરૂરના પ્રસંગે ઉમંગથી મદદ કરવી. કોઈ વિદ્યાર્થીને કંઈ વાગ્યું હોય કે અકસ્માત થયો હોય તો તેમણે તેની સેવા કરવી જોઈએ.

શિક્ષકે પ્રથમ પાઠમાં આવતા અઘરા શબ્દો બરાબર સમજાવવા અને તેણે પાઠ સમજાવ્યા પછી તેમને પ્રશ્નો પૂછવા જોઈએ. સવાલ પૃછવાથી તેઓ જાગૃત રહે છે અને તેમના મનની ગૂંચ ઉકલી જાય છે. વળી તેથી શીખેલી બાબત સ્પષ્ટ થાય છે. જે છોકરાને પ્રશ્ન પૂછવામાં આવે, તેણે કંઈક જવાબ આપવો જોઈએ. જો તેને ન સમજાયું હોય તો શિક્ષકે તે બાબત ફરીથી સમજાવવી. વિદ્યાર્થીએ તેનો જવાબ બધા સાંભળી શકે તેવી રીતે આપવો જોઈએ. કેટલીક વાર શિક્ષક પણ તેનો જવાબ સાંભળી શકતો નથી. આથી બીજા છોકરાઓ બેદરકાર રહે છે. કોઈ કોઈ વાર વિદ્યાર્થી સવાલનો જવાબ તરત ચપળતાથી આપતા નથી. તેમણે સુસ્તી અને આળસ

કાઢી નાખી સ્ફૂર્તિથી જવાબ આપવો. જ્યાં જરૂર હોય ત્યાં વિદ્યાર્થીને તેનો વિચાર કરવાનો વખત આપવાની જરૂર છે, પણ સાધારણ બાબતના જવાબ તો તેમણે તરત આપવા જોઈએ. જે જવાબ બધાથી સંભળાય નહિ તે શિક્ષકે સ્વીકારવો નહિ. આને લીધે તેમને સ્પષ્ટ અને મોટેથી બોલવાની ટેવ પડે છે. શિક્ષકે વિદ્યાર્થી સાથે તોછડાઈથી વર્તવું નહિ, તેમજ તેને ધમકાવીને કે દબાવીને કામ લેવું નહિ. તેનું સ્વમાન સચવાય તેમ સભ્યતાપૂર્વક તેની સાથે વર્તવું. નાનાં છોકરાંનું અપમાન કરવાથી તેમને આઘાત થાય છે તે જાણવું જોઈએ. છોકરો સવાલ પૂછે તો તેને ધમકાવી કે તેની મશ્કરી કરી દબાવી દેવો નહિ. તેણે તેની જિજ્ઞાસાને બની શકે તેટલું ઉત્તેજન આપવું. જો વળી શિક્ષકને જે કાંઈ કહેવાનું કે સમજાવવાનું હોય તે તેણે બાળકના શબ્દભંડોળનો વિચાર કરી કહેવું કે સમજાવવું. તેણે કદી અઘરા શબ્દ વાપરવા નહિ અને બાળક ગૂંચવાય તેવી ભાષા તેણે કદી બોલવી નહિ. શિક્ષક વિદ્યાર્થી પાસેથી વિવેક અને વિનયની આશા રાખે છે, તો તેણે તે ગુણ તેમની તરફ દર્શાવવા જોઈએ. જો છોકરો ઉદ્ધતાઈ ભરેલા કે ટીખળ કરવા નકામા સવાલ પૂછે, તો તેની તેવી વૃત્તિ દબાવી દેવી જોઈએ. શિક્ષક વિદ્યાર્થીને જે હુકમ કરે તેનો અમલ કરાવવો જોઈએ. શિક્ષક વારંવાર હુકમો કાઢે અને તે પાળવામાં આવે નહિ, તો વ્યવસ્થા બગડે છે. ડ્રિલ કે બીજા પ્રસંગે વિદ્યાર્થીઓ ગોઠવતી વખતે તેણે તેના શરીરને અડકીને ધક્કો મારવો નહિ. કાળું પાટીઉં સાફ કરવામાં, પાટીઓ કે સ્લેટ વહેંચવામાં, કિત્તા આપવામાં, લખેલી સ્લેટો ગોઠવવામાં, કોપિઓ મૂકવામાં, વર્ગનો સરસામાન બરાબર વ્યવસ્થિત રીતે મૂકવામાં, દફતર, નકશા, વગેરે ચીજો રીતસર ગોઠવવામાં, શાળાને સ્વચ્છ રાખવામાં અને વ્યવસ્થાથી તેની શોભા વધારવામાં, શાળાને અંગે બગીચો બનાવવામાં—આવાં આવાં શાળાને લગતાં અનેક કામ તેમની પાસે કરાવવાથી તેમનામાં સેવા અને સહકારના ગુણ આવે છે. તેને લીધે "મારી શાળા" એવું

અભિમાન તેનામાં જાગૃત થાય છે અને તેથી તેને માટે વધારે કામ કરવા ઉત્તેજિત બને છે. એકાદ વિદ્યાર્થીને શીખવવું તેના કરતા આખા વર્ગને શીખવવું એ શિક્ષકને વધારે આનંદકર્તા છે. જોકે તેને તેમાં વધારે મહેનત કરવી પડે છે, તોપણ ૩૦ કે ૩૫ વિદ્યાર્થીને લઈને તેના હૃદયને તે વધારે ગમે છે. તેમાં વધારે વિવિધતા હોવાથી કંટાળો લાગતો નથી. વળી શિક્ષકનો પ્રભાવ, તેનો અવાજ, ચેષ્ટા, વગેરેની સારી અસર વિદ્યાર્થીના મન ઉપર થાય છે. આ ઉપરાંત વિદ્યાર્થીઓ એક બીજા સાથે સ્નેહથી વર્તે તે માટે શિક્ષકે કાળજી રાખવી. એક બીજાને તેમણે મદદ કરવી જોઈએ એમ તેમના મન-પર ઠસાવવું. કોઈને ગાળ દેવી. કે ધક્કો મારવો કે સતાવવો અથવા તેની ચીજ લઈ લેવી એવી બદીઓ છોકરાઓને સમજાવી દૂર કરવી જોઈએ. આપણે ત્યાં સમૂહશિક્ષણ હોવાથી બાળકની વ્યક્તિગત પ્રકૃતિનો જેમ બને તેમ તેણે વધારે અભ્યાસ કરવો જોઈએ. તેના સ્વભાવને અનુકૂળ પડે તેવું શિક્ષણ શિક્ષકે આપવું અને તેની અમુક ખસિયતો સુધારી તેને સારી ટેવ પાડવા તેણે ખાસ કાળજી રાખવાની છે; કારણ કે બાળકના વ્યક્તિત્વની દરેક પ્રસંગે સંભાળ રાખવી અને તેનો યોગ્ય વિકાસ કરવો એ ખરી કેળવણી છે.

## સમૂહશિક્ષણ અને વ્યક્તિશિક્ષણ

એક વર્ગમાં અમુક સંખ્યામાં સરખી આવડત અને શક્તિવાળા છોકરાને એકઠા કરી જે એકસરખું શિક્ષણ આપવામાં આવે છે તેને સમૂહશિક્ષણ કહે છે. તેને લીધે શિક્ષકની શક્તિનો તથા વખતનો બચાવ થાય છે. તેનો વર્ગ ઉપર સહેલાઈથી કાબુ રહી શકે છે. વળી બધા વિદ્યાર્થીઓ પાસે થોડી મહેનતે કામ કરાવી શકાય છે. આપણે ત્યાં આ જાતનું શિક્ષણ સામાન્ય છે. તેમાં ખર્ચનો બચાવ થાય છે. એકજ શિક્ષક ૩૦ કે ૩૫ બાળકોને શીખવે તો તેથી તેનું ખર્ચ ઓછું આવે એ સ્વાભાવિક છે. બાળકો એકબીજાના સહવાસમાં દેખાદેખી સારૂં કામ કરે છે; એટલે તેમની વચ્ચે

હરિફાઈ ચાલે છે અને તેને લીધે તેમના કામમાં સુધારો થાય છે. તેઓ એકબીજાના સંસર્ગમાં આવે છે, તેથી તેમનું એકલપેટાપણું, તેમની વિચિત્રતા તથા મનસ્વીપણું કમી થાય છે. તેમને એક બીજા સાથે કામ કરવાનું હોવાથી બધાને અનુકૂળ પડે તેવું તેમનું વર્તન ઘડાય છે. વળી વર્ગ કે શાળાના હિત માટે અંગત લાભ કે સુખનો

**સમૂહશિક્ષણ**

ત્યાગ કેવી રીતે કરવો તે શાળામાં ભણતાં બાળકો શીખે છે. તેઓ એકબીજાના સ્વભાવને ઓળખે છે. તેમની ભાવના ઉંચી થાય છે અને તે પ્રમાણે તેઓ કામ કરવા પ્રેરાય છે. ઘણા બાળકોના સહવાસને લીધે તેમને એક બીજા ઉપર સમભાવ ઉત્પન્ન થાય છે. વળી મુશ્કેલી કે દુઃખના પ્રસંગે તેઓ સહકાર કરી એક બીજાને મદદ કરે છે. આવી રીતે તેમનામાં સંપ, સહકાર અને ઐક્યના ગુણો ખીલે છે.

સમૂહશિક્ષણમાં નકલ અને હરિફાઈની અસર અજાયબી પમાડે તેવી થાય છે. તેને લીધે બાળકને બહુ લાભ થાય છે. તેનામાં નકલની પ્રેરણા બહુ પ્રબળ હોય છે. તે જે કંઈ બોલે છે, લખે છે કે કંઈપણ કામ કરે છે તે મુખ્યત્વે નકલની પ્રેરણાને લીધે થાય છે. વર્ગમાં સારા વિદ્યાર્થીનું કામ જોઈને તેને તેવું કરવાનું કુદરતી રીતે મન થાય છે. સ્પર્ધાની લાગણીને લીધે તેનામાં ઉત્સાહ અને ઉદ્યોગના ગુણ માલમ પડે છે. આવી રીતે બાળકને બાળકના સહવાસને લીધે અમુક બાબતની નકલ કરવાનું તથા બીજાનું સારૂં જોઈ તેની સ્પર્ધા કરવાનું મન થાય છે. એક વિદ્યાર્થીના બદલામાં ઘણા વિદ્યાર્થીના સમૂહને લઈ જે સંદેશો કે પ્રેરણા મળે છે, તેની તેના મન ઉપર અદ્‌ભુત અસર ઉપજે છે.

કેટલાંક કામ એકલાં કરવા કરતાં સમૂહમાં કરવાથી વધારે આનંદ અને લાભ થાય છે. એકલું ગાવું તેના કરતાં બીજા વિદ્યાર્થી સાથે ગાવાથી બહુ આનંદ મળે છે. બીજી વ્યક્તિઓની હાજરીને લઈને લાગણી વિશેષ તીવ્ર બને છે. શાળામાં કેટલાંક કામ એક

બીજા સાથે કરવાથી વધારે આકર્ષક બને છે. હરિફાઈને લઈને મંદતાને બદલે ઉત્સાહ પેદા થાય છે, અને કામ ત્વરાથી થાય છે. આંકના કોઠા, જોડણી, ગણિતના નિયમો, વગેરે અઘરી બાબતો એક બીજાની સ્પર્ધાને લીધે જલદી શીખવામાં આવે છે. શાળા એ એક નાનો સમાજ છે, તેથી તેને અંગે કેટલાંક છોકરાંને જવાબદારીનાં કામ સોંપવામાં આવે છે, એટલે તેમને તેવી તાલીમ મળે છે.

વર્ગમાં એક સરખી શક્તિવાળાં બાળકો છે એમ પ્રથમ આપણે ધારી લીધું હતું, પણ ખરી રીતે તો દરેક બાળકમાં જુદું જુદું વ્યક્તિત્વ હોવાથી તેની બુદ્ધિશક્તિ પણ જુદી જુદી હોય છે. જો તેમનામાં થોડો તફાવત હોય તો ઠીક, પણ ૩૫ બાળકના એક વર્ગમાં જરા તપાસ કરીશું તો જણાશે કે થોડાંક બાળકો બુદ્ધિશાળી હોય છે અને તેઓ ભણવામાં જલદીથી આગળ જાય છે.

**વ્યક્તિશિક્ષણ**

તેઓ નવું નવું શીખવાને બહુ આતુર હોય છે. વળી બીજાં કેટલાંક સાધારણ બુદ્ધિનાં હોય છે. તેઓ મહેનત કરી પોતાના પાઠ તૈયાર કરે છે. તેમનામાં ઉદ્યોગ અને ખંતના ગુણ જોવામાં આવે છે. તેઓ કંઈ નવું કરી શકતા નથી. આ ઉપરાંત ત્રીજા વર્ગનાં બાળકો ઓછી બુદ્ધિનાં હોય છે. તેમને પાઠમાં બરાબર સમજણ પડતી નથી. તેઓ મહેનત કરે છે પણ પાઠ નહિ આવડવાથી તેઓ કંટાળે છે. વળી તેમાં કોઈ કોઈ બાળક તો ઠોઠ જેવાં હોય છે. આ બધા વિદ્યાર્થીઓને શિક્ષક એકજ રીતે ભણાવે છે અને તેમને સરખા પાઠ આપવામાં આવે છે. તેને લીધે હોશિયાર વિદ્યાર્થીને અટકી જવું પડે છે અને તેથી તેનો ઉત્સાહ ઓછો થઈ જાય છે. વળી તેનો વખત નકામો જાય છે અને આગળ અભ્યાસ કરવાના તેના ઉમંગને ઉત્તેજન મળતું નથી. કાચા અભ્યાસવાળા અને હલકી બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ વર્ગમાં ચાલી શકતા નથી, એટલે તેમને પરાણે આગળ લેવા પડે છે; તેથી તેઓ વર્ગને આગળ ધપતો અટકાવે છે. આ કારણને

લીધે અભ્યાસમાં મંદતા જણાય છે અને દરેક બાળકનો બુદ્ધિવિકાસ તથા ચારિત્રની ખીલવટ જેવી રીતે થવી જોઈએ તેવી રીતે થઈ શકતી નથી; એટલે સ્પષ્ટ રીતે કહીએ તો તેટલી દેશની બુદ્ધિસંપત્તિ ઓછી થાય છે. વિદ્યાર્થીની શક્તિ તથા જરૂરિઆત ઉપર ધ્યાન આપવાથી તે પોતાની શક્તિ મુજબ આગળ વધે છે. તેનામાં જાત-મહેનત અને આત્મશ્રદ્ધાના ગુણો ખીલે છે. વળી વિદ્યા ઉપર તેને પ્રેમ થાય છે. જે વિષયમાં તેને વધારે રસ પડે છે તેનું ખેડાણ સારૂં થાય છે. તેના મનમાં જે નવી નવી કલ્પનાઓ સ્ફૂરે છે તેને તે સંતોષી શકે છે અને તેથી તેની સર્જન શક્તિ ખીલે છે. કોઈ કોઈ વખત સારો શિક્ષક હોશિયાર વિદ્યાર્થીનો અભ્યાસ આગળ વધારવાને મદદ કરી શકે છે. બીજા વિદ્યાર્થીઓ લેખી કામ કરતા હોય ત્યારે તેને વધારે શીખવી શકાય છે; પણ તેમાં શિક્ષકને વધારે મહેનત કરવી પડે છે અને તે માટે જોઈતો વખત મળતો નથી. જ્યારે વિદ્યાર્થીના મનમાં ઉદ્ભવેલા પ્રશ્ન કે તેણે શોધી કાઢેલા પ્રમેયના ખુલાસા સંબંધી તે જાતે મહેનત કરે છે, ત્યારે તેની જ્ઞાન મેળવવાની સ્વતઃ વૃત્તિ કેળવાય છે. તેને સચોટ અને ચોક્કસ જ્ઞાન મળે છે. તે પોતે પોતાના પ્રશ્નનો નિકાલ કરે છે, ત્યારે તેમાં વિશેષ રસ અનુભવે છે. તેને લગતી માહિતી મેળવવામાં તથા તેના જવાબ શોધવામાં તેની વિચાર શક્તિ કેળવાય છે. વળી તેથી તેનામાં આત્મશ્રદ્ધા તથા ખંતના ગુણ ખીલે છે. તેનું મન સક્રિય થઈ જ્ઞાન મેળવે છે. તે શિક્ષકનું કહેવું સાંભળ્યા કરતો નથી, પણ જાતે વિચાર કે સંશોધન કરી જ્ઞાન મેળવે છે. આની સાથે તે તેની શકિત મુજબ કામ કરે છે અને પછી તે આગળ વધે છે. સમૂહશિક્ષણમાં શિક્ષક સામાન્ય રીતે બધા બાળકોને જ્ઞાન આપે છે, પણ વ્યકિતશિક્ષણમાં તે અમુક વિદ્યાર્થીની મુસ્કેલીઓ દૂર કરે છે અને તેને પ્રગતિ માટે ઉત્તેજન આપે છે. વળી શિક્ષકના વ્યકિતપ્રભાવની અસર મોટા વર્ગ ઉપર થાય તેના કરતાં વ્યકિતગત શિક્ષણમાં સારી થાય છે. શિક્ષક અને વિદ્યાર્થીના ગાઢા સંસર્ગને

લીધે જ્ઞાન સંપાદન કરવાનો જે ઉત્સાહ અને અભિલાષા તેનામાં ઉત્પન્ન થાય છે, તેવું સમૂહશિક્ષણમાં કદી બની શકતું નથી. વળી તેને તેની જરૂરિઆત મુજબ અભ્યાસ કરવાની તક મળે છે એટલુંજ નહિ, પણ અંગત સંબંધને લઈને શિક્ષકના જ્ઞાન અને અનુભવનો સારો લાભ તે મેળવી શકે છે. ઉછરતા જિજ્ઞાસુ વિદ્યાર્થીના સંબંધને લીધે શિક્ષકને જુદી જાતનો આનંદ થાય છે. સમૂહશિક્ષણમાં વિદ્યાર્થી ઘણો વખતે નિષ્ક્રિય બેસી રહે છે, પણ ખરી રીતે તો તેને કામ કરવાનું, શોધવાનું અને નવું નતું ઉત્પન્ન કરવાનું બહુ ગમે છે. તેવી તક વ્યક્તિશિક્ષણમાં જોઈતા પ્રમાણમાં મળે છે. વસ્તુસ્થિતિ આવી છતાં વર્ગશિક્ષણમાં સ્પર્ધા અને સામાજિક સંસર્ગને લઈને જે ઉત્સાહ વિદ્યાર્થીમાં જોવામાં આવે છે તે વ્યક્તિશિક્ષણમાં જણાતો નથી. વળી સમાજ જીવનનો આનંદ તેને મળતો નથી.

**ઘેર તૈયાર કરવા આપેલું કામ**

હાલમાં છોકરાઓને ઘેરથી તૈયાર કરવાનું વધારે કામ સોંપવામાં આવે છે એવી ઘણે ઠેકાણેથી ફરિયાદ સંભળાય છે. ખરી રીતે તો બાળવર્ગ, પહેલા, બીજા અને ત્રીજા ધોરણના વિદ્યાર્થીઓને ઘેરથી કંઈ પણ કામ કરવાનું કહેવું જોઈએ નહિ. શાળામાંજ બધા પાઠ એવી સારી રીતે શીખવવા કે તેમને ઘેર તે વાંચવાની જરૂર પડે નહિ. નાનાં છોકરાંને ઘેર અભ્યાસ કરવાની ફીકર હોવી જોઈએ નહિ. ચોથા ધોરણથી વિદ્યાર્થીઓને ઘેર કામ કરવા સોંપવું જોઈએ, પણ તે તદ્દન નવું હોવું જોઈએ નહિ. જે હિસાબની રીત સમજાવી હોય નહિ, તેના દાખલા તેને ગણી લાવવા કહેવું એ ગેરવ્યાજબી છે.શાળામાં આવ્યા પછી શિક્ષક શીખવેલા પાઠની માફક તેની પરીક્ષા લે છે. એ અઘટિત છે. તેને શીખવવાની પડતી મહેનત ઓછી કરવાને માટે શિક્ષક છોકરાંઓને સમજાવ્યા વગર પાઠ આપી તેમના ઉપર ભારે બોજો લાદે છે. તેને લીધે તેની તંદુરસ્તી બગડે છે. તેનો રમત ગમત અને આનંદ કરવાનો વખત ઓછો થઈ જાય

છે. વળી જ્યારે હદથી વધારે કામ કરવાનું હોય છે, ત્યારે તેઓ એકબીજામાં જોઈને લખી લાવે છે; અથવા તેને ઘેર રાત્રે ઘણી મહેનત કરવી પડે છે.

અલબત્ત શિક્ષણ એ કેવળ આનંદદાયક વસ્તુ નથી, પણ તેમાં મુશ્કેલીઓ હોય છે એ બાબતનું જ્ઞાન બાળકોને થવું જોઈએ. વળી જાતે અભ્યાસ કરવાની ટેવ પાડવા માટે પણ ઘેર કેટલુંક કામ કરાવવાની જરૂર છે; પણ તે કામ બાળકો માટે મુખ્યત્વે પુનરાવર્તન રૂપ હોવું જોઈએ. કવિતા, શબ્દો, દાખલા તથા ભૂગોળને લગતી શીખવેલી બાબતો ફરીથી યાદ કરવા તેને કહેવું જોઈએ. છોકરાં પોતાની મેળે ઘેરથી શીખવેલું ફરી કરી લાવે તેવું કામ તેને સોંપવું. જો ગણિતની રીત સમજાવ્યા પછી કેટલાક દાખલા ઘેર કર્યા હોય છે, તો શાળાનો થોડો વખત બચે છે. નીચલા ધોરણમાં આંક લખવા કે ગોખવા, કિત્તા કાઢવો, નવા શબ્દો શોધી લખવા જેવું કામ તેને કરવા કહેવું; પણ લખવાનું કામ જેમ બને તેમ ઓછું સોંપવું. ઘેર કામ કરવાનું સોંપવામાં ખાસ કાળજી એ રાખવાની છે કે વિદ્યાર્થીની શક્તિ અને ઉંમરના પ્રમાણથી તે વધારે હોવું જોઈએ નહિ; તેથી શિક્ષકે વિચારપૂર્વક તેને કામ આપવું. ઉપલા ધોરણમાં જે નવો વિષય તેનાથી થઈ શકે એમ હોય તે વાંચી લાવવા તેને કહેવું, પણ તદ્દન અઘરી તેમજ વધારે બાબતોની તૈયારી કરાવવી એ તેમને બોજારૂપ છે અને તે શિક્ષકની બેદરકારી બતાવે છે. કેટલીક વખત ઘણા હિસાબ કરવાના સોંપવામાં આવે છે અને ઇતિહાસ તથા ભૂગોળના અમુક અમુક પાનાં ગોખવાનું કહેવામાં આવે છે. નિબંધ પણ ઘેરથી લખવાને આપે છે. તેને લીધે વિદ્યાર્થીનો બોજો વધે છે અને તેથી તે ગોખણપટ્ટી કરે છે. શિક્ષક જે કામ વિદ્યાર્થી પાસે કરાવે તે બરાબર તપાસી તેમાં થતી ભૂલો અવસ્ય સુધારવી જોઈએ, નહિ તો તેઓ ગમે તેમ બેદરકારીથી લખી લાવે છે કે વાંચી જાય છે. જો આપેલું કામ તપાસવામાં આવે નહિ, તો કામ કરાવ્યું કે ન કરાવ્યું એ બધું સરખુંજ છે.

જુની ગામઠી શાળામાં શિક્ષક વિદ્યાર્થી પાસે ઘણું કામ કરાવતો; કારણકે તે દરેક વિદ્યાર્થીને પાસે બોલાવી એના પાઠને લગતા સવાલ પૂછતો અથવા તેને નવું શીખવતો. તે દરમિઆન બીજા વિદ્યાર્થીઓ તેમના પાઠ તૈયાર કરતા. તે વખતે વિદ્યાર્થીઓ જુદા જુદા પાઠ ભણતા હોવાથી તેમને હાલની માફક એકસરખું શીખવવામાં આવતું નહિ. હાલમાં શિક્ષક આખા વર્ગને શીખવે છે, એટલે બાળકોને ત્યાં પાઠ તૈયાર કરવાનો બહુ વખત મળતો નથી. વિલાયતની કેટલીક શાળામાં અમુક ચોપડીનો અભ્યાસ વર્ગમાં કરાવવામાં આવે છે; તેથી તેને સારો અભ્યાસ કરવાની ટેવ પડે છે. જો શાળામાં રસિક રીતે પાઠ શીખવવામાં આવે અને તેનું બરાબર પુનરાવર્તન થાય, તો ઘેરથી બહુ અભ્યાસ કરવાનો રહેતો નથી. મોટી ઉમરના છોકરાઓએ જાતે અભ્યાસ કરવાની અને ઉદ્યોગી રહેવાની ટેવ પાડવી જોઈએ. તેમની માનસિક શક્તિઓ ખીલેલી હોય છે, તેથી તેમને ઘેર કામ કરવામાં કંઈ વાંધો નથી; પણ તેમને તેમની શક્તિ મુજબ કામ આપવું જોઈએ.

શિક્ષકે વિદ્યાર્થીને ઘેરથી અઘરા શબ્દની જોડણી લખી લાવવા કહેવું. કવિતા મોઢે કરવાનું, વાંચનના પાઠના ચિત્રનું અવલોકન કરવાનું, તેમજ થોડાંક શબ્દો તથા વાક્યો સારા અક્ષરે લખવા કહેવું અને ઈતિહાસ તથા ભૂગોળ જેવા વિષયમાં છોકરાને ઘેરથી થોડુંક વાંચવા કહેવું. શિક્ષકે શીખવ્યા પછી મોઢેથી પ્રશ્ન પૂછી રાજી થવું નહિ, પણ શીખવેલી બાબત તેને આવડી છે કે કેમ તે માટે તેને લખવા પણ કહેવું. કોઈ કોઈ વખત શબ્દના અર્થ લખી લાવવા કહેવું અથવા પાઠની મતલબ ટુંકામાં લખાવવી. શિક્ષકે હમેશાં વિદ્યાર્થીનું લખાણ બરાબર તપાસવું. વળી ગણિત જેવા વિષયમાં રીત શીખવ્યા બાદ તેને લગતા થોડા દાખલા ઘેરથી કરી લાવવા કહેવું. તેવી રીતે વ્યાકરણમાં અમુક નિયમ શીખવ્યા પછી તેને લગતા વિશેષ દાખલા શોધી કાઢવા સૂચના કરવી. પદાર્થપાઠમાં ઘેરથી અમુક વસ્તુનું અવલોકન કરવા કહેવું જોઈએ.

ઘેર અભ્યાસ કરવાથી શાળા અને ઘરનો સહકાર સધાય છે અને જાતે અભ્યાસ કરવાની ટેવને લીધે આત્મવિશ્વાસની લાગણી ઉત્પન્ન થાય છે; પણ તે કામ બાળકની શક્તિ અનુસાર હોવું જોઈએ: એટલે ચોથા ધોરણમાં વધારેમાં વધારે ફક્ત એક કલાકનું કામ જોઈએ અને તેનાથી ઉપલા ધોરણમાં દોઢ કલાકથી વધારે હોવું જોઈએ નહિ; કારણકે નિશાળેથી છૂટયા પછી રમવાનો પુરતો વખત તેમને મળવો જોઈએ. વળી તે સહેલાઈથી તપાસી શકાય એવું જોઈએ, નહિ તો વિદ્યાર્થીઓ તેમના કામમાં બેદરકાર રહે છે.

---

# પ્રકરણ ૬–શિક્ષણની યુક્તિઓ

---

## કોઈ બાબત કહેવી. એટલે તે શીખવી છે એમ સમજવું નહિ.

શિક્ષણનું નિરૂપણ સચોટ કરવાને માટે જુદી જુદી યુક્તિઓ છે. તેમાં પ્રશ્ન એ અગત્યની બાબત છે. વસ્તુદર્શન, નમુના, ચિત્રો, ફોટા, નકશા, આકૃતિ કે રેખાચિત્રો, તથા શબ્દવર્ણન એ શિક્ષણનાં ઉપયોગી સાધનો છે. તેમાં ક્રમવાર પદાર્થનો ભરાવ ઓછો ઓછો થાય છે. છેવટે શબ્દ વર્ણનમાં વિદ્યાર્થીને તેની કલ્પના પર આધાર રાખવો પડે છે. આની સાથે કાળું પાટીઉં તથા ઉદાહરણ પણ શિક્ષણ સ્પષ્ટ અને સચોટ કરવાનાં આવશ્યક સાધન છે. વિષય અને વિદ્યાર્થીની ઉમર ધ્યાનમાં રાખી તેમનો ઉપયોગ થવો જોઈએ. વિદ્યાર્થીની કલ્પના સતેજ કરવાને બનતા સુધી આ સાધનોને ઓછોવત્તો ઉપયોગ કરવો પડે છે. નાના બાળકોના શિક્ષણમાં પ્રત્યક્ષ પદાર્થનો વિશેષ ઉપયોગ થવાની જરૂર છે. મોટી ઉમરના વિદ્યાર્થીઓની કલ્પના તથા વિચાર શકિતનો વધારે ઉપયોગ કરવો જોઈએ.

ઘણી વખત આડંબર ખાતર ચિત્રો ગમે તે વખતે બહુ બતાવવામાં આવે છે. વળી છાપેલાં ચિત્રોમાં રંગ અને વિગતો વધારે

**તની અગત્ય** હોવાથી પાઠનો ખરો હેતુ સરતો નથી. સાદાં પણ હાથે કાઢેલાં યોગ્ય ચિત્રો પાઠના મુદ્દા
। સ્પષ્ટ કરે છે. વળી જે ચિત્ર કે આકૃતિ વિદ્યાર્થીની સમક્ષ
વામાં આવે છે, તેની સારી છાપ તેના મગજ પર પડે છે.
ળના પાઠમાં વિષયના નિરૂપણ સાથે નકશામાં હકીકત મૂકાતી
, તો તેથી તે બાબત વધારે સ્પષ્ટ અને દૃઢ થાય છે. વળી પાઠના
ભમાં પદાર્થો, ચિત્રો વગેરે સાધન મેજ પર બતાવવા રાખવાં એ
ભૂલ છે; પણ તેમનો ઉપયોગ જરૂર પડે કરવો વધારે ફાયદાકારક
કેટલીક વખત શિક્ષક પાઠને અંતે ચિત્ર બતાવે છે અને તે વિદ્યાર્થીઓ
બર જુએ તે પહેલાં જલદી મૂકી દેવાથી કાંઈ અર્થ સરતો નથી.
ઢું તેમના મનમાં ગૂંચવાડા ઉત્પન્ન થાય છે. ખરી રીતે ચિત્ર
તે પુરતો વખત મળવો જોઈએ.

(૧) **કાળું પાટીઉં:**- હરેક શિક્ષકને ડ્રોઈંગ અવશ્ય આવડવું
એ. જે શિક્ષકને રેખાચિત્ર જલદીથી કાઢતાં આવડતું નથી,
અર્ધું કામ નકામું જાય છે. વાર્તા, ઇતિહાસ ભૂગોળ, વાંચન
: વિષયમાં કુદરતી દૃશ્ય, પશુ, પક્ષી, કિલ્લો, લડાઈની વ્યૂહરચના
ના ચિત્રો પાઠ ચાલતો હોય, ત્યારે પાટીઆં ઉપર કાઢી
વવાથી પાઠમાં સારો રસ પડે છે અને તેથી વિદ્યાર્થીઓને આનંદ
છે. પ્રસંગને અનુસરતાંજ ચિત્રો કાઢવાં જોઈએ કે જેથી શીખ-
ની બાબત સચોટ રીતે સમજી શકાય. સાદાં રેખાચિત્રથી
નો મુદ્દો જલદી સરળ રીતે સ્પષ્ટ થાય છે.

આપણી બધી ઇન્દ્રિયોમાં આંખ ઘણી ઉપયોગી છે. નેત્રેન્દ્રિય
મગજમાં પડેલા સંસ્કાર સચોટ અને ટકાઉ હોય છે. આપણા
નો મોટો ભાગ નેત્રેન્દ્રિય સંસ્કારનો બનેલો છે. આંખવડે વસ્તુનો
આકાર, કદ તથા તેનું અંતર માલમ પડે છે. આપણા જ્ઞાનના
ગમાં લગભગ $\frac{૯}{૧૦}$ હિસ્સો આંખનો છે, તેથી શિક્ષણમાં તેનો
તેટલો વધારે ઉપયોગ કરવાની જરૂર છે. તે માટે પાટીઉં એ

શિક્ષણનું ઘણું અગત્યનું સાધન છે. શિક્ષક ‘ શસ્ત્ર ’ શબ્દનો અર્થ ‘હથિયાર’ મોઢેથી સમજાવે, તેના કરતાં જો તે પાટીઆ ઉપર લખવામાં આવે, તો તેની છાપ સચોટ પડે છે. હંમેશાં કાન કરતાં આંખદ્વારા મેળવેલું જ્ઞાન સ્પષ્ટ હોવાથી વધારે વખત યાદ રહી શકે છે.

કાળા પાટીઆનો છૂટથી તેમજ થોડો ઉપયોગ કરવો એવું એક શિક્ષણનું સૂત્ર છે. એનો અર્થ એ છે કે બધા વિષયમાં તેનો ઉપયોગ કરવો, પણ કોઈ નકામી બાબત પાટીઆમાં લખવી નહિ. જે ઉપયોગી શબ્દો અને મુદ્દા હોય તેની ટુંકી નોંધ પાટીઆ ઉપર લખવાની જરૂર છે; પણ શિક્ષકે ગમે તેમ પાટીઉં બરડવું નહિ. લખાણ સીધું, સુંદર અને સ્પષ્ટ હોવું જોઈએ. પાટીઆ ઉપરનું લખાણ મોટા અને સ્પષ્ટ અક્ષરે લખવું. શબ્દો છુટા છુટા લખવા અને શબ્દસમૂહ બરાબર ગોઠવીને લખવા. પાઠનું મથાળું મોટા અક્ષરે લખવું. લખાણ સીધી લીટીમાં ઝડપથી શુદ્ધ જોડણીવાળું હોવું જોઈએ. શિક્ષકે લખતી વખતે અવશ્ય બોલવું. કારણકે તેથી વિદ્યાર્થીઓ તે તરફ ધ્યાન આપે છે; પણ પાટીઆ સામું મોં રાખી બોલ્યા કરવું નહિ. લખી રહ્યા પછી વર્ગને છેડે જઈ શિક્ષકે તે લખાણ જોવું. કારણકે જે લખાણ શિક્ષકને મોટું લાગે છે, તે ઘણી વખત દૂર બેઠેલા બાળકોથી વાંચી શકાતું નથી. લખતી વખતે બનતાં સુધી બાજુએ ઉભા રહીને લખવું, અને લખી રહ્યા પછી તેણે બાજુએ ખસી જવું. પાઠના દરેક મુદ્દાનું વર્ણન કર્યા પછી શિક્ષકે છોકરાંની મદદથી પાઠની નોંધ પાટીઆ પર લખવી. વળી તે નોંધ છોકરાઓ લખે છે કે કેમ તે તેણે જોવું. કેટલીક વખત શિક્ષક પાઠ પુરો થઈ રહ્યા પછી નોંધ લખે છે અને તેથી તે લખવાનો પુરતો વખત રહેતો નથી. કોઈ કોઈ વાર શિક્ષક પાટીઆ પરની જગાનો બરાબર ઉપયોગ કરતો નથી, પણ ગમે તેમ તે બરડે છે. ભૂગોળના વિષયમાં નકશો એક બાજુએ કાઢી બીજી અર્ધી બાજુમાં ટુંકી નોંધ લખવી; પણ પાટીઉં ફેરવવું પડે તેમ લખવું નહિ. નકશાના ખોખામાં પૂરા શબ્દો લખવાની આવશ્યક

જરૂર નથી. તેમજ તેમાં લખેલી બાબત પાછી નોંધમાં લખવાની જરૂર નથી. નાનાં છોકરાં માટે મોટા અક્ષર કાઢવા જોઈએ. ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ માટે સાધારણ કદના અક્ષર હોવા જોઇએ. કાળું પાટીઉં હંમેશાં બરાબર સાફ રાખવું. ઘણી વખત લખાણના ઘણો ભાગ સાફ કર્યા વગર રહી જાય છે. તેમજ પાટીઆના ખુણા સાફ કરેલા હોતા નથી, ત્યારે લખાણ ગંદું લાગે છે. પાટીઆનું લખાણ સફાઇબંધ અને સુઘડ હોવું જોઈએ. તે કદી ઝાંખું હોવું જોઈએ નહિ. પાટીઉં સાફ કરવાનું કામ વારાફરતી વિદ્યાર્થીને સોંપવું જોઈએ અને તે હાથથી ભુસવું નહિ, પણ લુગડાથી સાફ કરવું. જો લુગડાનો કકડો નાનો હોય છે, તો તેથી તે બરાબર સાફ થઈ શકતું નથી; માટે એક હાથનો ખાદીનો કકડો રાખવો જોઈએ અને તે દોરીથી ઘોડી સાથે એવો બાંધેલો હોવો જોઈએ કે આખા પાટીઆ સુધી તે પહોંચી શકે. વળી તે કકડો પ્રસંગોપાત ધોઈ નાખવો જોઈએ, નહિ તો તેમાં ચાકની રજ ભરાઈ રહે છે. તે ઉડે છે ત્યારે ફેફસાંમાં જાય છે, અને શરીરને નુકસાન કરે છે. લખતી વખતે ચાકનો અવાજ થવા દેવો નહિ અથવા તે ભાગી જાય નહિ તેમ લખવું. જો તેનો અવાજ થાય તો અણી આગળથી ચાક પકડવાથી અને પાટીઆ આગળ સાંકડો ખુણો કરવાથી તેનો કંઈ અવાજ થતો નથી. લખી રહ્યા પછી ચાકનો કકડો ઘોડીની ખીંટીઓના ખાનામાં મૂકવો. વળી બધાં બાળકથી દેખી શકાય તેમ પાટીઉં મૂકવું જોઈએ. શિક્ષકે પાટીઆ ઉપર બાળક પાસે જે લખાવવું તે મોટું લખાવવું. નાના છોકરાં માટે પાટીઆની વચમાં લખવું કે જેથી તેમને ડોકાં ઉંચાં કરી જોવાની તસ્દી પડે નહિ.

કેટલીક વખત પાટીઉં જુનું થઈ જવાથી તેનો કાળો રંગ જતો રહ્યો હોય છે; તેથી લખાણ ઝાંખું માલમ પડે છે. તેને લીધે લખાણ બરાબર વાંચી શકાતું નથી અને બાળકને આંખ ખેંચવી પડે છે. જો પાટીઉં લીસું કે ખરબચડું હોય છે, તો તેથી લખવામાં અડચણ પડે

છે અને લખેલું સ્પષ્ટ દેખાતું નથી. આવું પાટીઉં દુરસ્ત કરાવવા શિક્ષકે કાળજી રાખવી, પણ તે રંગમાં કંઈ ચળકાટ હોવો જોઈએ નહિ. વળી પાટીઉં ઉંચુનીચું થાય એવી રીતે ઘોડીમાં કાણાં પાડેલાં જોઈએ. નાનાં છોકરાંને ઉંચે જોવાનું અઘરૂં પડે છે. તેથી તેમને વાસ્તે પાટીઉં નીચું રાખવું. જો શાળામાં વર્ગવાર પાટીઉ હોતું નથી તો શીખવવાની અડચણ પડે છે. એક શિક્ષકને બે વર્ગ શીખવવાના હોય, તો એકને પાટીઆ ઉપરના સવાલના જવાબ લખવાનું કહેવામાં આવે; ત્યારે બીજા વર્ગમાં પાટીઆના અભાવે તેને મોઢેથી શીખવવું પડે છે. જે વર્ગમાં પાટીઆનો તરત ખપ ના હોય તે વર્ગનું પાટીઉં લાવીને વાપરવું. જો નકશો પાટીઆપર ટાંગવામાં આવે, તો તેમાંના સ્થળ બાળકે આંગળીથી બતાવવાં નહિ, પણ પોઈંટરથી બતાવવાં અને પોઈંટર ઘોડાની ખીલીએ ભેરવી રાખવું. કેટલાંક પાટીઆં ભીંતે ટાંગવામાં આવે છે, તેથી ઘોડાનો ખપ પડતો નથી અને જગાનું રોકાણ થતું નથી. વળી જો તે યોગ્ય અંતરે હોય છે, તો બધા વિદ્યાર્થી તેના ઉપરનું લખેલું જોઈ શકે છે. કેટલેક ઠેકાણે ભીંતનો અમુક ભાગ રંગીને પાટીઆ તરીકે વાપરવામાં આવે છે. કોઈ કોઈ ઠેકાણે ખાસ કરીને ચિત્રકામ વખતે કાળું રંગેલું કપડું પાટીઆ તરીકે વપરાય છે. વ્યક્તિવાર ચિત્ર કામ કરવા માટે તે બહુ ઉપયોગી નીવડે છે. કેટલાક પાટીઆંમાં માપસર અક્ષર કાઢવા માટે લીટીઓ દોરેલી હોય છે. તેમજ તેવી લીટીઓવાળા પાટીઆ ઉપર જરૂર પડે આંક કાઢી શકાય છે.

## —: નોંધ :—

# અકબર

| | લાંબી | ટુંકી |
|---|---|---|
| ૧ | અકબર ઈ.સ. ૧૫૫૬માં ગાદી-એ આવ્યો. | ૧૫૫૬ ગાદી. |
| ૨ | તેને હેમુ સાથે લડવું પડ્યું. | હેમુ સાથે લડાઈ. |
| ૩ | પછી તેણે અમીરોએ કરેલાં બંડ સામાવી દીધાં. | અમીરોનાં બંડ સમાવ્યાં. |
| ૪ | હવે તેણે બીજાં રાજ્યો જીતવા માંડયાં. | બીજાં રાજ્યોની જીત. |
| ૫ | તેણે રજપુતો સાથે લગ્ન દ્વારા મિત્રાચારી કરી. | રજપુતો સાથે મિત્રાચારી. |

(૨) **ઉદાહરણ:** શિક્ષણની યુક્તિઓમાં બીજું સ્થાન ઉદાહરણનું છે. કઈ વખતે યોગ્ય ઉદાહરણનો ઉપયોગ કરવો એ એક કળા છે. અંતથી શિક્ષક સારાં ઉદાહરણો આપી શકે છે. ઘણી વખત સારાં ભાષણ આપનારાઓ તથા શિક્ષકો યોગ્ય ઉદાહરણ આપતા નથી. તેથી તેમના વ્યાખ્યાનની જોઈએ તેવી અસર થતી નથી. કેટલાક કથાકારો સચોટ ઉદાહરણ આપી સાંભળનારનું મન એકાગ્ર કરી શકે છે. જગતના મહાન ઉપદેશકો અને ગુરુઓએ તત્ત્વજ્ઞાનનાં ગૂઢ સત્યો આખ્યાયિકા, દૃષ્ટાંત, રૂપક તથા વાર્તા દ્વારા જનસમૂહને સરળ રીતે સમજાવેલાં છે. ઘણી બાબતો અમને એમ કહેવાથી બાળકથી સમજાતી નથી, પણ જો તે મુદ્દો તેમની આગળ બીજા સાદા અને સરળ દાખલા લઈને રજુ કરવામાં આવે છે. તો તે તેને તરત ગળે ઉતરી જાય છે. ઉદાહરણ હંમેશાં વહેવારમાં થતા બનાવોનાં અથવા ઘરગથ્થુ બાબતોનાં લેવાં જોઈએ. સંખ્યાશિક્ષણમાં બાળકની આંગળાંનો ઉપયોગ સારી રીતે થઈ શકે, તેમજ વર્ગની

ચોત્તે તેમની પાસે ગણાવી શકાય. રાજતંત્ર શીખવતી વખતે મ્યુનિસિપાલીના વહીવટનું દૃષ્ટાંત લઈ શકાય તથા શાળાના મુખ્ય શિક્ષકનું કે કુટુંબના વડીલનું ઉદાહરણ લેવાથી તે બાબત ઝટ સમજાય છે. નીતિનાં સત્યો સમજાવવા માટે ઈતિહાસમાંથી અનેક અનુકૂળ દાખલાઓ મળી આવે છે. અહિંસા માટે અશોક, દેશસેવા માટે ભામાશાહ, પિતૃપ્રેમ માટે બાબર વગેરે અનેક સચોટ દાખલાઓ મળે છે. જે અઘરી બાબત હોય તે સમજાવવા માટે બાળકના હંમેશના વહેવારમાંથી ઉદાહરણ લેવાં જોઈએ. ભૂગોળમાં દૂરના પ્રદેશની બાબતો સરળ રીતે સમજાવવા તેના ગામની પાસેના બનાવ તથા સ્થળોનો ઉપયોગ કરવાની જરૂર છે. પાસેના ટેકરા ઉપરથી ડુંગર અને પર્વતનો ખ્યાલ આપી શકાય છે. તળાવ ઉપરથી સરોવર સમજાવી શકાય છે. વ્યાકરણ કે ગણિત જેવા વિષયમાં પદાર્થ કે નમૂના તથા ચિત્રો કામમાં આવતાં નથી; તેથી તે વિષયને લગતો જે નિયમ કે સિદ્ધાંત શીખવવાનો હોય તે સરળરીતે સમજાય માટે તેના દાખલા શિક્ષકે રજુ કરવા અને ત્યારબાદ તેના બીજા દાખલા વિદ્યાર્થી પાસે કઢાવવા. જો તેને તે બાબત બરાબર સમજાઈ હશે, તોજ તે બીજાં ઉદાહરણ આપી શકશે. ઉદાહરણમાં સરખાપણું અને જુદાપણું જોવામાં આવે છે, અને તેને લીધે મૂળની બાબત સરળ રીતે સમજી શકાય છે. "અતિ લોભ એ પાપનું મૂળ છે." એ સમજાવવા માટે માંસનો કકડો લઈ પૂલ ઉપરથી જતા કુતરાની વાત કહેવાથી તે બાબત સ્પષ્ટ થાય છે. આવા અનેક જનસ્વભાવને લગતાં સત્યો પંચતંત્ર, હિતોપદેશ તથા ઇસપનીતિની સરળ અને રસિક વાર્તા દ્વારા સમજાવવામાં આવ્યાં છે. 'કર્તવ્ય' એ શબ્દ સમજાવવા માટે ઇતિહાસમાંથી તેમજ બીજા વિષયોમાંથી અનેક સચોટ દૃષ્ટાંત મળી આવે છે. પન્નાનો ભોગ એ કર્તવ્યની લાગણી સારી રીતે સ્પષ્ટ કરે છે. અઘરી અને અમૂર્ત બાબતો હંમેશાં સહેલાં દૃષ્ટાંતથી સારી રીતે સમજાય છે. દૃષ્ટાંત સરળ અને ટૂંકાં હોવાં જોઇએ.

(૩) **વસ્તુ પ્રદર્શન:**—શિક્ષકનું કામ તેના મનના વિચારો વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન કરવાનું છે, તેથી શાળામાં શિક્ષક જે કંઈ શીખવે છે એ મુખ્યત્વે શબ્દ દ્વારા હોવાથી તેનો સ્પષ્ટ ખ્યાલ બાળકને આવતો નથી. અમુક બાબતના સચોટ ખ્યાલ માટે જો તેને લગતો પદાર્થ બતાવવામાં આવે છે. તો તેની છાપ સારી પડે છે. 'ગંધક' વિષે શીખવતી વખતે વર્ગમાં ગંધક હોવો જોઈએ અને એ બધા વિદ્યાર્થીને બતાવવો જોઈએ. વળી તેમના હાથમાં તે આપવાની જરૂર છે. આ પ્રમાણે જેમ બને તેમ વસ્તુઓ વિશેષ બતાવવાથી બાળકને સારૂં જ્ઞાન મળે છે. કરોળીઆની કવિતામાં કરોળીઓ અને તેની જાળ બાળકો જુએ છે, તો તે કવિતાની સમજણ તેમને ઝટ પડે છે. ઘણી વખત શિક્ષક હાથમાં પદાર્થ રાખી મૂકે છે, પણ તે બધા વિદ્યાર્થીને જોવા આપવો જોઈએ. આવી રીતે પદાર્થ અને નમુનાનો ઉપયોગ કરવાથી વિદ્યાર્થી તેને લગતી હકીકત જલદી સમજે છે અને તે સારી રીતે યાદ રાખી શકે છે.

(૪) **ચિત્રો:**—વસ્તુ પ્રદર્શન કરતાં ઓછું સચોટ સાધન ચિત્ર છે. પદાર્થ કે ચિત્રો બાળકને રસ પડે તેવાં હોવાં જોઈએ. કેટલીક વખત શિક્ષકે શીખવેલી બાબત અધુરી હોય છે અને તેની છાપ મગજમાં આછી પડેલી હોય છે, પણ જો તેને લગતું ચિત્ર કે પદાર્થ બતાવવામાં આવે છે; તો તેનો અર્થ આનંદ સાથે સ્પષ્ટ થાય છે. પર્વતની તળેટી, શિખર, ઢોળાવ, બરફની નદી, વગેરે બાબતો ચિત્ર બતાવવાથી સુસ્પષ્ટ થઈ જાય છે. આવી રીતે રસને લઈને તે બાબત લાંબો વખત યાદ રહે છે. ચિત્રમાં બાળકને રસ પડે અને તેનું ધ્યાન આકર્ષાય માટે તે રંગીન, સાદું અને ગતિસૂચક હોવું જોઈએ. જે વસ્તુ કે ચિત્ર બતાવવાથી પાઠનો મુખ્ય મુદ્દો સ્પષ્ટ થતો નથી તે કામનું નથી. તે જોવાથી બાળકને મુદ્દાસર બાબત તરત સમજાવી જોઈએ. વળી ચિત્ર એવું હોવું જોઈએ નહિ કે બાળકનું ધ્યાન મુખ્ય બાબતને બદલે તેના પરજ રહ્યા કરે. જે બાબત તેને

સમજાવવાની હોય તે કદી રદી જવી જોઈએ નહિ. જે ભરાવદાર હકીકત વસ્તુમાં હોય છે, તે ચિત્રમાં જોવામાં આવતી નથી. અલબત્ત પદાર્થદર્શન કરતાં ચિત્રની છાપ ઝાંખી હોય છે; પણ શબ્દવર્ણન કરતાં તે વધારે ઉપયોગી છે. શબ્દની જે છાપ બાળકના મગજમાં પડે છે, તેના કરતાં ચિત્રની વધારે સચોટ છાપ હોય છે. દરેક બાબત માટે વસ્તુપ્રદર્શન થઈ શકે નહિ, માટે તેનાં ચિત્રો બાળકને બતાવવાં જોઈએ.

વનસ્પતિ, તથા પ્રાણીસૃષ્ટિનાં દૃશ્ય. જગાના દેખાવ, લોકોનો પહેરવેશ, ઐતિહાસિક પ્રસિદ્ધ પુરુષનાં તથા અગત્યના બનાવનાં, તેમજ ભૂગોળની હકીકત દર્શાવનારાં જુદાંજુદાં ચિત્રો શાળામાં હોવાં જોઈએ. વળી આકૃતિઓ તથા ફોટોગ્રાફ જેવાં સાધન શિક્ષણમાં ઉપયોગી નીવડે છે. વાચનમાળામાં ચિત્રો આપેલાં છે, તેથી પાઠનું વાચન કરતાં પહેલાં ચિત્રાવલોકન કરાવવું જોઈએ અને બાળક તેની હકીકત સમજ્યું છે કે કેમ તે માટે એક કે બે સવાલ પૂછવા. પછી પાઠનું વાચન કરવામાં આવે તો તે ભાવપૂર્વક થાય છે. દરેક ધોરણમાં થોડાં થોડાં ચિત્રો ભીંતે લટકાવેલાં હોય, તો તેથી વર્ગ સુશોભિત લાગે છે અને બાળકને આનંદ થાય છે. જો શાળામાં વિશેષ ચિત્રો હોય, તો આખું વરસ અમુક ચિત્રોને વર્ગમાં એક જગાએ મૂકી રાખવાં નહિ; પણ પ્રસંગોપાત તેમાં ફેરફાર કરવાથી બાળકને વિશેષ જ્ઞાન મળે છે. તે ચિત્રો સંબંધી વર્ગમાં વાતચીત પણ કરવી જોઈએ, અને પછી તેનું વર્ણન બાળક પાસે કરાવવું. વળી ઉપલા ધોરણમાં તેને લગતી હકીકત લખાવવી જોઈએ. ચિત્રો ભીંત ઉપર છેક ઉંચે લટકાવવાં નહિ, પણ તે વચમાં વિદ્યાર્થીની નજર પડે તેમ ભીંત પર ટાંગેલાં હોવાં જોઈએ. કેટલાંક ચિત્રો શિક્ષક પોતે પાઠને લગતાં તૈયાર કરી શકે છે. ઘણી વખત પાઠ આપતી વખતે શિક્ષક ચિત્રને લઈ જલદી વર્ગમાં ફરી બતાવે છે અથવા તેને હાથમાં ઝાલી રાખી આમતેમ બતાવે છે. વળી તે નાનું હોય છે. આ રીત ખોટી છે, કારણકે તેને લીધે બાળક તે સહેજસાજ જુવે છે અને

છાપ ઝાંખી જણાય છે, તેથી વખત નકામો જાય છે અને તેની
સા તૃપ્ત થતી નથી. બધા વિદ્યાર્થી સરળતાથી ચિત્ર જોઈ શકે
રીતે તે બતાવવું. પાટીઆ ઉપર ટાંગવાથી બધાં બાળકો
રાબર જોઈ શકે છે. કોઈ કોઈ વખતે વર્ગમાં બાળકોને ચિત્ર
આપવાની જરૂર છે. જો તે મૂકવાને કાચનો તખ્તો હોય,
માં થોડા વખત તે રાખી મૂકવું કે જેથી તે વારંવાર જોવાથી
ના મગજ ઉપર દઢ છાપ પડે. હાલમાં માસિકો વગેરે
માં ચિત્રો આવે છે. તેમાંથી જોઈતાં ચિત્રો કાપી રાખવાથી
મુદતે તેનો મોટો ઉપયોગી સંગ્રહ તૈયાર થઈ જાય છે. ચિત્રની
ગીમાં બાળકની દૃષ્ટિ ખાસ ધ્યાનમાં રાખવાની જરૂર છે. કદ,
અને સુંદરતા તેમાં હોવી જોઈએ. કદરૂપા કે કઢંગા ચિત્રને
બાળકના મન ઉપર ખોટી છાપ પડે છે અને તે તેને
નથી એ ખરું છે, પણ કેવળ શોભા કે દેખાવનાં ચિત્રો
ાસમાં મદદ કર્તા નીવડતાં નથી. પાઠનો અર્થ રસપૂર્વક
અને સરળ રીતે સમજાય એ ચિત્રદર્શનનો ખાસ હેતુ છે તે
ભૂલી જવું જોઈએ નહિ. વાચન, કવિતા, ઈતિહાસ, કે ભૂગોળ
પાઠમાં જે ચિત્રથી વિદ્યાર્થીની કલ્પના સતેજ થાય તે
ા જોગ છે.

**ચલચિત્ર:**— આંખદ્વારા પડેલા સંસ્કાર સ્પષ્ટ અને સ્થાયી છે એ
ા જ્યારથી કેળવણીકારોએ સ્વીકાર કર્યો, ત્યારથી સારા શિક્ષણ માટે
જાતની ચાક્ષુષ યુક્તિઓનો ઉપયોગ થતો આવ્યો છે. હાલમાં
વિષયમાં વિદ્યાર્થીને રસ પડે અને તેના મગજમાં સ્પષ્ટ અને
છાપ પડે તે માટે ચિત્રનો વિશેષ ઉપયોગ થાય છે. સાધારણ
ચિત્રો કે આકૃતિઓ નાની હોય છે, તેથી બાળકોને કોઈ
કે બનાવનો ખરો ખ્યાલ આવતો નથી. વળી તેવાં ચિત્રથી
ના આકાર તથા કદની યથાર્થ સમજણ તેમને પડતી નથી.
ડાગ મળતો આવો અસ્પષ્ટ ખ્યાલ દૂર કરવાને જાદુઈ ફાનસ

દ્વારા ચિત્રો બતાવવામાં આવે છે. તેને લીધે આખો વર્ગ મોટું ચિત્ર બરાબર જોઈ શકે છે અને તે ઉપરથી વસ્તુનો ખરો ખ્યાલ તેને આવે છે; પણ જાદુઈ ફાનસનો એક દોષ એ છે કે તે દ્વારા જોવામાં આવતાં ચિત્રો જડવત્ સ્થિર હોય છે. તેમાં કાંઈ ગતિ કે હીલચાલ જોવામાં આવતી નથી. ખરી રીતે તો કુદરતમાં અહર્નિશ ફેરફાર થાય છે અને તેમાં થતા બનાવો ગતિમાન હોય છે, તેથી તેવાં ગતિવાળાં ચિત્રો બનાવવાથી તેવા બનાવનો તાદૃશ ચિતાર બાળકના મગજમાં ખડો થાય છે. ઇતિહાસમાં લશ્કરની કૂચ, લડાઈ વગેરે ગતિમાન બનાવો તથા ખાણ કે કારખાનામાંનાં જુદાં જુદાં દૃશ્યો, કુદરતી કે બનાવટી પદાર્થના વિકાસની જુદી જુદી અવસ્થાઓ તથા ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન વગેરે વિષયને લગતા બનાવો સાધારણ ચિત્રમાં સ્થિરરૂપ જણાય છે, પણ તે ચલચિત્રમાં જોવાથી તે બનાવ આબેહુબ તેની નજર આગળ બનતો હોય એમ લાગે છે. નદીનું વહેણ, દરિયાનાં મોજાં, પક્ષી, પ્રાણી કે જંતુની જુદી જુદી અવસ્થાઓ તથા તેમની હીલચાલ નિહાળવાથી વિદ્યાર્થીને તેમનો સ્પષ્ટ અને આબેહુબ ખ્યાલ આવે છે. વર્ગમાં ચોપડીમાંથી શીખવાતી ઘણી હકીકત કે ન સમજાય તેવી બાબતો ચલચિત્ર જોવાથી સારી રીતે સમજાય છે.

આ હેતુ ધ્યાનમાં રાખી હાલમાં શાળામાં ચિત્રપટનો ઉપયોગ થવા માંડયો છે અને ઘણે ઠેકાણે તો તેને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. ચલચિત્રને લીધે કુદરતનાં દૃશ્ય તથા બનાવોમાં ઉદ્‌ભવતી ગતિનો સ્પષ્ટ ખ્યાલ વિદ્યાર્થીના મનમાં ઉત્પન્ન થાય છે. વળી બીજાં ચિત્રોમાં પદાર્થના આકાર તથા કદનો જે ખોટો ખ્યાલ મળે છે, તે દોષ આવા ચિત્રના ઉપયોગથી દૂર થાય છે. સાધારણ રીતે બાળકનું ધ્યાન ગતિમાન પદાર્થ તરફ ઝટ ખેંચાય છે, અને તેથી તે વધારે સ્પષ્ટ રીતે જુએ છે. ચલચિત્રો એક પછી એક ઝડપથી જણાતા હોવાથી વિદ્યાર્થીના રસની ક્ષતિ થવાનો સંભવ હોતો નથી. તે

જિજ્ઞાસાથી પ્રેરાઈ ધ્યાનપૂર્વક આગળ આવતાં ચિત્રો જુએ છે. તેને થોડા વખતમાં વિષયનો સ્પષ્ટ તથા આબેહુબ ખ્યાલ આવે છે અને તેથી તે તેને વધારે વખત યાદ રહે છે. વિદ્યાર્થીને ચલચિત્ર બતાવતાં પહેલાં તે વિષયની હકીકત શિક્ષકે વિદ્યાર્થીને કહેવી જોઈએ કે તે ચિત્ર જોતાની વાર બરાબર સમજી શકે. તેમાં આવતી અગત્યની બાબત પર પ્રથમ તેનું ધ્યાન ખેંચવું જોઈએ. ચિત્રપટ ચાલતું હોય, ત્યારે શિક્ષકે વચમાં કાંઈ ખુલાસો કરવાની જરૂર નથી. વળી તે વખતે તેણે કોઈ સવાલ પૂછવા નહિ. ચિત્રપટ જોઈ રહ્યા પછી શિક્ષકે પ્રશ્નો પછી તેને લગતી હકીકત સંબંધપૂર્વક કહાવવી અથવા ત્યારબાદ તે નિબંધ રૂપે લખી લાવવા કહેવું.

વિદ્યાર્થીઓને ચિત્રપટ બતાવવામાં ઘણી સંભાળ રાખવાની છે. ગમેતેવું ચિત્રપટ બતાવવાથી તેને જોઈતો લાભ થતો નથી. ચિત્રપટમાંની વસ્તુની તેના કુમળા મગજપર શું અસર થશે તેનો પ્રથમ વિચાર કરવાની જરૂર છે; કારણકે કેટલીક વખત નીતિ તેમજ તંદુરસ્તીની દૃષ્ટિએ કેટલાંક ચિત્રપટ હાનિકારક હોય છે. તેમાં આવતા પ્રેમના કિસ્સા, ભયંકર સાહસ, દીલ ઉશ્કેરનારાં દૃશ્યો, તથા બીજા અકુદરતી દેખાવોને લઈને તેના મન ઉપર અનિષ્ટ અસર થાય છે. આ કારણને લઈને શાળામાં તેમજ બહાર ફક્ત કેળવણીની દૃષ્ટિએજ ચિત્રપટની પસંદગી કરવી જોઈએ. ચિત્રપટ જોયા પછી બાળકનું મન ઉશ્કેરાઈ જાય છે અને તેથી તે ઘણી વખત રાત્રે નિરાંતે ઊંઘતું નથી. જો ચિત્રપટની તેના મન ઉપર શીઘ્ર અસર થાય છે, તો તેની તંદુરસ્તી બગડે છે, અને કોઈ કોઈ વખત તો મગજ તથા હૃદયને નુકસાન પહોંચે છે. કેટલીક વખત ચિત્રપટ જોયા પછી બાળકનું માથું દુઃખે છે અને તેની આંખો ખેંચાય છે. તેને થતી બેચેની અને થાકથી તે ચિડીયું થઈ જાય છે. ચિત્રપટમાં જોવામાં આવતા દેખાવ પરથી ચપળતા, સાહસ, હિંમત, તથા દીલ ઉશ્કેરનાર વિકારની છાપ તેના મગજ પર પડે છે. ખરી રીતે તો સ્વાર્થત્યાગ, ન્યાય, પ્રમાણિકતા, કરકસર,

ઉદ્યોગ, ધૈર્ય અને આત્મસંયમ જેવા ગુણોનો વિકાસ બાળકના હૃદયમાં કુદરત તેમજ શાળાની તાલીમથી થવો જોઈએ, પણ તેને બદલે ચોરી. લુચ્ચાઈ, હરામખોરી વગેરે દુર્ગુણની છાપ તેના મગજમાં પડે છે. આ કારણને લીધે મોટા માણસો જે ચલચિત્ર જુએ છે, તે તેમને બતાવવાં નહિ. પણ વિદ્યાર્થીને લાયક હોય એવાં ચલચિત્ર પસંદ કરી બતાવવાં.

**નકશા:—**ઇતિહાસ અને ભૂગોળ જેવા વિષયોમાં નકશાની વારંવાર જરૂર પડે છે. તેમજ વાચનના પાઠમાં પણ તેનો ઉપયોગ થાય છે, તેથી દરેક શાળામાં ખપ પૂરતા નકશા ખાસ હોવા જોઈએ. તેમાં જુદા જુદા રંગ પૂરેલા હોય છે, તો દેશ કે પ્રાંતની હદ સ્પષ્ટ જણાઈ આવે છે વળી તેમાં ઘણાં ગામ આપેલાં હોવાથી છોકરાં ગૂંચવાય છે. તેથી થોડાં પણ મોટાં સ્થળનાં નામ વધારે અનુકૂળ થઈ પડે છે. પર્વતની ઉંચાઈ, સપાટ મેદાન તથા સમુદ્રની ઉંડાઈ બતાવનાર કુદરતી દેખાવના એકાદ બે નકશા શાળામાં હોવા જોઈએ. ગુજરાત, મુંબઈ ઇલાકો તથા હિંદુસ્તાનના આવા સપાટી દર્શક નકશા જોવાથી વિદ્યાર્થીને ભૂમિરચનાનો સ્પષ્ટ ખ્યાલ આવે છે. દરેક શિક્ષકને ગુજરાત, મુંબઈ ઇલાકો તથા હિંદુસ્તાનનો નકશો ત્વરાથી પાટીઆ ઉપર કાઢતાં આવડવો જોઈએ. તેણે તેમાં તેને લગતી હકીકત પાઠ અપાતો જાય તેમ મૂકવી જોઈએ. પહેલેથી તૈયાર કરેલા નકશામાં પ્રથમથી મૂકેલી બાબતોની વિદ્યાર્થીના મનપર સારી અસર થતી નથી. છાપેલા નકશામાં ઘણાં ગામ પાસપાસે હોય છે, કારણકે તેમાં નકામાં ઘણાં સ્થળો મૂકેલાં હોય છે; તેથી પ્રસ્તુત સ્થળ સ્પષ્ટ રીતે જોવામાં આવતું નથી. આ કારણને લીધે નકશાના ખોખામાં તે બાબત મૂકાવવી વધારે જરૂરની છે. કેટલીક વખત આખો નકશો કાઢવાની જરૂર હોતી નથી. કર્ણાટક વિગ્રહ ચાલતો હોય ત્યારે દક્ષિણ હિંદનો નકશો તેને માટે પુરતો છે. હાલમાં કોઈ દેશની ભૂગોળ શીખવતી વખતે તેના જુદા જુદા સ્વરૂપના નક-

ની જરૂર પડે છે. કુદરતી રચના, પર્વતો, નદીઓ, ઉષ્ણતા વરસાદ, ખેતી, ખનીજ, રેલવે, વસ્તી વગેરે બાબતોને લગતાં જુદાં ખાખાં કાળા પાટીઆ ઉપર કાઢી તેને લગતી હકીકત પુરીને શીખવવાથી તેની છાપ બાળકના મગજ ઉપર સચોટ . વળી જિલ્લાને લગતા પણ હાલમાં ઉપર જણાવ્યા મુજબ દા જુદા નકશા કાઢવામાં આવે છે. આવી રીતે નકશાના ગ કરી શિક્ષણ આપવાની ઘણી જરૂર છે. ગરમી, ઠંડી, વરસાદ બાબતો સચોટ રીતે બતાવવા પાટીઆપર આંકે કાઢવા જોઈએ.

**સંગ્રહસ્થાનઃ**—એ શાળાનું ઉપયોગી અંગ છે. વાચનમાળાના બીજા વિષયોની પાઠની હકીકત સ્પષ્ટ રીતે શીખવવામાં સંગ્રહ ની ઘણી જરૂર પડે છે. શાળામાં પૃથ્વીના ગોળા તો હોવા જોઈએ. વગર ભૂગોળની કેટલીક બાબતો જેવી કે અક્ષાંશ, રેખાંશ, ત, ઋતુઓ વગેરેનો સ્પષ્ટ ખ્યાલ આવતો નથી. વળી સમુદ્ર, બેટ, ભૂશિર વગેરે સંજ્ઞાદર્શક નમુનાથી નાના બાળકને ભૂમિ નો સચોટ ખ્યાલ આવે છે. ભૂમિતિ, પદાર્થપાઠ, વિજ્ઞાન વિષયોના રસિક શિક્ષણ માટે યોગ્ય સાધનો રાખવાની જરૂર છે. તિ તથા પ્રાણીના નમુના. ઘડિયાળ, લોહચુંબક, દિશાદર્શક , નાનું સૂક્ષ્મદર્શક યંત્ર વગેરે વસ્તુઓ જરૂર અને પૈસાની પ્રમાણે સંગ્રહસ્થાનમાં રાખવી. ખંતીલો શિક્ષક ધીમે ધીમે ાં જુદી જુદી જાતની વસ્તુઓ તથા નમુના ભેગા કરી થોડા નાં ઉપયોગી સંગ્રહસ્થાન તૈયાર કરે છે. કેટલીક વખત ને લીધે તે વસ્તુઓનો બરાબર ઉપયોગ થતો નથી. વળી તે ને એમ પડી રહેવાથી કેટલીક વસ્તુઓ બગડી જાય છે અને ના ઉપર ધૂળ ચઢેલી માલમ પડે છે. પાઠ રસિક થાય તેને પ્રસંગને અનુસરી તેનું પ્રદર્શન કરવાનું છે. અનાજ, ળ, ખનીજ, કંકાળ, ઘાસ, પાંદડાં, પથરા, છીપોલીઓ. ચીજો તેમના જોવામાં હરરોજ આવતી હોય, તોપણ તેમની

વિશેષ હકીકત સમજાવવા માટે તેમની જરૂર રહે છે. બાળકની આસપાસ જે સાધારણ પદાર્થો અથવા નવાઈની વસ્તુ હોય તે તથા ત્યાં ચાલતા ઉદ્યોગના નમુના શાળાના સંગ્રહસ્થાનમાં હોવા જોઈએ. કેટલીક વસ્તુઓ બાળક આસપાસથી મેળવી શકે છે. કેટલીક શિક્ષક ખંતથી પેદા કરી શકે છે અને બાકીની ચીજો કંટીજન્ટમાંથી ધીમે ધીમે ખરીદી શકાય. પાઠમાં આવતાં સાધનનો વિચાર કરી સંગ્રહસ્થાનની વસ્તુઓ સંપાદન કરવી જોઈએ. તેને માટે કાચનું કબાટ તૈયાર કરાવવું કે જેથી છોકરાંઓ તે પદાર્થો જોઈ શકે. જો ડેસ્કના જેવું બંને તરફથી ઢળતાં ખાનાંવાળું હોય, તો તે કબાટ પસંદ કરવા જોગ છે. સાધારણ કબાટમાં જુદાં જુદાં ખાનાં કરાવી તેમાં તે વસ્તુઓ વર્ગવાર ગોઠવવી અને તેની નીચે નામની ચિઠ્ઠી ચોઢવી. તેમાં નકામા શોભાના પદાર્થ ભરવા નહિ પણ શિક્ષણની દૃષ્ટિએ જે ઉપયોગી વસ્તુઓ હોય તે જથાવાર ગોઠવવી. તે ચીજો ખીચોખીચ કે ગમે તેમ આડીઅવળી મૂકવી નહિ, પણ વર્ગવાર વ્યવસ્થિત રીતે તેમને ગોઠવવી. પ્રાણી, વનસ્પતિ, ખનીજ, સૃષ્ટિના બનાવ, ધાતુઓ, બનાવટી વસ્તુઓ, મનુષ્ય શરીરના અવયવ, ખેતરનો પાક, સામાન્ય ઉદ્યોગ તથા હુન્નર વગેરે વર્ગ મુજબ સંગ્રહસ્થાનની વસ્તુઓ બરાબર ગોઠવવી.

સંગ્રહસ્થાનનો હેતુ શોભા કે આનંદને બદલે વિદ્યાર્થીઓને અવલોકન દ્વારા સચોટ જ્ઞાન મળે એ હોય છે; તેથી તેનો યોગ્ય વખતે ઉપયોગ થવાની જરૂર છે. વરસમાં બે વખત થોડો સમય તેમાંની બધી વસ્તુઓ આખા વર્ગને નિહાળવા દેવી અને પછી તે સંબંધી વાતચીત કરવી તથા ત્યારબાદ થોડોક વખત વીત્યા બાદ તેને લગતો નિબંધ લખાવવો. આવી રીતે સંગ્રહસ્થાનમાંના પદાર્થ વગેરેના ઉપયોગ ઉપરાંત જો શિક્ષક વિદ્યાર્થીઓમાં પાઠ સંબંધી યોગ્ય સ્પર્ધા ઉત્પન્ન કરે, તો તેથી અભ્યાસમાં સુધારો થાય છે. વળી વિદ્યાર્થીના સારા કામ માટે તેના વખાણ કરવાથી તેનો ઉત્સાહ વધે છે અને

તે વધારે ઉમંગથી કામ કરે છે. વિષય શીખવતી વખતે ઉદાહરણ દ્વારા અમુક બાબતનું સરખાપણું અને જુદાપણું બતાવવાથી તે વિદ્યાર્થીને તરત સમજાય છે; અને તેમાં તેને રસ પડે છે. ઘેટું અને બકરું, પોપટ અને કાગડો, ગાય અને ભેંસની ખાસિયતનો મુકાબલો કરવાથી તેને લગતી બાબતો રસિક રીતે ગ્રહણ થાય છે.

---

## પ્રકરણ ૭

## વ્યાખ્યાનપદ્ધતિ અને પ્રશ્નપદ્ધતિ

### પ્રશ્નથી રજુઆત અને દૃઢીકરણ સારૂં થાય છે.

શિક્ષણની બે પદ્ધતિઓ છે. એક વ્યાખ્યાન પદ્ધતિ અને બીજી પ્રશ્ન પદ્ધતિ છે. જે શીખવવાનું હોય તે શિક્ષક પોતે કહી જાય અને

**વ્યાખ્યાન પદ્ધતિ**

વિદ્યાર્થીઓ સાંભળ્યા કરે તે**વ્યા**ખ્યાન પદ્ધતિ છે. તે મોટી ઉંમરના કોલેજના વિદ્યાર્થીઓને વધારે અનુકૂળ છે; કારણકે તેઓ વધારે ધ્યાન આપી શકે છે, અને તેથી તેઓ યાદ રાખી શકે છે. યાદદાસ્તની માતા ધ્યાન છે. એ ખાસ જાણવાની જરૂર છે. શાળામાં જે કંઈ શીખવવામાં આવે છે તે જો યાદ રહે નહિ, તો તેનું કંઈ સાફલ્ય આવતું નથી. વિદ્યાર્થીઓ બરાબર ધ્યાન આપે છે, તો શીખેલી બાબત તેમને સારી પેઠે યાદ રહી જાય છે.

વ્યાખ્યાનપદ્ધતિમાં શિક્ષક ઉપદેશ કરે છે અને વિદ્યાર્થીઓ સાંભળે છે. તેમાં જ્ઞાન સંપાદન કરવા માટે મનની જે ક્રિયા તથા પ્રતિ-ક્રિયા થવી જોઈએ તે થતી નથી, પણ વિષયના સળંગ વિવેચનને લીધે વિદ્યાર્થીઓ તે વિક્ષેપ વગર યાદ રાખી શકે છે. વળી તેનાથી તેના મનમાં રસવૃત્તિ જાગૃત થાય છે. થોડા વખતમાં વધારે કામ કરવાનો ફાયદો વ્યાખ્યાનપદ્ધતિમાં છે. વળી ઘણા માણસોને કંઈ શીખવવાને બદલે ઉપદેશ દ્વારા તેમનામાં પ્રેરણા, લાગણી કે ઉત્સાહ ઉત્પન્ન કરવાનો

હોય છે, ત્યાં આ પદ્ધતિ જરૂરની છે. તેમાં પ્રશ્ન પૂછવાના નહિ હોવાથી હકીકત કહી જઈને કે વ્યાખ્યાન આપીને શીખવવું વધારે ફાયદાકારક છે. ખરી રીતે જોઈએ તો વ્યાખ્યાનપદ્ધતિમાં હકીકત કહેવા ઉપર ખાસ ભાર મુકવામાં આવે છે. પ્રશ્ન પદ્ધતિમાં હકીકત યોગ્ય રીતે રજુ કરવામાં આવે છે અને તેને લીધે વિદ્યાર્થીની વિચારશક્તિનો વિકાસ થાય છે. વ્યાખ્યાનથી અમુક માહિતી મળે છે અને પ્રશ્નથી તેનો ઉપયોગ કરવામાં આવે છે. દરેક શિક્ષકને રસ પૂર્વક વાર્તા કહેતાં, આબેહૂબ વર્ણન કરતાં તથા સ્પષ્ટ રીતે વિષયનું નિરૂપણ કરતાં આવડવું જોઈએ. સારા શિક્ષણનો આધાર સ્પષ્ટ અને રસિક રીતે વિષય સમજાવવાની શૈલી ઉપર રહે છે.

**પ્રશ્નપદ્ધતિ**

નાની ઉંમરનાં બાળકો લાંબો વખત ધ્યાન આપી શકતાં નથી. તેમનું ચિત્ત આમતેમ ભટકતું હોવાથી તેઓ વધારે વખત એક ચિત્તે શિક્ષકનું કહેવું સાંભળતાં નથી. આ કારણને લીધે તેમને શીખવતી વખતે શિક્ષક વિદ્યાર્થીને પ્રશ્ન પૂછે તથા તે શિક્ષકને પ્રશ્ન પૂછે અને એવી રીતે જે જવાબ મળે છે તે **પ્ર**શ્નપદ્ધતિ કહેવાય છે. આ તેમને વધારે અનુકૂળ અને ઉપયોગી છે. આ પદ્ધતિ મુજબ શીખવવાથી વિદ્યાર્થી જાતે કામ કરે છે અને તેને જે જ્ઞાન મળે છે તેનો પોતે નિર્ણય કરે છે. તેને જે પ્રશ્ન પૂછવામાં આવે છે, તેને લઈને તેનુ મન સક્રિય થાય છે અને તેથી તેની વિચારશક્તિનો વિકાસ થાય છે.

**વ્યાખ્યાનના દોષ**

શિક્ષણમાં કેવળ વ્યાખ્યાનપદ્ધતિ ઇચ્છવા જોગ નથી. તેમાં વિદ્યાર્થીને બદલે શિક્ષક બધું કામ કર્યા જાય છે. વિદ્યાર્થી તો સ્વપ્રયાસ વિના તૈયાર કરેલું જ્ઞાન ગ્રહણ કરે છે. જ્ઞાન સંપાદન કરવા માટે માનસિક ક્રિયા થવી જોઈએ, અને તે નહિ થવાથી વિદ્યાર્થી ગોખીને યાદ રાખે છે; કારણકે તે બીજાએ શોધેલાં સત્ય અથવા નિર્ણય સ્વીકારી લે છે. તે જ્ઞાન મેળવવાને જાતે મહેનત કરતો નથી. તેથી તેનો

બુદ્ધિવિકાસ ઓછો થાય છે. ખરી રીતે તો શિક્ષકને બદલે વિદ્યાર્થીએ વિચારની ક્રિયા વડે જ્ઞાન મેળવવું જોઈએ. વ્યાખ્યાન પદ્ધતિથી શિક્ષકને જે કંઈ શીખવવાનું હોય છે તે કહીને તે શીખવાડે છે. તેની ઇચ્છા થોડા વખતમાં વધારે શીખવાડવાની, એટલે મગજમાં વિશેષ જ્ઞાન ભરવાની હોય છે. જેમ ચાવ્યા વગરના ખોરાકનું બરાબર લોહી થતું નથી અને તેથી શરીરને પોષણ મળતું નથી, તેમ બીજાએ મેળવેલું જ્ઞાન બુદ્ધિની ક્રિયા સિવાય પોતાનું થઈ શકતું નથી, અને તેથી તેની શક્તિનો કંઈ વિકાસ થતો નથી. વ્યાખ્યાનપદ્ધતિમાં શિક્ષક જે કંઈ બોલે તે વિદ્યાર્થી સાંભળે છે, એટલે તેને તે બાબત યાદ રાખવી પડે છે. તેમાં કેવળ કાનનો ઉપયોગ થાય છે. તેથી જ્ઞાન મેળવવાને માટે બીજી ઇન્દ્રિયોની મદદ મળતી નથી. ફક્ત સાંભળેલી હકીકત યાદ રાખવા માટે તેને ઘણી મહેનત પડે છે. તેમાં બીજી કોઈ સરળ અને રસિક રીતનો ઉપયોગ થતો નથી, તેથી વિદ્યાર્થી શીખવેલી બાબત પરાણે યાદ રાખે છે, અને જો તે યાદ રહેતી નથી તો શિક્ષા કરવામાં આવે છે. આવી રીતે તેની યાદદાસ્ત પર વિશેષ બોજો પડે છે. વર્ગમાં છોકરાંઓ શાંત બેસી રહે એ ઇચ્છવાજોગ નથી. લાંબા વખત સુધી તે બોલ્યા ચાલ્યા વગર બેસી રહે તે અકુદરતી સ્થિતિ છે. સ્વાભાવિક રીતે તેમણે કંઈ બોલવું જોઈએ કે કામ કરવું જોઈએ.સાંભળીને શીખે તેના કરતાં બોલીને બાળક વધારે શીખે છે,તેથી પાઠ ચાલતો હોય ત્યારે તેમને સવાલ પૂછવા જોઈએ. વળી માનસશાસ્ત્રીની દૃષ્ટિએ જોતાં વ્યાખ્યાનપદ્ધતિમાં બાળમનને એક જડ નિષ્ક્રિય વસ્તુરૂપ ગણવામાં આવે છે, એ એક મોટી ભૂલ છે. આ પદ્ધતિ મુજબ બાળક શિક્ષકનું કહેલું સાંભળીને જેટલું બને તેટલું જ્ઞાન મગજમાં ભરે છે. આ પદ્ધતિ દ્વારા મેળવેલા જ્ઞાનનો ઉપયોગ થતો નથી, પણ તે જ્ઞાન તેના મગજમાં નિષ્ક્રિય જડવત્ પડી રહે છે. જો તેને લગતી શંકા થાય અથવા તેનો પ્રયોગ કરવામાં આવે, તો તેને તે સંબંધી વિચાર કરવો પડે છે અને તેથી બુદ્ધિનો વિકાસ થાય છે. જ્યારે વિચાર

શક્તિ ખીલે છે, ત્યારેજ જ્ઞાનની શોધખોળ કરી તેમાં વધારો થઈ શકે છે. બાળકની બુદ્ધિશક્તિનો વિકાસ થાય અને તેને સ્વતંત્ર વિચાર કરવાની ટેવ પડે, તે સત્યનો બાળશિક્ષણમાં બરાબર અમલ થવાની જરૂર છે.

અમુક વિષયનું વર્ણન કર્યા પછી વચમાં કોઈ કોઈ પ્રશ્ન પૂછવા જોઈએ. વિદ્યાર્થીનું ધ્યાન ખેંચવા માટે થોડાક સવાલ પૂછવાની જરૂર છે.

**મિશ્ર પદ્ધતિ**

વળી વિષયના સ્પષ્ટીકરણ માટે બાળકના મનમાં જે શંકાઓ ઉદ્‌ભવી હોય તેના બરાબર નિરાકરણ માટે બાળકો શિક્ષકનેસવાલ પૂછે તેવું તેને ઉત્તેજન આપવું. કોઈ કોઈ વાર પાઠ પુરો થયા પછી પુનરાવર્તનના સવાલ તેની પાસે પુછાવરાવવા. જો કે નાનાં બાળકો માટે પ્રશ્નપદ્ધતિ બહુ જરૂરની છે; પણ વાર્તા, પાઠનો સાર, કવિતાની મતલબ, ભાષા, ઇતિહાસ, ભૂગોળ વગેરે વિષયો કે જેમાં વર્ણન દ્વારા બાળકોને સચોટ ખ્યાલ આપવાનો છે, ત્યાં વ્યાખ્યાનપદ્ધતિનો ઉપયોગ કરવાની જરૂર છે. ગણિત, વિજ્ઞાન અને વ્યાકરણ જેવા વિષયોમાં શિક્ષકે થોડું કહેવું જોઈએ, પણ ઘણી હકીકત પ્રશ્નો દ્વારા કઢાવવી જોઈએ; કારણકે તેમાં સંબંધપૂર્વક તર્કસિદ્ધ રીતે પગથીઆં ગોઠવેલાં હોય છે. ફક્ત સવાલ પૂછવાથી વિષયનો સંબંધ રહિત ખ્યાલ આવે છે, તેથી શિક્ષકે પાઠ થઈ રહ્યા પછી બે કે ત્રણ છોકરાં પાસે પાઠનો સંબંધપૂર્વક અહેવાલ તેમની પાસે કહેવરાવવો. પાઠનો સાર, કવિતાની મતલબ, વગેરે વિષયોમાં વર્ણન કરવા માટે વ્યાખ્યાનપદ્ધતિ જરૂરની છે અને તેથી છોકરા પાસે તે બાબતો છેવટે સંબંધપૂર્વક કહેવરાવવી. જ્યારે કેવળ પ્રશ્નથી અમુક બાબત બાળક સમજી શકતો નથી અને તેનો ઉત્તર તે આપી શકતો નથી, ત્યારે શિક્ષકે પદાર્થ વડે કે વ્યાખ્યાન દ્વારા તેનો ખુલાસો કરવો જોઈએ. આથી વખતનો બચાવ થાય છે અને બાળક ગૂંચવાતો નથી. વિષયને અનુસરીને બંને પદ્ધતિનો વિવેકપૂર્વક યોગ્ય ઉપયોગ કરવો જોઈએ.

(૧) પ્રશ્ન પૂછવાના શા શા હેતુ હોય છે તે હવે જોઈએ. પ્રશ્નને હળની ઉપમા આપવામાં આવી છે તે ખરી છે. શિક્ષક એ

**પ્રશ્નનો હેતુ**

ખેડૂત છે, અને તેનું ખેતર એ બાળકનું મન છે. બી એ સંસ્કાર રૂપ છે અને હવાપાણી, અજવાળું એ શિક્ષણની જુદી જુદી યુક્તિઓ છે. જેમ ખેડૂત પ્રથમ હળ વડે જમીન ઉંચીનીચી કરી જમીનનો કસ બહાર લાવે છે અને પછી તેમાં બીનું વાવેતર કરે છે, તેમ શિક્ષક આરંભમાં બાળકને પ્રશ્નો પૂછી તેના પૂર્વજ્ઞાનની કસોટી કરે છે અને તેને તે વિષયનું કેટલું જ્ઞાન છે તે જાણે છે, કારણકે જુનું જ્ઞાન કેટલું અને કેવું છે તે જાણ્યા પછીજ નવું જ્ઞાન બરાબર આપી શકાય છે.

વિષયનો સંબંધ સાચવવા માટે જુનું જ્ઞાન ખાસ તાજું કરવાની જરૂર છે. જો તે કાચું હોય છે તો આગળ શીખવી શકાતું નથી. આ કારણને લીધે શિક્ષકે પ્રશ્ન પૂછી વિદ્યાર્થીના જ્ઞાનની ખાતરી કરી નવું શીખવવું. આવા સવાલને **આરંભ પ્રશ્ન** કહે છે. તેવા સવાલ પૂછવાથી વિદ્યાર્થીનું જ્ઞાન કેટલું છે તે જાણવા ઉપરાંત તેમણે તે કેવી રીતે મેળવ્યું છે તે પણ માલમ પડે છે. ખરી રીતે તો નવો પાઠ સ્પષ્ટ રીતે સમજવાને જે વિચાર તેના મનમાં હોવા જોઈએ તે જાગૃત થાય છે; અને તેને લીધે તેનું મન નવી હકીકત મેળવવા આતુર બને છે, તેથી જુના અને નવા જ્ઞાનનો દૃઢ સંબંધ બંધાય છે. બાળકને વિશેષણ સંબંધી સવાલો પૂછ્યા પછી તેનું મન ક્રિયાવિશેષણ શીખવાને માટે તૈયાર થાય છે. આવા આરંભ પ્રશ્ન લાંબો વખત પૂછવા નહિ. નહિતો પાઠનો મુખ્ય વિષય બરાબર શીખવી શકાતો નથી. (૨) સારા પ્રશ્ન પૂછવાથી બાળકને વિચાર કરવો પડે છે, એટલે તેની શોધકવૃત્તિ વિકાસ પામે છે અને તેની અવલોકન તથા યાદ કરવાની શક્તિ ખીલે છે. (૩) સૂચક પ્રશ્નો પૂછવાથી તેની તર્કશક્તિનો વિકાસ થાય છે. વળી તેને નવું જાણવાની ઇચ્છા થાય છે, તેથી તેને શિક્ષણમાં રસ પડે છે. (૪) પ્રશ્ન પૂછવાથી કંટાળેલા બાળકોનું મન

જાગૃત થાય છે. (૫) અમુક બાબતને લગતા વારંવાર પ્રશ્ન પૂછવાથી બાળકના મગજમાં તે દૃઢ થાય છે એટલુંજ નહિ, પણ તેના જે ઉત્તર બાળક આપે છે તેથી તેનું જ્ઞાન સ્પષ્ટ થાય છે અને તે સંબંધી કંઈ શંકા તેના મનમાં રહેતી નથી. (૬) શિક્ષણ કેટલે દરજ્જે સફળ થયું છે તે પ્રશ્નથી જાણી શકાય છે અને પાઠની સમજુતી કે વાર્તા થોડી કહ્યા પછી કોઈક કોઈક સૂચક સવાલ પૂછવાથી તેમનું મન જાગૃત રહે છે અને તેઓ વિચાર કરે છે. (૭) વળી કઈ બાબત તેને અઘરી લાગે છે અથવા સમજાતી નથી તે શિક્ષક પ્રશ્નવડે જાણે છે, અને તેને લીધે કેવી રીતે આગળ શીખવવું તેની તેને ખરી સમજણ પડે છે.

સારા પ્રશ્નો પૂછવા એ એક કળા છે અને તે અઘરી બાબત છે. શિક્ષકમાં લાંબા અનુભવ પછી પ્રશ્ન પૂછવાની શક્તિ આવે છે.

**પ્રશ્નની કળા**

તેણે ખાસ કાળજી રાખી સારા સવાલ પૂછવાની શક્તિ ખીલવવી જોઈએ. પ્રશ્ન પૂછવાની કુશળતા એ શિક્ષકનો અગત્યનો ગુણ છે. તેને લીધે વર્ગવ્યવસ્થા જળવાય છે અને શિક્ષણ દૃઢ થાય છે. શિક્ષકે પ્રશ્નો ધીમે સ્પષ્ટ રીતે અને બધા બાળકો સાંભળી શકે તેવા પૂછવા જોઈએ. આવી રીતે બોલવાથી તેને ફરીથી પ્રશ્ન પૂછવાની જરૂર રહેતી નથી.

પ્રશ્નો બે પ્રકારના છે: (૧) ઉપદેશક અને (૨) પરીક્ષક. નવી બાબત શીખવવામાં જે પ્રશ્નો પૂછવામાં આવે છે તે **ઉપદેશક** કહેવાય છે. આવા પ્રશ્નોમાં શિક્ષક જેમ અને તેમ

**પ્રશ્નના પ્રકાર**

બોલ્યું કહી દેછે, પણ તે તેની પાસેથી સૂચક સવાલ દ્વારા વધારે કઢાવે છે. પાઠ શીખવ્યા પછી બાળકને કેટલું આવડે છે તે જાણવા માટે તેમજ તે દૃઢ કરવા માટે જે પુનરાવર્તનના સવાલો પૂછવામાં આવે છે તેને **પરીક્ષક** પ્રશ્ન કહે છે. જે પ્રશ્નો દ્વારા કુનેહથી બાળકની પાસેથી જવાબ કઢાવવામાં આવે છે તેને **સૂચક** પ્રશ્નો કહે છે. તેમાં સૂચન દ્વારા બાળકને

વાબ સૂઝી આવે છે. તેથી માગેલી હકીકત કઢાવી શકાય છે. ચક પ્રશ્નો ખરી રીતે જોતાં વિચારની તાલીમ આપે છે. તેને લીધે ળકને વિચાર કરવો પડે છે, તેથી તેને **બુદ્ધિની કસોટી**ના શ્નો પણ કહી શકાય. સૂચક પ્રશ્ન બાળકને આગળ વધવા માટે ર્ગદર્શક થઈ પડે છે. અલબત્ત તેમાં તેને વિચાર તો કરવો પડે છે, ણ તે પાયરી બંધ ચઢતા ક્રમ મુજબ હોવા જોઈએ કે જેથી બાળકને વાલનો જવાબ સહેજ સૂઝી આવે અને તે ખરૂં અનુમાન કરી શકે.

**પ્રશ્નની તૈયારી**

પ્રશ્ન પૂછતી વખતે શિક્ષકના મનમાં તે વિષય રમી રહેલો વો જોઈએ અને કયા મુદ્દાને લગતા સવાલ પૂછવાના છે તેનો સ્પષ્ટ ખ્યાલ તેને હોવો જોઈએ. જો પૂર્વ તૈયારી બરાબર હોતી નથી. તો શિક્ષકને વાલ પૂછવા માટે વિચાર કરવો પડે છે, અને તેથી તેની પરા તૂટી જાય છે. ગમે તેવા સંબંધ રહિત સવાલ પૂછવાથી ળકને વિષયમાં રસ પડતો નથી. પ્રશ્ન પૂછવામાં બીજી બાબત પ્રાર્થીના અધિકારની છે. જેવી પ્રકૃતિનું બાળક હોય તેવા સવાલ પૂછવા. મંદ બુદ્ધિવાળાં બાળકને સૂચક પ્રશ્નો બહુ પૂછવાથી વખત ામે જાય છે. બુદ્ધિશાળી બાળકોને તેવા સવાલ પૂછી તેનું પુનરા-ન મંદ પ્રકૃતિવાળાં બાળકો પાસે કરાવવું. વળી શિક્ષકને ળકોના પ્રશ્નનો ખુલાસો કરવાનો હોવાથી તેનામાં બાળસ્વભાવનું જ્ઞાન ં જોઈએ અને તે બહુશ્રુત પણ હોવો જોઈએ. વળી ત્રીજી બાબત છે, કે પ્રશ્ન પૂછતી વખતે શિક્ષક અને બાળકનું મન એક થવું ઈએ; કારણ કે શિક્ષકે જાણવું જોઈએ કે કેવી જાતના સવાલ વામાં આવે તો બાળકો તે સમજી શકે છે. બાળક સમજીને ગતાથી જવાબ આપે માટે શિક્ષકે બાળકના માનસની ભૂમિકા ર આવવું જોઈએ. ચોથી બાબત એ છે કે શિક્ષકનો ભાષા ર સારો કાબુ હોવો જોઈએ. જો તેની પાસે પુરતું શબ્દભંડોળ તોજ તે સ્પષ્ટ અને સાદા સવાલ પૂછી શકે છે. હવે પ્રશ્ન હોવા જોઈએ તે જોઈએ.

(૧) સવાલ **સ્પષ્ટ** હોવા જોઈએ. સ્પષ્ટ એટલે બાળકો ઝટ સમજી શકે તેવી તેની ભાષા હોવી જોઈએ. કેટલીક વખત અસ્પષ્ટ સવાલથી બાળકો ગૂંચવાય છે, અને તેઓ ધ્યાન આપતા નથી. દા. મીરાંબાઈનો પિતા રત્નસિંહ કોણ હતો? એમાં 'કોણ' હતો એ શબ્દ અસ્પષ્ટ અર્થ દર્શાવે છે. શિક્ષકને તે 'વિષ્ણુભક્ત હતો,' એ જવાબ જોઈએ છીએ, પણ ઉપરના પ્રશ્નથી તો તે 'રાજા હતો', એવોજ જવાબ છોકરાઓ આપે છે.

**પ્રશ્ન કેવા હોવા જોઈએ**

(૨) સવાલ **સરળ** હોવા જોઈએ, એટલે સવાલ સાદી ભાષામાં અને તરત અર્થ સમજાય તેવા હોવા જોઈએ. રાજમાતાના વચન કેમ **વ્યર્થ** ગયાં. એમાં 'વ્યર્થ' ને બદલે 'નકામાં' એ શબ્દ વાપરવાથી તેનો અર્થ સમજવો સહેલો પડે છે. તાજો થયો એટલે એને શું આવ્યું? શિક્ષકના મનમાં અભિમાન શબ્દ છે. આ શહેરમાં ગુજરાતી કોની કોની નિશાળો છે? શિક્ષકને છોકરા—છોકરાની એમ જવાબ જોઈએ છે. શિવાજીનું વર્તન કેવી રીતે અનુકરણીય હતું? અનુકરણીય એ શબ્દ અઘરો છે. અશોકના સદ્વર્તન સંબંધી તમે શું જાણો છો?

(૩) સવાલ **ટૂંકા** હોવા જોઈએ; એટલે લાંબા વાક્યમાં તે પૂછવા નહિ. દા. દિલ્હીના પાદશાહને કાને મીરાંબાઈનું નામ જતાં તેને શું સાંભળવાની ઇચ્છા થઈ? એના બે સવાલ પૂછવાથી સવાલ ટૂંકા થાય છે. દિલ્હીના પાદશાહને કાને કોનું નામ ગયું હતું? તે ઉપરથી તેને શું સાંભળવાનું મન થયું?

(૪) ભાષાની દૃષ્ટિએ સવાલ શુદ્ધ હોવા જોઈએ. તેમાં વ્યાકરણનો કોઈ દોષ હોવો જોઈએ નહિ. બાળક નવું શીખે છે ત્યારે તેના મગજમાં શું ફેરફાર થાય છે? 'શો ફેરફાર થાય છે' એમ કહેવું જોઈએ.

(૫) સવાલ **મુદ્દાસર** હોવો જોઈએ, એટલે કઢાવવાની હકીકત સંબંધી સવાલ પૂછવા જોઈએ. ઘણી વખત વ્યાપક સવાલ પૂછવાથી ધારેલો જવાબ મળતો નથી, પણ બીજા અનેક જવાબ છોકરાઓ આપે છે. તેમજ સવાલની ભાષા સંદિગ્ધ હોય છે, તેથી બાળકો ગૂંચવાય છે અને તેને લીધે જોઈતો જવાબ મળતો નથી. દા. આંબા ઉપર શું છે? શિક્ષકને 'કોયલ' એ જવાબ જોઈએ છે; પણ આંબા ઉપર કેરી, પાંદડાં, ડાળાં વગેરે હોય છે. હવે આંબા ઉપર કયું પક્ષી કુહૂ કુહૂ કરે છે? એમ પૂછવાથી આનો એકજ જવાબ આવે છે. તેવી રીતે શિક્ષકને 'દેડકો' શબ્દ કઢાવવો છે, અને તેથી તે બાળકોને પૂછે છે કે તળાવમાં શું જુઓ છો? તળાવમાં લીલ, પાણી, માછલાં વગેરે જોવામાં આવે છે; પણ તળાવમાં કયું પ્રાણી ડેં ડેં કરે છે? આવા સવાલથી ચોક્કસ જવાબ મળે છે. વાદળાં આવે ત્યારે શું થાય? જવાબ 'વરસાદ' મળે છે, પણ શિક્ષકના મનમાં 'અંધકાર' નો ભાવ છે. મેજ ઉપર શું છે? મેજ ઉપર ઘણી વસ્તુઓ મૂકેલી હોવાથી શિક્ષકને 'બરફ' જવાબ કઢાવવો છે તે કઢાવી શકાય નહિ. શિક્ષક પાટીઆ ઉપર બે સમાંતર લીટી કાઢે છે. પછી તે લીટીઓ કેવી છે એમ છોકરાંઓને પૂછે છે; ત્યારે તેઓ સીધી, એક બીજાથી વધારે જાડી, અથવા લાંબી છે એમ કહે છે. શિક્ષકને 'સમાંતર' શબ્દ જોઈએ છે. આ બે લીટીઓ વચ્ચે કેવું અંતર છે? આ પ્રશ્નથી ચોક્કસ જવાબ મળે છે.

(૬) સવાલ **નિશ્ચિત** પૂછવો જોઈએ. શરીર કેવું છે? શિક્ષકને 'ગરમ' શબ્દ કઢાવવો છે, પણ ઉપરના સવાલનો જવાબ છોકરાંઓ તે લાંબું, ટૂંકું, જાડું વગેરે છે એવો આપે છે; પણ શરીર કેવું લાગે છે? તો તેનો જવાબ 'ગરમ' મળે છે. અશોક વિષે શું જાણો છો? એ વિશાળ પ્રશ્ન છે.

(૭) **હા** કે **ના** નો જવાબ આવે તેવા પ્રશ્નો સાધારણ રીતે પૂછવા નહિ અને જો તેવા પ્રશ્નો પૂછવામાં આવે, તો તેનું

કારણ માગી બીજો સવાલ તરત પૂછવો જોઈએ. આપણે સાચું બોલવું જોઈએ ને ? હા. શા માટે ? આપણે ઉતાવળથી ખાવું જોઈએ નહિ ને ? ના, કેમ ? આ અમદાવાદ શહેર છે ને ? બાબર બહાદુર હતો કે નહિ ? આમાં જવાબનું કારણ પૂછવાનો સવાલ પૂછી શકાતો નથી. પોપટનો રંગ લીલો છે ને ? તેને મરચાં ભાવે ખરૂં ને ? આવા સવાલ નકામા છે. તે પૂછવાથી વિદ્યાર્થીને કંઈ લાભ થતો નથી. તેને વિચાર કરવો પડે તેવા સવાલ પૂછવા જોઈએ. કેટલીક વાર વિદ્યાર્થીઓ તેના જવાબનાં કારણો આપી શકતાં નથી. દા. આ કવિતા તમને ગમે છે ? હા. શાથી ? આનો જવાબ મળી શકશે નહિ.

(૮) સવાલ **ચપળતાથી** પૂછવા. પ્રશ્ન પૂછવામાં બહુ ઉતાવળ કરવી જોઈએ નહિ, તેમજ તેમાં મંદતા રાખવી નહિ. જો બહુ ઉતાવળથી સવાલ પૂછવામાં આવે, તો બાળકો તે સમજી શકતાં નથી. તેને સમજવા માટે પૂરતો વખત મળવો જોઈએ. બહુ ધીમે ધીમે સવાલ પૂછવાથી હોશિયાર છોકરા અધીરા બને છે અને વર્ગની વ્યવસ્થા બગડે છે, તથા તેમને વાતો કરવાનું મન થાય છે; તેથી શિક્ષકે સ્પષ્ટ રીતે ધીમેથી બધા છોકરાં સાંભળી શકે તેમ બોલવું.

(૯) બાળકને **ઉભો** કરી કદી સવાલ પૂછવો નહિ. તેમજ તેની **સામે** જોઈને પણ પ્રશ્ન પૂછવો નહિ; કારણકે તેથી બીજા વિદ્યાર્થીઓ જવાબ આપવા માટે તૈયાર રહેતા નથી. વર્ગમાં પ્રથમ **સામાન્ય** એટલે આખા વર્ગને સવાલ પૂછી અમુક વિદ્યાર્થીને તેનો જવાબ આપવા કહેવું.

(૧૦) એકજ વિદ્યાર્થીને **બહુ સવાલ** પૂછવા નહિ. આખા વર્ગમાં વહેંચાતા સવાલ પૂછવા જોઈએ કે જેથી દરેકને તેનો લાભ મળે. ઘણી વખત હોશિયાર છોકરાને પાઠની સફળતા બતાવવા માટે બહુ સવાલ પૂછવામાં આવે છે. પાછલી હારવાળાને પણ પૂરતા

સવાલ પૂછવા જોઇએ. તેમને એમ ન લાગવું જોઈએ કે શિક્ષકનું ધ્યાન તેમના તરફ નથી.

(૧૧) સવાલ **ક્રમિક** હોવા જોઈએ, એટલે પાઠની બધી હકીકત સંબંધપૂર્વક નીકળી આવે એવી સવાલની યોજના થવી જોઈએ. ગમે તેમ આડાઅવળા સવાલ પૂછવાથી પાઠનો સંબંધ તૂટી જાય છે. અકબર ગાદી ઉપર કેવી રીતે આવ્યો, એ પાઠ શિક્ષકે શીખવ્યો છે. હુમાયુ કઈ સાલમાં ગુજરી ગયો હતો ? તે વખતે અકબરની ઉંમર કેટલી હતી ? બહેરામખાન કેમ વફાદાર રહ્યો ? આ છેલ્લો સવાલ હમણાં પૂછવાની જરૂર નથી. તે છેવટે બધી હકીકત કઢાવ્યા પછી પૂછવો જોઈએ.

(૧૨) સવાલ પૂછીને તેનું **સ્વરૂપ બદલવું** નહિ. અકબર ક્યારે ગાદીએ આવ્યો ? આ સવાલ પૂછયા પછી અકબર કઈ સાલમાં ગાદી આવ્યો ? એમ પૂછવું નહિ. ઘણી વખત શિક્ષકો તેમના સવાલના જવાબની રાહ જોતા નથી. પણ તે તરત ફેરવી નાખે છે: તેથી વિદ્યાર્થીઓ ધ્યાન આપતા નથી, તેમજ તેમના મનમાં ગૂંચવાડા થાય છે, તેથી તે સમજી શકતા નથી અને વખત નકામો જાય છે. જો શિક્ષકને એમ લાગે કે પોતાના દોષને લીધે બાળકો સવાલ સમજતા નથી, તોજ તે સવાલ બીજી રીતે ફેરવીને પૂછવો. જે સવાલ પૂછવાનો હોય તે પ્રથમથી મનમાં નક્કી કરીને પૂછવો.

(૧૩) બાળકની શક્તિ અને તેના જ્ઞાનનો વિચાર કરી પ્રશ્નો પૂછવા. એટલે શિક્ષકે બાળકોને **અઘરા** સવાલ પૂછવા નહિ. તમારી વરસગાંઠ ક્યારે આવે છે ? બાળવર્ગને માટે આ સવાલ અનુચિત છે. દૂધ ધોળું કેમ છે ? બાળકથી આનો જવાબ આપી શકાય એમ નથી.

(૧૪) વળી બહુ **સહેલા** પ્રશ્નો પૂછવા નહિ. દા. કૂતરાને કેટલા પગ હોય છે ? પણ કૂતરાના પગના પંજા નીચે શું હોય છે? એ સવાલ પૂછવાથી તેમને વિચાર કરવો પડે છે. શિક્ષક ફૂલ બતાવી પૂછે છે કે આ શું છે ? ખરી રીતે આ શાનું ફૂલ છે ? એમ પૂછવું જોઈએ.

(૧૫) પુનરાવર્તનમાં પ્રશ્નનું **સ્વરૂપ** બદલવું જોઈએ. પાઠ શીખવતી વખતે જે સવાલ પૂછ્યા હોય તેવીજ રીતે ફરીથી તેવા સવાલ પૂછવા નહિ. અકબરને પાણીપતની લડાઈ કોની સાથે થઈ હતી? તેમાં કોણ જીત્યું હતું ? આ સવાલને બદલે અકબરને કેવા સંજોગોમાં ગાદી મળી હતી ? એવા સવાલ પૂછવો જોઈએ; કારણકે ઘણી વખત બાળકો શિક્ષકના બોલેલા શબ્દો બોલી જાય છે. તેઓ શીખવેલી બાબત સમજ્યા છે કે નહિ તે જાણવા માટે યુક્તિપૂર્વક સવાલ બદલીને પૂછવા જોઈએ અથવા વિષયનું સ્વરૂપ બદલી નાખવું. જો બને તો તેને લગતું ચિત્ર બતાવી પાઠની હકીકત કહાવવી કે લખાવવી. વળી તેમાંની મુખ્ય બાબતની ચર્ચા કરવી. જો વાર્તા હોય તો તેનો નાટયપ્રયોગ કરવો અથવા અમુક પાત્ર વાર્તા કહેતું હોય તેમ વિદ્યાર્થીએ તેનું વર્ણન કરવું. વળી કેટલાક પાઠમાં ટુંકી નોંધ લખાવવી અથવા તેનું ચિત્ર તેમની પાસે કઢાવવું.

(૧૬) વર્ગમાં **અનુક્રમે** નંબરવાર સવાલ કદી પૂછવા નહિ. આને લીધે વર્ગમાં છોકરાઓ ધ્યાન આપતાં નથી. ગમે તેમ આડાઅવળા સવાલ પૂછવાથી તેમને ધ્યાન આપવું પડે છે.

(૧૭) હોશિયાર છોકરાને અઘરા સવાલ પૂછવા. જે મંદ બુદ્ધિવાળા હોય તેને **પુનરાવર્તનના ઘણા સવાલ** પૂછવા. મંદ અને બેલક્ષ વિદ્યાર્થીને સતેજ કરવા તેમને વધારે સવાલ પૂછવા જોઈએ. છોકરાઓ પોતે શિક્ષકને બહુ સવાલ પૂછે એમ તેમને ઉત્તેજિત કરવાની જરૂર છે.

(૧૮) સવાલ પૂછતી વખતે 'હાથ ઉંચા કરો' 'ધ્યાન આપો' 'કોણ બોલે છે' વગેરે **નકામા શબ્દો** બોલવા નહિ, પણ દઢતાથી સવાલ પૂછવા અને આંખના ઈસારાથી તથા આંગળી વડે તેને ઉત્તર આપવા સૂચવવું.

(૧૯) પુનરાવર્તન વખતે સવાલ પૂછી તે કોને આવડે છે તે માટે હાથ ઉંચા કરાવવા નહિ, પણ શિક્ષકે **ગમે તેને સવાલ** પૂછવા

જોઈએ. વળી પુનરાવર્તનમાં ગમે તેમ આડાઅવળા સવાલ પૂછવા નહિ, પણ વિદ્યાર્થીઓને સંબંધપૂર્વક જ્ઞાન મળે તેવા ક્રમિક સવાલ પૂછવાની જરૂર છે. તે વખતે કંઈ નવું શીખવવું નહિ.

(૨૦) એક બાળકને પ્રશ્ન પૂછ્યા પછી બીજાને તે પૂછતી વખતે તેની **શબ્દરચના** બદલવી નહિ, કારણ કે તેથી તે ગૂંચવાય છે.

(૨૧) પ્રશ્ન પૂછવામાં **એકની એક રીત**ને વળગી રહેવું નહિ. મુખગણિતમાં શિક્ષક પ્રથમ પૂછે કે એક પૈસાની ૬ ટીકડી મળે, તો પાંચ પૈસાની કેટલી? એવી જાતના ત્રણચાર સવાલ પૂછી શિક્ષકે પૂછવું કે આઠ પૈસાની ૪૮ પેન મળે તો ૧ પૈસાની કેટલી?

(૨૨) કોઈ કોઈ વાર વિદ્યાર્થીઓ **અનુમાન** કરે તેવા સવાલ પૂછવા જોઈએ. ભૂગોળ કે સૃષ્ટિજ્ઞાન જેવા વિષયમાં કાર્યકારણના પ્રશ્નો પૂછવાથી બાળકની વિચારશક્તિ કેળવાય છે.

(૨૩) કેટલીક વખતે અને ખાસ પુનરાવર્તન વખતે ઉપલા ધોરણમાં **લાંબા જવાબ** આપવાની ટેવ વિદ્યાર્થીને પાડવી જોઈએ. દા. અકબરના ધર્મ સંબંધી તમે શું જાણો છો? એવો સવાલ પૂછવાથી વિદ્યાર્થીને તેનું સંબંધપૂર્વક લાંબું વર્ણન કરવું પડે છે.

(૨૪) કેટલીક વખત વિદ્યાર્થી પાસેથી બધી હકીકત કઢાવવાના અથવા તેની વિચારશક્તિ કેળવવાના લોભમાં તેની પાસેથી જોઈતો જવાબ ન મળે, તોપણ શિક્ષક તેને પ્રશ્નો પૂછ્યા કરે છે. આને લીધે બીજા વિદ્યાર્થીઓ વર્ગમાં ધ્યાન આપતા નથી અને તેથી ગરબડ થાય છે. વળી તેમને કંટાળો આવે છે. તથા વખત નકામો જાય છે. જો શિક્ષકને એમ માલમ પડે, કે અમુક સવાલનો જવાબ વિદ્યાર્થીને મળી શકે એમ નથી, તો તેનો જવાબ તેણે કહેવો. વળી જે મુખ્ય વિષયની નવી બાબત હોય તે પણ પરીક્ષક પ્રશ્નો દ્વારા તેને પૂછ્યા કરવી એ ભૂલ છે. જે બાબત તેઓ જાણતા નથી તે તેણે કહેવી. ક્યારે **સવાલ** પૂછવો અને ક્યારે હકીકત **કહેવી** એનો યોગ્ય વિવેક કરવાની જરૂર છે.

(૨૫) જો કોઈ સવાલનો જવાબ વર્ગમાંનો કોઈ વિદ્યાર્થી આપી શકે નહિ, તો ગુસ્સે થવાને બદલે તે તેણે બદલીને **સહેલા સ્વરૂપમાં** પૂછવો. વળી જો તે લાંબો કે અઘરો માલમ પડે, તો તેના ભાગ કરીને સવાલ પૂછવા. આમ છતાં જવાબ ના મળે તો શિક્ષકે તે તરત કહેવું.

બુદ્ધિની તાલીમના **સુસંબદ્ધ** અને **ક્રમિક** પ્રશ્નો કેવા હોય તે બતાવવા માટે સોક્રેટીસની પ્રશ્નોત્તર પદ્ધતિનો નમુનો નીચે આપ્યો છે:—

**પ્રશ્નોત્તર પદ્ધતિ**

સો:—છોકરા, આ આકૃતિ કેવી છે તેની ખબર છે?

(જમીન ઉપર તે એક લાકડીથી ચોરસ દોરે છે.)

છોકરો—હા, તે એક ચોરસ છે.

સો:—તેની લીટીઓ સંબંધી તમે શું ધારો છો?

છો:—ચારે લીટીઓ સરખી છે.

સો:—આના કરતાં મોટો કે નાનો બીજો ચોરસ થઈ શકે?

છો:—જરૂર થઈ શકે.

સો:—ધારો કે આ લીટી (એક બાજુએ બતાવીને) બે ફુટ લાંબી હોય, તો આખા ચોરસના કેટલા ચોરસ ફુટ થાય?

છો:—બે ગણા.

સો:—એટલે કેટલા?

છો:—ચાર.

સો:—આનાથી બમણી લીટી લઈ આકૃતિ દોરી શકશો?

છો:—હા.

સો:—તેમાં કેટલા ચોરસ હોવા જોઈએ?

છો:—આઠ.

સો:—એક ચાર ફૂટ લાંબી લીટીમાંથી આઠ ચોરસ ફુટની આકૃતિ થશે એવું તમે કહ્યું એ બરાબર છે?

છો:—હા, હું એમ ધારૂં છું.

સો:—ચાલો આપણે તે જોઈએ. આ પ્રમાણેની લીટી બરાબર છે?

(લીટી બેવડી કાઢવામાં આવે છે.)

છો:—નક્કી. (ચોરસની આકૃતિ પુરી કાઢવામાં આવે છે.)
સો:—હવે આખી આકૃતિ કેટલી થઈ?
છો:—કેમ, તે ચાર ગણી મોટી છે.
સો:—એમાં કેટલા ચોરસ ફુટ છે?
છો:—સોળ.
સો:—એવડા ચોરસની આકૃતિ કેટલા ફુટની હોવી જોઈએ?
છો:—આઠ
સો:—તમે માપી જુઓ!
છો:—સોળ ચોરસ ફુટ થાય છે.

... ... ... ... ... ... ...

સોક્રેટીસ:—પ્રજાસત્તાક રાજ્યના પ્રમુખ થવાની તમારી ઇચ્છા છે, તો ખરેખર તમે પ્રજાશાસન શું છે તે જાણતા હશો!
યુથીડેમસ:—નક્કી, હું જાણું છું.
સો:—સાધારણ માણસોના સ્વભાવ જાણ્યા સિવાય પ્રજાશાસન શું છે એ જાણી શકાય!
યુ:—ખરેખર નહિ.
સો:—પ્રજા એ શું છે તે તમે જાણો છો!
યુ:—નાગરિકનો ગરીબ વર્ગ તે.
સો:—ત્યારે તમે ગરીબ કોણ છે તે જાણતા હશો!
યુ:—હું તે જાણું છું.
સો:—વળી પૈસાદારને પણ તમે જાણતા હશો!
યુ:—ગરીબ લોકોની માફકજ હું તેમને જાણું છું.
સો:—કઈ જાતના લોકોને તવંગર અને કઈ જાતને તમે ગરીબ કહો છો?
યુ:—જે માણસો પાસ જીવનની જરૂરિઆતો નથી તે ગરીબ છે. જેમની પાસે તે જોઈએ તે કરતાં વધારે છે તે તવંગર છે.
સો—જે લોકો પાસે જીવનના ઘણાં ઓછાં સાધન છે તે તેઓને પુરતાં છે એટલુંજ નહિ, પણ તેમાંથી તેઓ કંઇક બચાવે છે;

પણ જેમની પાસે ઘણો પૈસા છે તેઓ તેટલાથી સંતુષ્ટ નથી એ તમે જાણો છો ?

સુઃ—ખરેખર, મને તેની ખબર છે. કેટલાક રાજાઓને તેમની ગરિબાઈને લીધે મુફલીસ લોકોની પેઠે અન્યાય કરવો પડ્યો છે એ હું જાણું છું.

સોઃ—જો વસ્તુસ્થિતિ આવી હોય, તો આવા રાજાઓને પ્રજાવર્ગમાં મૂકવા જોઈએ, અને ગરીબ લોકોને તવંગર ગણવા જોઈએ.

સુઃ—મારા અજ્ઞાનને લીધે આ પણ મારે કબુલ કરવું પડે છે. જો હું કંઈ બોલ્યો ન હોત તો ઠીક; કારણકે હવે મને લાગે છે કે આ બાબતમાં હું કંઈ જાણતો નથી.

સવાલ પૂછ્યા પછી શિક્ષકે વિદ્યાર્થીને વિચારવાનો વખત આપવો, કારણકે શિક્ષકના મગજમાં તેનો જવાબ તૈયાર હોય છે; પણ વિદ્યાર્થીને તો તે જવાબ શોધવાનો હોય છે. આ કારણને લીધે તેણે સવાલ પૂછ્યા પછી તરત જવાબ માગવો નહિ. પ્રશ્ન પૂછવાની

**પ્રશ્નની મર્યાદા**

શૈલી પરથી શિક્ષકની લાયકાત નક્કી થાય છે એ સાધારણ માન્યતા છે; પણ જે શિક્ષક સવાલો પૂછ્યા કરે, તેથી તે સારો શિક્ષક છે એ માનવું ભૂલભરેલું છે. અલબત્ત જે શિક્ષકમાં સારા સવાલ પૂછવાની કુશળતા નથી તે બેદરકાર કે હલકી પંક્તિનો શિક્ષક કહેવાય; પણ પ્રશ્નશૈલીજ એ ખરૂં શિક્ષણ છે એ બાબત સ્વીકારી શકાય એમ નથી. પાઠના આરંભમાં વિદ્યાર્થીનું જ્ઞાન કેટલું છે તે જાણવા માટે પ્રશ્ન પૂછવાની જરૂર છે, પણ તે સવાલ થોડા હોવા જોઈએ. આરંભ પ્રશ્નનો હેતુ વિદ્યાર્થીના મનમાં પ્રસ્તુત વિષયના વિચાર જાગૃત કરાવવા પુરતો છે, તેથી તેણે ખપ પુરતાજ સવાલ પૂછવા જોઈએ. તેવી રીતે પુનરાવર્તન વખતે ઘણા સવાલ પૂછીને ક્રમપૂર્વક હકીકત કઢાવવામાં આવે છે, તેમાં મુખ્ય દોષ એ છે કે તેને લીધે વિદ્યાર્થીને વિચાર કરી ટુંકામાં હકીકત રજુ કરવાની ટેવ પડતી નથી. ખરી રીતે

તો વિદ્યાર્થીએ શીખવેલા વિષયની હકીકત ક્રમપૂર્વક સંબંધ જાળવીને કહી જવી જોઈએ. કોઈ પણ પાઠની સંબંધપૂર્વક હકીકત કહેવાની ટેવના અભાવે તેઓ નિબંધમાં તથા બીજા લખાણમાં ગમે તેમ તેમના વિચાર દર્શાવે છે. સારા પુનરાવર્તન માટે શિક્ષકે હોશિયાર વિદ્યાર્થી પાસે પ્રથમ શીખવેલી બાબતનો અહેવાલ કહેવરાવવો અને બીજા વિદ્યાર્થીએ તેમાં પૂર્તિ કરવી અને જરૂર પડે તો કોઈ સવાલ પૂછવો. આવી રીત મોટી ઉંમરના વિદ્યાર્થીને વધારે અનુકૂળ છે, પણ બાળકોને પણ તેવી ટેવ પાડવાનું ઉત્તેજન આપવું.

**ઉત્તર કેવા હોવા જોઈએ**

(૧) બાળકને સવાલના જવાબનો **વિચાર કરવાનો** વખત મળવો જોઈએ. શિક્ષક એમ ધારે છે કે તેને તે આવડતું હશે, પણ તેની આ સમજણ ભૂલભરેલી છે. (૨) ગમે તેમ **બેદરકારીથી** અને લપલપાટથી આપેલા તથા મૂર્ખાઈ ભરેલા જવાબ સ્વીકારવા નહિ. શિક્ષકે વર્ગમાં તેની ચર્ચા કરી અથવા બીજા વિદ્યાર્થીને તે પૂછી જવાબ સુધારવામાં આવે નહિ, ત્યાંસુધી વિદ્યાર્થીએ ઉભા રહેવું જોઈએ.

(૩) જવાબના વાક્યો ભાષાના દોષ વિનાનાં હોવાં જોઈએ. તેમાં **ચોક્કસ શબ્દો**નો ઉપયોગ કરવો જોઈએ. કેટલીક વખત જોઈતા પદમાં જવાબ હોતો નથી. દા. તે વચન આપવામાં બેદરકાર હતો. તેને બદલે તે વચન આપવામાં કાળજી રાખતો નહિ, એ બરાબર નથી. બેદરકાર વિશેષણ છે. અને કાળજી એ નામ છે. તેનો અર્થ તો ખરો છે પણ જવાબ ચોક્કસ નથી. વિદ્યાર્થી ચોક્કસ શબ્દમાં જવાબ આપે નહિ તો તે સુધારવો જોઈએ. દા. ૨૫ ના અવયવો કયા કયા છે? વિદ્યાર્થી ૫, ૫ એમ જવાબ આપે છે. આ જવાબ ચોક્કસ નથી, પણ ૫ અને ૫ એમ પાટીઆ ઉપર તેના અવયવો લખી જવાબ સુધારવો જોઈએ. વળી તેને ગપ મારવા દેવી નહિ અને ગમે તેવી અટકળ કરી તેની જવાબ આપવાની રીત સુધારવી. તેમજ બહુ **ઉતાવળથી** જવાબ આપવા દેવા નહિ. ઘણી વખત કેટલાક વિદ્યાર્થીઓ જવાબ

આપવા બહુ ઈંતેજાર હોય છે, પણ તેમને ધીરજ રાખવા કહેવું. જો તે વચમાં પૂછ્યા સિવાય જવાબ આપે તો ઠપકો આપવો.

(૪) જવાબ **મુદ્દાસર** હોવા જોઈએ. ગમે તેમ ઉડાઉ કે અદ્ધર જવાબ સ્વીકારવા નહિ. તમે સવારમાં શું પીને આવો છો? જવાબ પાણી. આ ઉત્તર બરાબર નથી. વળી સવાલનું જેવું સ્વરૂપ હોય તેવો જવાબ હોવો જોઈએ.

(૫) જેમ પ્રશ્ન ટુંકા જોઈએ, તેમ તેના જવાબ પણ મુદ્દાસર **ટુંકા** હોવા જોઈએ. અપૂર્ણ જવાબ એને ટુંકા જવાબ કહેવાય નહિ, પણ જોઈતા શબ્દોમાં સવાલનો જવાબ હોવો જોઈએ. પરીક્ષકે જે મુદ્દો માગ્યો હોય તેને લગતી જોઈતીજ બાબત બોલવી કે લખવી જોઈએ.

(૬) શિક્ષકે પોતાના મનમાં **ધારેલોજ** જવાબ છોકરાઓ પાસે મેળવવાને આગ્રહ રાખવો નહિ; કારણકે બાળક તેની ભાષામાં તેની સમજણ પ્રમાણે જવાબ આપે છે કે નહિ તે જોવાનું છે. કેટલીક વખત બાળકો સવાલનો જવાબ જાણે છે, પણ જવાબ આપવામાં ભૂલ કરે છે. ઘણી વખત શિક્ષકના પ્રશ્નના જવાબ એક કરતાં વધારે હોઈ શકે છે. દા. કપડાં શા માટે પહેરવામાં આવે છે? ટાઢ વાય નહિ તે માટે એમ એક બાળક કહે છે. બીજો કહે છે કે શોભા માટે. બંને જવાબ ખરા છે. આવી વખતે શિક્ષકે ધીરજથી તેમાંનો સારો જવાબ કયો છે તે વર્ગમાં બતાવવું. છોકરાંનો અર્ધો જવાબ ખરો હોય તો તેને ઉત્તેજન આપવું અને તે સુધારી આપવો. જંગલમાંથી શું મળે છે? જવાબ લાકડાં; પણ આ ઉપરાંત મધ, અને લાખ પણ મળે છે, તે કહેવું.

(૭) વિદ્યાર્થીનો જવાબ **ખરો છે કે ખોટો** તે શિક્ષકે તેને કહેવું. જવાબ સુધારવાનો હોય તો તે વર્ગના બીજા વિદ્યાર્થી પાસે બનતાં સુધી સુધરાવવો. તેણે પોતે ન છૂટકે તેનો જવાબ આપવો.

(૮) હોશિયાર છોકરાને **બહુ જવાબ** આપવા દેવા નહિ. મંદ

ઉછળ રહેતા બાળકોને વિષયમાં રસ લેતા કરવા માટે જવાબ તેમને ઉત્તેજન આપવું.

૯) શિક્ષકે ખોટો જવાબ **ફરીથી બોલવો** નહિ, કારણ કે નાઠી અસર થાય છે. તેનો ખરો જવાબ વર્ગને બતાવવો. વિદ્યાર્થીનો બોલેલો જવાબ તેણે ફરીથી બોલવો નહિ. દા. ાદમાં શેનો મોટો ઉદ્યોગ ચાલે છે. છોકરો જવાબ આપે છે ડનો. હવે શિક્ષકે પોતે 'કાપડનો' એ શબ્દ ફરીથી નહિ.

૧૦) આખો **વર્ગ સાંભળી** શકે તેવો દરેક વિદ્યાર્થીનો હોવો જોઈએ. જ્યારે તેઓ બરાબર સાંભળતાં નથી, ત્યારે ટ કરી મૂકે છે.

૧૧) અઘરા શબ્દોના ઉચ્ચાર તથા અર્થ નીચલા ધોરણમાં ા **એકી સાથે** બોલવા કહેવું. કેટલીક વખત બધાંએ સાથે જોઈએ; પણ તેનો અવાજ બહુ થાય નહિ તેની સંભાળ આખા વર્ગ પાસે જવાબ લેવાથી શીખવેલી બાબતનું થોડા ં પુનરાવર્તન થાય છે. વળી તેથી વર્ગમાં સ્ફૂર્તિ આવે છે; લાંક છોકરાં શાંત બેસી રહે છે, અથવા બોલવાનો ઢોંગ કરે ો બધાં છોકરાં બરાબર બોલે છે કે કેમ તે તેણે જોવું. આ બહુ થોડો ઉપયોગ કરવો; કારણકે તેને લીધે છોકરાંને ાર બોલવાના ઓછા પ્રસંગો મળે છે. તે પોતે બોલે છે, ને સારૂં બોલવાની ટેવ પડે છે.

૧૨) બનતા સુધી નીચલાં ધોરણમાં બાળકના જવાબ **પૂર્ણ ાં** લેવા. તેમને અધુરા વાક્યમાં અથવા એકાદ શબ્દમાં જવાબ ની ટેવ પડેલી હોય છે. ગણિત, ભૂગોળ, ઈતિહાસ જેવા આખા વાક્યની જરૂર નથી. વાચન, વાર્તા, મુખનિબંધ, ન, પદાર્થપાઠ જેવા વિષયોમાં આખા વાક્યમાં જવાબ જરૂર છે, કારણકે તેમને વાક્યરચના બનાવતાં શીખવાનું છે.

વળી ભાષાની દૃષ્ટિએ વાક્યો ખરાં હોય છે, તો તેથી આગળ ઉપર તેનો ભાષા ઉપરનો કાબુ વધે છે. પાઠ શીખવ્યા પછી કોઈ કોઈ છોકરા પાસે તેનું સંબંધપૂર્વક વર્ણન કરાવવું.

(૧૩) 'હા' કે 'ના' નો જવાબ આવે ત્યારપછી તરત તેનું **કારણ** પૂછવું.

(૧૪) વિદ્યાર્થીનો જવાબ સારો હોય, તો તેને 'ઠીક', 'શાબાશ' વગેરે શબ્દોથી **ઉત્તેજન** આપવું, પણ તેનો ઉપયોગ ઘણો થોડો કરવો.

(૧૫) કેટલીક વખત શિક્ષકે સવાલ પુરો કર્યો હોતો નથી, તે પહેલાં બાળક **ઉતાવળ** કરી જવાબ આપે છે. શિક્ષકને સવાલ પૂછતાં પૂછતાં તેમાં ફેરફાર કરવો પડે છે, તેથી તેનો ઉતાવળથી આપેલો જવાબ ખોટો પડે છે, એમ તેને કહેવું.

(૧૬) વળી તેને જે પ્રશ્ન પૂછ્યો હોય **તેનોજ** જવાબ આપવાની ટેવ પાડવી. પૂછેલા સવાલને મળતાં સવાલનો જવાબ સ્વીકારવો નહિ.

(૧૭) કોઈ બાળક જવાબ માટે વિચાર કરતો હોય તો તેને **અવકાશ** આપવો, પણ શિક્ષકે તે તરત કહી દેવો નહિ. આની સાથે જવાબ આપવામાં **મંદતા** હોવી જોઈએ નહિ એ અગત્યની બાબત છે. બાળકે ચપળતાથી જવાબ આપવા જોઈએ, પણ કેટલીક વખત બાળકો ઉતાવળ કે લપલપાટ કરી ખોટા અને અપૂર્ણ જવાબ આપે છે, તેથી તેવા જવાબ આપવાની તેની ટેવ સુધારવી.

(૧૮) એક છોકરાનો કહેલો જવાબ **બીજાને પૂછી** તે બાબત પાકી કરાવવી. વળી જે છોકરાએ સવાલનો જવાબ આપ્યો હોય નહિ, તેને ફરીથી પૂછી તેનો જવાબ કહાવવો અને તેને આવડયાની ખાતરી કરવી.

(૧૯) શિક્ષકે પૂછેલા સવાલનો જવાબ **શુદ્ધ ઉચ્ચાર** અને **શુદ્ધ વાક્યમાં** હોય તો તે સ્વીકારવો. તેના અશુદ્ધ ઉચ્ચાર શિક્ષકે સુધારવા અને ખોટું વાક્ય હોય તે સુધારી તેની પાસે ફરીથી બોલાવવું.

(૨૦) કોઈ કોઈ વખત ઈતિહાસ, ભૂગોળ જેવા વિષયમાં એવા **સવાલ** પૂછવા કે જેનો જવાબ **એકાદ શબ્દમાં** આવે. આવી રીતે ઘણા સવાલ પૂછી તેના જવાબ કહી જેના ખરા હોય તેણે નિશાની કરવી. જે વિદ્યાર્થીના વધારે ખરા હોય તેમને શાબાશી આપવી. અથવા તેમને ઉપર નંબર ચઢાવવા.

---

# પ્રકરણ ૮—બાળકનાં લક્ષણ

## બાળકની જોવાની, વિચારવાની અને લાગણીની વૃત્તિ કંઈક જુદીજ હોય છે.

**બુદ્ધિબળની અગત્ય**

કોઈપણ દેશની ઉન્નતિનો આધાર ત્યાંના લોકના બુદ્ધિબળ ઉપર મુખ્યત્વે કરીને હોય છે. જેટલા પ્રમાણમાં તેમની બુદ્ધિસંપત્તિ ઓછી હોય છે, તેટલા પ્રમાણમાં વિદ્યા અને હુન્નરકળામાં તેમની પ્રગતિ ઓછી થયેલી માલમ પડે છે. જેમ બુદ્ધિશાળી મનુષ્ય સમાજમાં આગળ પડે છે અને બીજી વ્યક્તિઓનાં મનને તે અમુક દિશામાં દોરે છે, તેમ જે પ્રજાની સમગ્ર બુદ્ધિનો સારો વિકાસ થયો હોય છે, તે જીવનસંગ્રામમાં વિજયી નીવડે છે અને બીજા લોકો ઉપર તેની સત્તા જમાવી શકે છે. આ કારણને લીધે હાલમાં દરેક સુધરેલી પ્રજા તેનું બુદ્ધિબળ વધારવાને માટે વધારે પ્રમાણમાં ઉંચા પ્રકારની કેળવણી આપવાની યોજના ઘડી કાઢે છે. સમાજ એ વ્યક્તિઓનો સમૂહ છે. જેટલા પ્રમાણમાં વ્યક્તિઓનું બુદ્ધિબળ ઓછું હોય છે, તેટલા પ્રમાણમાં તે જીવનની હરિફાઈમાં પાછળ પડે છે; તેથી સમાજિક સામર્થ્ય વધારવાને ઉત્તમ પ્રકારની કાર્યસાધક કેળવણી આપવાને માટે યુરોપ, અમેરિકા, જાપાન વગેરે દેશના નેતાઓ આગ્રહપૂર્વક પ્રયત્ન કરે છે.

હવે સવાલ એ ઉપસ્થિત થાય છે કે કોઈપણ વ્યક્તિના બુદ્ધિબળમાં શિક્ષક વધારો કરી શકે છે? જો શિક્ષકના પ્રયત્નથી તેની બુદ્ધિસંપત્તિમાં વૃદ્ધિ થતી હોય, તોજ શાળા પાઠશાળાની કેળવણીની જરૂર રહે છે; કારણકે

**કુદરતી શક્તિ**

હાલમાં કેટલાક વિજ્ઞાનવેત્તાઓ એવા નિર્ણય ઉપર આવ્યા છે કે મનુષ્યનું બુદ્ધિબળ એ તેમની સ્વાભાવિક—જન્મસિદ્ધ શક્તિ છે. જન્મની સાથે જે બુદ્ધિસંપત્તિ કુદરતે તેને આપી હોય છે, તેમાં કોઈપણ રીતે વધારો થઈ શકતો નથી. જે વ્યક્તિ મૂળથીજ બુદ્ધિશાળી છે તે હંમેશાં ઉંચા પ્રકારના વિચાર તેમજ વ્યવહાર પણ કરવાની છે. જે મનુષ્ય જન્મથી ઠોઠ છે તેને ગમે તેટલી સારી તાલીમ આપવામાં આવે, તોપણ તેની તેજ પ્રકૃતિ રહેવાની છે. સીદીભાઈ સો મણ સાબુએ નહાય, તોપણ તે કાળા ને કાળા રહે છે. એ કહેવત મુજબ કોઈ વ્યક્તિમાં જે કંઈ કુદરતી શક્તિ હોય છે તેમાં કોઈપણ પ્રયત્ન કરવાથી ફેરફાર થઈ શકતો નથી. મનુષ્ય મનુષ્યના બુદ્ધિબળમાં જે તફાવત જોવામાં આવે છે તે બાહ્યપરિસ્થિતિ કે કેળવણીને લીધે નથી, પણ તેની જે અંતર્ભૂત કુદરતી શક્તિ હોય છે તેને લીધે તે થયેલો હોય છે. જો વસ્તુસ્થિતિ આ પ્રમાણે હોય તો વિદ્યાર્થીના મગજ ઉપર સારા સંસ્કાર પાડવા માટે કંઈ પ્રયત્ન કરવાનો અવકાશ રહેતો નથી; એટલે કુદરત કે પ્રારબ્ધને સર્વસ્વ સોંપી દઈ દરેક જણે નિશ્ચેષ્ટ શાંત બેસી રહેવું જોઈએ, એવું આવા વિચારમાંથી ફલિત થાય છે; કારણકે પુરુષાર્થથી કંઈ સુધારો થવાનો સંભવ ન હોય, તો પછી નકામી મહેનત કરવાથી કંઈ લાભ થતો નથી. જો બુદ્ધિવિકાસનો આવો સિદ્ધાંત સ્વીકારવામાં આવે, તો શિક્ષણ માટે જે જુદી જુદી પ્રવૃત્તિઓ કરવામાં આવે છે તેની કંઈ જરૂર રહેતી નથી.

બુદ્ધિના વિકાસ સંબંધી ઉપર જણાવેલી દલીલ એક રીતે તર્કને અનુકૂળ છે, પણ હૃદય તેનો સ્વીકાર કરતું નથી, અને વહેવારમાં તો પુરુષાર્થની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓ આપણા

જોવામાં આવે છે. મનુષ્ય જે ધારે તે કરી શકે એમ છે. બાળક અખૂટ શકિતનો ભંડાર છે એ સત્યને અનુસરી શિક્ષકવર્ગ વિદ્યાર્થીની બુદ્ધિશકિત સુધારવાને પ્રયત્ન કર્યા જાય છે. જો તેમાં કંઈ પણ સુધારો કરવો એ અશકય બાબત હોય, તો તેને માટે કોઈ પ્રયત્ન કરવો એ મૂર્ખાઈભરેલી વાત છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. ખરી રીતે જોતાં વસ્તુસ્થિતિ આ પ્રમાણે નથી. બાળકના બુદ્ધિબળનો વિકાસ થઈ શકશે એમ ધારીને વાચન, અવલોકન, મનન, બોધ, વગેરે જુદી જુદી જાતની પ્રવૃત્તિઓ આદરવામાં આવે છે. જો તેમાં કંઈ સુધારો થવાનો હોયજ નહિ, તો પછી કેવળ નિવૃત્તિ પસંદ કરવી એ સારો માર્ગ લાગે છે.

**બુદ્ધિવિકાસના બે મત**

બુદ્ધિના વિકાસ સંબંધી મુખ્ય બે મત છે: (૧) પહેલા પક્ષના વિજ્ઞાનવેત્તાઓનું એવું ધારવું છે કે બાળકની કુદરતી સ્મરણશકિતમાં શિક્ષક કંઈ વધારો કરી શકતો નથી, પણ ફક્ત તેની યાદશકિતની ક્રિયા જુદી જુદી યુકિતઓથી તે વધારે વ્યવસ્થિત કરી શકે છે. તેનું જે કુદરતી બળ હોય છે, તે તો તેમનું તેમ રહે છે. અમુક બાબતનો સંબંધ જુદી જુદી રીતે બાંધવાથી તે તેને જલદીથી યાદ રહી શકે છે, તેવી રીતે કોઈપણ મનુષ્યના બુદ્ધિબળમાં વધારો થઈ શકતો નથી, પણ કેળવણી દ્વારા તેને સંસ્કારી બનાવી વધારે પ્રમાણમાં કામ કરી શકે એવો તેનો વિકાસ થઈ શકે છે. ખરી રીતે સૂક્ષ્મ તર્ક કે યોજના ઘડી કાઢવાની તેની શકિતમાં કંઈ વિશેષ ફરક પડતો નથી; નહિ તો મૂર્ખ માણસ વિદ્વાન થઈ જાય. પણ એવું આપણે કદી જોતા નથી. અલબત્ત સારા સંસ્કાર અને સંગતિથી તેના વર્તનમાં થોડો સુધારો થઈ શકે, પણ તે અમુક મર્યાદામાં થાય છે. (૨) બીજા પક્ષનો મત એવો છે કે સંસ્કારથી ગમે તેવો મનુષ્ય ધીમે ધીમે સુધરી શકે છે અને તેની બુદ્ધિસંપત્તિનો યોગ્ય વિકાસ થાય છે. પ્રાણીમાત્રના વિકાસનો આધાર બે બળ ઉપર છે: (૧) આંતર ચેતન અને (૨) પરિસ્થિતિ.

જો આસપાસના સંજોગો પ્રબળ હોય છે, તો મનુષ્યના મનના ગુપ્ત સંસ્કાર જાગૃત થાય છે. જો તે કોઈ મુસ્કેલીમાં આવી પડે છે તો સ્વપ્રયાસ અને સાહસથી તે અનુકૂળ યોજના ઘડી કાઢે છે. જેવા સંજોગોમાં મનુષ્ય મુકાય છે તે મુજબ તેની બુદ્ધિનો પરિપાક થાય છે. કુદરતના સુંદર કે ભવ્ય દૃશ્યોની અને સારા મનુષ્યના સમાગમની હરકોઈ મનુષ્ય ઉપર સચોટ અસર થયેલી આપણા જોવામાં આવે છે. તેને લીધે મનના ગુપ્ત સંસ્કાર સતેજ થાય છે તથા બુદ્ધિને અમુક મુસ્કેલ સંજોગોમાં તર્ક કે અનુમાન કરવાની જરૂર પડે છે, અને તેને લીધે તેનું બુદ્ધિબળ વધે છે. જુદા જુદા મનુષ્યની બુદ્ધિમાં જે તફાવત જોવામાં આવે છે એ તેમની પરિસ્થિતિની અસરને લીધે છે. જેવી જાતના બાળકની આસપાસના સંજોગો હોય, તેવી તેની અસર તેના ઉપર થયાં જાય છે. પહાડી પ્રદેશમાં રહેતા મનુષ્યનું જીવન રણ કે કિનારા પર રહેતા માણસના કરતાં જુદું હોય છે અને તેથી તેનું માનસ પણ જુદા પ્રકારનુંજ ઘડાય છે. વિદ્યાર્થીની પરિસ્થિતિ એ તેના બુદ્ધિવિકાસમાં ઘણી અગત્યની બાબત છે. શાળાનું વાતાવરણ, શિક્ષકનો પ્રભાવ તથા વિદ્યાર્થીની સંગતિ અને શિક્ષણનાં સાહિત્યો વગેરે બાબતની અસર તેના ઉપર થાય છે અને તે પ્રમાણે તેનું માનસ બંધાય છે. શહેરની શાળાના વિદ્યાર્થીનું માનસ ગામડાના વિદ્યાર્થી કરતાં જુદું હોય છે. તેમજ હિંદની બહાર યુરોપ, અમેરિકાદિ દેશમાં અભ્યાસ કરતા આપણે ત્યાંના વિદ્યાર્થીના જ્ઞાન અને ચારિત્રમાં મોટો ફેરફાર થયેલો જોવામાં આવે છે.

**પરિસ્થિતિની અસર**

જીવજંતુ અને પ્રાણીના રંગ, તેના આકાર તથા તેના જુદા જુદા અવયવોની રચના તેની આસપાસના સંજોગોને લીધે અમુક જાતની થઈ છે. ઉત્તર મહાસાગરમાં જ્યાં બારે માસ બરફ જામેલો હોય છે, ત્યાં રીંછનો રંગ ધોળો હોય છે, પણ પૃથ્વીના બીજા ભાગમાં તે પ્રમાણે નથી. કેટલાક જંતુનો રંગ તેની પરિસ્થિતિને અનુકૂળ હોય

છે. ઝાડનાં પાંદડાંના ઉપરના કેટલાક જંતુનો રંગ લીલો હોય છે, કારણકે કુદરતે તેવો રંગ તેના રક્ષણાર્થે યોજેલો છે. ગરમ પ્રદેશના લોકોનો રંગ કાળો હોય છે, ત્યારે ઠંડા પ્રદેશના લોકોનો રંગ ઘઉંવર્ણો કે સફેદ હોય છે. તેવીજ રીતે જુદા જુદા અવયવોની રચના તેની પરિસ્થિતિને અનુસરી કુદરતે ઘડી છે. જિરાફની ડોક બહુ લાંબી છે, કારણકે તેને ઉંચા ઝાડનાં પાંદડાં ખાવાનાં હોય છે. માંસાહારી કરતાં શાકાહારી પ્રાણીનાં આંતરડાં નાનાં હોય છે. વળી તેમના દાંતની રચનામાં પણ ફેર હોય છે. આ પ્રમાણે ઘણી બાબતનો ખુલાસો આસપાસના સંજોગોથી થઈ શકે છે.

**શિક્ષણમાં પરિસ્થિતિ**

સારા શિક્ષકની તાલીમ લીધેલા વિદ્યાર્થીનું માનસ સાધારણ શિક્ષકના હાથ નીચે કેળવાયેલા વિદ્યાર્થી કરતાં કંઈ જુદાજ પ્રકારનું હોય છે. તેના વ્યક્તિત્વની છાપ તેના વર્ગનાં બાળકો ઉપર સ્પષ્ટ જણાઈ આવે છે. વારંવાર અમુક પ્રકારના જે સંસ્કાર મગજ ઉપર પડ્યા જાય છે તેને લીધે વ્યક્તિનું માનસ અમુક સ્વરૂપનું ઘડાય છે. જર્મનિ અને જાપાન જેવા દેશના લોકોની ભાવના ૩૦ વરસની કેળવણીથી તદ્દન જુદા પ્રકારની ઘડવામાં આવી હતી. જ્યારે બાળકના મનનું સ્વરૂપ અમુક ભાવનાથી ઉપજાવવામાં આવે છે, ત્યારે મોટપણે તે તેમાં ભાગ્યેજ કંઈ ફેર ઉપજાવી શકે છે. આ નિયમ મુજબ જુદા જુદા ધર્મના આચાર્યો તેમના અનુયાયીઓનું માનસ સતત સંસ્કારથી અમુક પ્રકારનું ઘડી કૃતાર્થ થાય છે. પછી તો તેની એવી જાતની પ્રકૃતિ બંધાય છે કે તેમાં દેશાટન કે જ્ઞાનની પણ અસર નહિ જેવી થાય છે; અને કેટલાક તો ધર્માંધ બની જાય છે. શિક્ષણની પ્રથા કુદરતના નિયમને અનુસરી યોજવામાં આવે છે. આપણા મન ઉપર બાહ્ય જગતની જુદી જુદી શક્તિના ધક્કા નિરંતર ઇન્દ્રિયોદ્વારા આપણા મન ઉપર થયાં જાય છે. જે સંસ્કાર વારંવાર અનુભવવામાં આવે છે, તે કાળક્રમે ટેવનું રૂપ ધારણ કરે છે અને તે પ્રમાણે વ્યક્તિનું માનસ કે ચારિત્ર ઘડાય છે. આવી રીતે નિહાળતાં

સ્પષ્ટ માલૂમ પડે છે કે પરિસ્થિતિ એ બાળકના મનની પ્રકૃતિ ઘડવામાં નાનુંસુનું બળ નથી. કેટલાક તો તેને સર્વોપરિ બળ માને છે, અને તેથી વિદ્યાર્થીની પરિસ્થિતિ સારી બનાવી શકાય તે માટે શાળાનું મકાન, શાળાનાં સાહિત્ય, શિક્ષક અને પુસ્તકની પસંદગી, તેના સોબતીઓ તથા કુદરતી દશ્યો, વગરેની ઘણી સંભાળ રાખવામાં આવે છે.

**નિર્ણય**

આ બંને પક્ષની દલીલો જોતાં એમ જણાઈ આવે છે કે બાળકની કુદરતી શક્તિ તેમજ તેની પરિસ્થિતિ બંને ઉંચા પ્રકારનાં હોય, તો તે સારી તાલીમ લઈ શકે છે અને કેળવણીની અસર તેના જીવનમાં સચોટ થયેલી માલૂમ પડે છે. જેમ દરેક પદાર્થમાં અમુક પ્રકારની શક્તિ હોય છે અને તેમાં મનસ્વી ફેરફાર આપણે કરી શકતા નથી, એટલે આપણા પ્રયત્નની અસર મર્યાદિત થાય છે; તેવી રીતે અમુક બાળકની કુદરતી શક્તિમાં શિક્ષકથી જો કે ગમે તેવો ધારેલો ફેરફાર થઈ શકતો નથી; તોપણ તેને સંસ્કારથી સુધારી તેના મનનું અમુક પ્રકારનું વલણ તે બાંધી શકે એમ છે તે તો ચોકખું જણાઈ આવે છે.

**બાળકનાં લક્ષણ**

શિક્ષકનો વિષય બાળક છે. તેને તેની શક્તિઓ કેળવવાની છે તેથી તેને બાળસ્વભાવનું જ્ઞાન હોવું જોઈએ. જેમ કોઈ એક કારીગર પોતાની વસ્તુના ગુણદોષ પારખીને તેમાંથી જોઈતો નમુનો ઉપજાવી શકે છે, તેમ શિક્ષકે બાળકના લક્ષણનું અવલોકન કરીને તેને આધારે તેની શક્તિનો સારો વિકાસ કરવો જોઈએ. શિક્ષણનો હેતુ તેને સારી તાલીમ આપી તેના ચારિત્રના વિકાસ કરવાનો છે. શિક્ષણમાં બાળકની ઈન્દ્રિયોનો ઉપયોગ કરવાથી તેને તેમાં રસ પડે છે. વળી તેનામાં જે જુદી જુદી જાતની પ્રેરણાઓ છે તેને આધારે અપાતું શિક્ષણ રસિક થાય છે. તેનામાં જે પ્રેરણા છે તેને લઈ તેને કુદરતી રીતે અમુક કામ કરવાનું મન થાય છે. અને તેથી તે ક્રિયા તેને

.હજનક લાગે છે. બાળશિક્ષણમાં સારો ફેરફાર કરવા માટે તો .કના કુદરતી વલણને યોગ્ય દિશામાં ફેરવી તેની સ્વાભાવિક ૧નો અમુક પ્રકારે ઉપયોગ કરવાનો છે. આ કારણને લીધે કે તેનાં જુદાં જુદાં લક્ષણો કે કુદરતી વલણ જાણવાની જરૂર છે.

**ચપળતા**

બાળકના શરીરમાંની વધારાની જે શક્તિ તેના અવયવો દ્વારા ર પ્રદર્શિત થાય છે તેને ચપળતા કહે છે. તેને લીધે તેનામાં ઉત્સાહ એટલે કામ કરવાની હોંસ જોવામાં આવે છે. નાના બાળકમાં આવી વૃત્તિ વિશેષ ામાં આવે છે. તંદુરસ્ત બાળકને કંઈને કંઈ કામ કરવાનું છે. તે તેના હાથ, પગ હલાવ્યા કરે છે. વળી તે આમ- દોડ છે અને નકામી બૂમો પાડે છે. ઘરમાં કે તેની ર વિશેષ ઉત્સાહને લીધે તે વસ્તુની ભાંગફોડ કરે છે. વખત ૨ તોફાન પણ કરે છે. તેના સ્નાયુ, ઇન્દ્રિયો અને જ્ઞાનતંતુ કામ ાને બહુ આતુર હોય છે, તેથી તે આખો દિવસ કંઈ ને કંઈ કરે જાય છે. તેની આવી ચપળતાનો ઉપયોગ શાળાના કામમાં કે ખાસ કરવો જોઈએ. નાનાં છોકરાંઓ ગમેતેમ લીટા કાઢી ભીંત કે ણું બગાડે છે, તો તેમને ચાકનો કકડો અને સ્લેટ આપી તેમાં ા જુદી આકૃતિઓ તેની પાસે કઢાવવી એ વધારે સારું છે. વળી નાનાં રાંઓ રેતીમાં અને ધૂળમાં જુદા જુદા આકારો કાઢે છે, તો તેમને ામાં કાગળના તથા માટીના આકાર, ચિત્રકામ વગેરે ક્રિયા કરવાના ગો આપવાથી તેમની ચપળતાનો યોગ્ય ઉપયોગ થાય છે. અને . તેની રચનાત્મક વૃત્તિ કેળવાય છે. તેને વારંવાર સવાલ પૂછવાથી . બોલવાની શકિતનો ઠીક ઉપયોગ થાય છે. ડાહ્યા શિક્ષક વર્ગમાં ાકોને કામમાં રોકી વ્યવસ્થા જાળવી શકે છે. તેમની પાસે જુદા ા પ્રકારનું કામ કરાવવાથી તેમને વાત કરવાનો કે કંઈ તોફાન ાનો અવકાશ મળતો નથી. કામ કરવાથી આગળ ઉપર તેમની ાના ઉદ્યોગનું સ્વરૂપ ધારણ કરે છે. હાલમાં ક્રિયા કે ઉદ્યોગ દ્વારા

શિક્ષણ આપવું એ કેળવણીનો અગત્યનો સિદ્ધાંત ગણાય છે. તેનાં બહુ વખાણ કરવામાં આવે છે અને નવી શાળામાં તેને યોગ્ય સ્થાન આપવામાં આવે છે. શિક્ષક ફક્ત મોઢેથી શીખવી જાય અને વિદ્યાર્થીઓ તે સાંભળ્યા કરે એ ખરૂં શિક્ષણ નથી, પણ તે સંસ્કાર કૃતિ દ્વારા પ્રકટ કરવાથી તેનું જ્ઞાન સચોટ અને દૃઢ થાય છે. બાળકને કામ કરવામાં કુદરતી રીતે બહુ રસ પડે છે. તેથી શાળામાં જુદી જુદી જાતની પ્રવૃત્તિઓ થાય છે.

બાળકમાં વધારે ઉત્સાહ હોવાને લીધે તેના શરીરમાં જેમ ચપળતા જોવામાં આવે છે તેમ તેનું મન પણ ચપળ હોય છે. તેને લીધે તે કોઈ પણ વસ્તુ હાથમાં આવે છે, તો તે તેના ઉપર આંગળી ફેરવે છે, ચુસે છે અને તેનાથી થતા અવાજ આશ્ચર્યથી સાંભળે છે. નવી વસ્તુઓ જોઈ બાળક અચંબો પામે છે. અને તેના તરફ તે તાકીને

**જિજ્ઞાસા**

જોઈ રહે છે. જ્યારે તે બોલી શકે છે ત્યારે તે સંબંધી તે પૃચ્છપરચ્છ કરે છે. આવી રીતે નવું નવું જાણવાની તેની વૃત્તિને **જિ**જ્ઞાસા કહે છે; તેથી નવા સંસ્કારો ગ્રહણ કરવાની તેની એક જાતની ભૂખ છે એમ કહી શકાય. જ્યારે બાળક નવીન અને અપરિચિત વસ્તુ જુએ છે, ત્યારે તેની કુતૂહલ વૃત્તિ જાગૃત થાય છે. શિક્ષકે તેની આવી વૃત્તિને ઉત્તેજન આપવું જોઈએ. જિજ્ઞાસાથી પ્રેરાઈને જે કંઈ તે પૂછે, તેનો તેણે સંતોષકારક જવાબ આપવો. કોઈ વખત તેના સવાલ વિચિત્ર હોય છે. ડાહ્યા શિક્ષકે તેના મનનું જેટલું બને તેટલું સમાધાન કરવું જોઈએ; પણ આપખુદી કરી તથા તેની મશ્કરી કરીને તેની પૃચ્છક બુદ્ધિને તેણે ધમકાવીને દબાવી દેવી જોઈએ નહિ. જિજ્ઞાસાએ એ નવીન જ્ઞાન મેળવવાનું મૂળ કારણ હોવાથી તેનું પોષણ તથા વર્ધન શિક્ષકે જ્ઞાનના વિકાસ માટે અવશ્ય કરવું જોઈએ.

કોઈ વ્યકિત એક જાતની અમુક ક્રિયા કે અવાજ કરે અને તે

ઉપરથી બીજા માણસો તેનું પુનરાવર્તન કરવાનું જે વલણ બતાવે છે તેને **નકલ** કહે છે. બાળક જન્મે છે ત્યારથી તે જે કંઈ શીખે છે, તે નકલની પ્રબળ પ્રેરણાને લીધેજ હોય છે. તેનું બોલવું, ફરવું, બેસવું, ખાવુંપીવું, પોષાક પહેરવો, તેની રીતભાત વગેરે અનેક પ્રવૃત્તિઓ કેવળ નકલનુંજ પરિણામ છે. બાળકના ચારિત્રનો આધાર તેની આસપાસના માણસો જેવાં કે માબાપ, શિક્ષક, મિત્રો વગેરે વ્યક્તિઓના ઉપર રહે છે. તેમના આચારવિચારની તથા રીતભાતની તેના મન પર ઝટ અને જબરી અસર થાય છે. તેમની ભાષા, વર્તન અને ટેવનું અવલોકન કરીને તે નકલ કરે છે. જો તેને અમુક કામ કરવાનો શોખ હોય છે તો તે પ્રમાણે બાળકો કરે છે; તેથી તેમના આગળ જેમ બને તેમ સારૂં વાતાવરણ ઉભું કરવું જોઈએ કે તેની શાંત રીતે તે નકલ કરે અને તેથી તેને સારી ટેવો પડે. શિક્ષકે બાળકને શુદ્ધ બોલવાની અને સુંદર લખાણ લખવાની ટેવ પાડવી. તે માટે તેની નકલ સારૂ તેણે તેનો સારો નમુનો તેના આગળ રજુ કરવો જોઈએ. શાળાનું ઘણુંખરૂં કામ નકલની પ્રેરણાનો ઉપયોગ કરવાથી થઈ શકે છે. માટે શિક્ષકે તેનું વર્તન અને કામ ઉંચા પ્રકારનું રાખવું જોઈએ. શિક્ષકના કામની સફળતાનો આધાર બાળકની નકલ કરવાની વૃત્તિ પર છે. અને તેને જે બાબતમાં આનંદ પડે છે તે કામ તે તરત કરવા પ્રેરાય છે. સાધારણ રીતે તે તેના વડીલ કે નેતાનું અનુકરણ કરવા આકર્ષાય છે.

નકલની પ્રેરણાની સાથે સૂચન મુજબ કામ કરવાની વૃત્તિ બાળકમાં વિશેષ પ્રબળ હોય છે. શિક્ષકની રીતભાત અને પ્રભાવને લઈને તેની સત્તા અને હુકમની અસર વિદ્યાર્થીઓ ઉપર ઝટ થાય છે. તેમાં શાંત સૂચનાની ક્રિયા છે. પ્રભાવશાલી શિક્ષકની બાળકના મન ઉપર અદ્ભુત અસર થાય છે. જે છોકરો આળસુ હોય કે આત્મવિશ્વાસના અભાવે અભ્યાસમાં પાછળ રહેતો હોય, તેને ઠોઠ કહેવાથી નુકસાન થાય છે; કારણકે

**નકલ**

**સૂચન**

તેથી તેની સુધરવાની વૃત્તિ થતી નથી. પણ ડાહ્યા શિક્ષકે એ શબ્દ વખાણના કહી તેને પ્રોત્સાહિત કરવાની જરૂર છે. તેણે કહેવું કે આ હિસાબ તો સહેલો છે અને તમારાથી થઈ શકે એમ છે. વળી તે કાંઈક કામ કરી લાવે, તો તેને શાબાશી આપી ઉત્તેજન આપવું એ ઉત્તમ માર્ગ છે. કોઈ દિવસ શિક્ષકે વિદ્યાર્થીને નિરાશ કરવો નહિ. હંમેશાં દીલસોજી અને ફ્નેહથી ઉત્તેજન મળે તેમ તેને કહેવું. તેણે કાંઈ ખોટું કામ કર્યું હોય તો, તેની તેવી વૃત્તિ હંમેશની છે એમ ધારી લેવું નહિ; પણ તે કામ કરવાની તેની વૃત્તિ નહોતી એમ કહી તેને સુધારાના રાહ પર લઈ જવો. જે શિક્ષક બાળકોને સારી ટેવ પાડવા ઇચ્છે તેણે પ્રથમ તો તેનું ચારિત્ર ઉંચા પ્રકારનું રાખવું જોઈએ. શિક્ષક શાળામાં મોડો આવે, ચોપડીઓ, નકશા, વગેરે ગમે તેમ મૂકે. ચોકખું બોલે નહિ; તેમજ સ્પષ્ટ અને સુંદર લખે નહિ, તો તેના ઉપદેશની અસર તેમના ઉપર કંઈ થતી નથી.

એક માણસનું અમુક કામ જોઈને વધારે સારૂં કરવાની જે વૃત્તિ થાય તેને હરિફાઈ કહે છે. દુનિયામાં હરિફાઈને લીધે વિદ્યા અને કળામાં પ્રગતિ થાય છે. વળી તેને લઈને કામમાં સુધારો થાય છે. જો હરિફાઈ હોય નહિ, તો ઘણા માણસો જ્ઞાન મેળવવાની ખાતર વિદ્યા પ્રાપ્ત કરે નહિ. એક વિદ્યાર્થીનું લખાણ કે વાચન સારૂં હોય, તો બીજા વિદ્યાર્થીઓ હરિફાઈને લીધે તેવું સારૂં કામ કરવાને પ્રેરાય છે. સારો શિક્ષક અમુક વિદ્યાર્થીના સારા કામની વર્ગમાં પ્રશંસા કરે છે અને તે પ્રમાણે બીજાઓને સારૂં કામ કરવાનું સૂચન કરે છે. હરિફાઈને લીધે બીજાના જેવું ઉત્તમ કામ કરવાનું કુદરતી રીતે બાળકને મન થાય છે, તેથી તેનામાં ઉદ્યોગ અને ખંતના ગુણ આવે છે. વળી તેથી તેના મનને આવેગ મળે છે. બીજાના કરતાં ચઢિઆતું કામ કરવાની લાગણી ઉત્પન્ન થવાથી વિદ્યાર્થી કાળજીપૂર્વક કામ કરે છે. આળસ અને પ્રમાદ છોડી દઈ તે ચપળતાથી પોતાનું કામ કરે

**હરિફાઈ**

ત્યારે અતિશય હરિફાઈ થાય છે, ત્યારે અદેખાઈ અને દ્વેષ
થાય છે; અને તેને લીધે પ્રતિસ્પર્ધીને હલકો પાડવાની નીચ
ઓ રચવામાં આવે છે. શિક્ષક બાળકની આ પ્રેરણાનો ઉપયોગ
એટલે વર્ગમાં નંબર આપી, પરીક્ષા રાખી, વિદ્યાર્થીને માર્ક, કે
આપી અને કેટલાક હકની મદદથી હરિફાઈ ઉત્પન્ન કરી
સારું પરિણામ લાવી શકે એમ છે.

નાનું બાળક તેના જીવનનો મોટો ભાગ રમતમાં ગાળે છે;
કે રમત એ તેની પ્રેરણા છે. બાળકને રમત બહુ ગમે છે.

**રમત**

તેનામાં જે શારીરિક કે માનસિક ચપળતા
હોય છે, તેનો વ્યય જુદી જુદી રમતો રમ-
થાય છે. રમત દ્વારા આડકતરી રીતે તે ઘણું શીખે છે. જે
ાં રમતનો અંશ હોતો નથી તે તેને વેઠ રૂપ લાગે છે; તેથી
ને ભણવામાં રસ પડે, માટે રમત દ્વારા ઘણી બાબતો શીખવવી
એ. **ફ્રબલે** બાળકની રમતનું રહસ્ય સમજીને કિન્ડર્ગાર્ટન પદ્ધતિ
છે. વળી હાલની મોન્ટેસોરી શિક્ષણની યોજના બાળકને સ્વતઃ
કરવાની છૂટ આપે છે. બાળમંદિરમાં બાળક સાધનો દ્વારા જે
ક્રેયા કરે છે, તે રમત રૂપ લાગવાથી તે ઘણા ઉમંગથી ધ્યાન-
કરે છે. સંખ્યા તથા શબ્દશિક્ષણ વગેરે ઘણી બાબતો રમત દ્વારા
રીતે શીખવી શકાય છે. વાર્તા, ઇતિહાસ, વાચન વગેરે
ામાં કરવામાં આવતો નાટયપ્રયોગ એ એક જાતની રમત છે.
લીધે તેની ભાષાશક્તિનો વિકાસ થાય છે અને તેનામાં ઇતિહાસનો
ઉત્પન્ન થાય છે.

કુદરતી રીતે બાળક તેના ગોઠીઆને ચાહે છે. શિક્ષકની સહા
જોઈને તે તેના તરફ આકર્ષાય છે. જે શિક્ષક દીલસોજીવાળો

**પ્રેમ**

અને માયાળુ હોય, તો બાળકના પ્રેમની
લાગણી અવશ્ય તેના તરફ ખેંચાય છે. બાળક
ને ચાહે છે, તેથી તેને ખુશ કરવાની ખાતર તે શાળાનું ઘણું

કામ કરે છે. શિક્ષક અને શિષ્ય વચ્ચે કડવાશની લાગણી ઉભી થાય નહિ, તે માટે સારી કાળજી રાખવી. ન્યાયની ખાતર તેને શિક્ષા કરવાની જરૂર પડે, તો તે દૃઢતાપૂર્વક કરવી: પણ તેમાં દ્વેષની લાગણી હોવી જોઈએ નહિ. શિક્ષક અને શિષ્યના સારા સંબંધને લીધે તેના ચારિત્રની તેના ઉપર ઉંડી અસર થાય છે.

**વખાણ**

દરેક મનુષ્યને પોતાનાં વખાણ ગમે છે: કારણ કે તેનાથી જાણે તેના હુંપદપણાનો વિસ્તાર થતો હોય તેમ લાગે છે. આપણું શરીર, કપડાં, મકાન વગેરે બાબતો આપણા અંગરૂપ હોવાથી જ્યારે તેમની પ્રશંસા થાય છે, ત્યારે આપણને આનંદ થાય છે. બાળકને પણ તેનું સ્વમાન વહાલું હોય છે, તેથી જ્યારે તેનાં માબાપ, શિક્ષક તથા ગોઠીઆઓ તેની સ્તુતિ કરે છે, ત્યારે તે બહુ ખુશ થાય છે. બાળક શાળામાં સારૂં વાંચે કે સુંદર લખાણ લખે, ત્યારે તેનાં વખાણ કરવામાં આવે: તો તે ફુલાય છે અને તેને ઘણો આનંદ થાય છે. શિક્ષકે બાળકનાં બહુ વખાણ કરવાં નહિ, તેમજ વારે વારે ‘શાબાશ’, ‘શાબાશ’, કહેવાની જરૂર નથી. ખાસ પ્રસંગેજ વખાણ કરવાથી તેની જોઈતી અસર થાય છે. શિક્ષકના વખાણથી બાળક ખુશ રહે છે, અને તેથી તે સારૂં કામ કરે છે. બાળકને કુદરતી રીતે શિક્ષક, વિદ્યાર્થીઓ અને માબાપની મરજી મુજબ કામ કરવાનું મન થાય છે અને તેથી તેમને ખુશ કરવાને તે તેમના કહ્યા મુજબ કામ કરે છે. વિદ્યાર્થી સંધબળ પ્રમાણે ચાલે છે, તેનું કારણ પોતાના જાતિભાઈને ખુશ રાખી સારો અભિપ્રાય મેળવવો તે છે.

**ગર્વ**

વખાણની સાથે ગર્વની લાગણી બાળકમાં જોવામાં આવે છે. સારૂં કામ કરવાથી જ્યારે તેને શાબાશી આપીએ છીએ ત્યારે તે ફુલાય છે, અને ફરીથી તેવું સારૂં કામ કરવાનું તેને મન થાય છે. સારા કામ માટેની આવી ગર્વની લાગણી વખાણવા જેવી છે. તેને લીધે તે ઘણાં સારાં કામ

કરવા પ્રેરાય છે. ખોટો ગર્વ કે દંભ શિક્ષકે દાબી દેવો જોઈએ, પણ બાળકની ગર્વની લાગણીનો વિવેકસર ઉપયોગ કરી તેની પાસે ઘણું સારૂં કામ કરાવી શકાય એમ છે તે તેણે જાણવું.

---

# પ્રકરણ ૯—થાક અને તે ઉતારવાના ઉપાય

---

## કંટાળો એ શિક્ષણનો મહાન દોષ છે.

બાળમનોવિકાસના નિયમના જ્ઞાનથી શિક્ષણ વધારે શાસ્ત્રીય થવાથી તે સારી રીતે ફળદાયી થાય છે. તેવી એક બાબત થાકને લગતી છે. શિક્ષકને તેના ધંધામાં આ બાબતનું જ્ઞાન ઘણું ઉપયોગી છે. જ્યારે બાળક શરીર કે મનને લગતું વિશેષ કામ કરે છે. ત્યારે તે થાકી જાય છે અને જેમ જેમ થાક વધતો જાય છે. તેમ તેમ શક્તિ ઓછી થતી જાય છે. પાંચ કે છ વરસનું બાળક એકાદ કલાકના કામ પછી થાકી જાય છે, પણ બાર કે તેર વરસના છોકરાને એએક કલાકના કામ પછી થાક લાગે છે. જેમ બાળક નાનું તેમ તેને વધારે થાક લાગે છે, માટે શિક્ષકે થાકનાં કારણો તથા તેને મટાડવાના ઉપાય જાણવા જોઈએ. બાળક જ્યારે થાકી જાય છે,

**થાકના જ્ઞાનની જરૂર**

ત્યારે તે ધ્યાન આપતું નથી. ધ્યાન વડે જ શિક્ષક તેના શિક્ષણની સારી છાપ પાડી શકે છે; તેથી થાકને લીધે વિદ્યાર્થી બેલક્ષ રહે તો તેની મહેનત નકામી જાય છે અને છોકરાને તેવી ટેવ પડે છે. થાક શાથી લાગે છે. તેનાં કયાં કયાં ચિહ્નો છે તથા તે દૂર કરવાના શા ઉપાય છે—આ સંબંધી શિક્ષકમાં અજ્ઞાન હોવાથી બાળકને ઘણું નુકસાન થાય છે. હાલમાં તેની શક્તિનો જે દુર્વ્યય થાય છે. તે બચાવવા માટે થાક સંબંધી દરેક શિક્ષકે થોડુંઘણું તો જાણવાની જરૂર છે. શિક્ષકને તેના વિષયનું સારૂં જ્ઞાન તેમજ તે શીખવવાની ઉત્તમ પદ્ધતિની માહિતી જોઈએ. તેની સાથે વિદ્યાર્થીને કેટલું શીખવવું અને તેને કંટાળો આવે

ત્યારે પાઠ ચલાવવો નહિ તેની સમજણ હોવી જોઈએ, કારણકે જ્યારે વિદ્યાર્થીને થાક લાગે છે, ત્યારે તેને ભણવાનું ગમતું નથી. તે વખતે શિક્ષક શીખવે છે, તો પરાણે ભણવાથી તેની માનસિક શક્તિને હાનિ થાય છે. શિક્ષકે વિદ્યાર્થીની શક્તિનો વિચાર કરી શિક્ષણનો ક્રમ રાખવો જોઇએ.

**થાક શાથી લાગે છે**

સૃષ્ટિમાં જુદી જુદી વસ્તુઓ એક બીજા ઉપર અસર ઉપજાવે છે. જડ વસ્તુઓ પર ક્રિયા થવાથી તે બદલાઈ જાય છે, પણ ચેતન વસ્તુ કુદરતની ક્રિયા સામે પ્રતિક્રિયા કરી તેનું જીવન ટકાવે છે. જ્યારે સજીવ વસ્તુની કુદરત સામે પ્રત્યાઘાત કરવાની શક્તિ નિર્બળ થઈ જાય છે. ત્યારે તેનો ધીમે ધીમે નાશ થાય છે. આપણા શરીર તથા મન ઉપર આવી ક્રિયા હંમેશાં થયાં જાય છે; તેથી આપણને થાક લાગે છે. પણ આરામ લીધા પછી આપણે ફરીથી કામ કરવા શક્તિમાન થઈએ છીએ. આંખના પલકારામાં કે હાથપગ હલાવવામાં કે ભાર ઉચકવામાં તથા ગણિતના પ્રશ્નનો નિર્ણય કરવામાં થોડી તથા વધારે શક્તિનો વ્યય થાય છે એ સ્પષ્ટ જ છે. થાકને લીધે શરીરમાં કેવા ફેરફાર થાય છે તે હવે જોઈએ.

દરેક સજીવ પ્રાણીનું શરીર જીવકોષનો સમૂહ છે. જુદા જુદા અવયવ તેવા સજીવ કોષોના બનેલા છે. તેમાં ફટાકડાની માફક શક્તિ ભરેલી છે. ફટાકો ફૂટયા પછી જેમ તેનું ખોખું બાકી રહે છે, તેમ કામ કર્યા પછી જીવકોષમાંની શક્તિ વપરાઈ જવાથી તેનાં ખોખાં શરીરમાં રહે છે. આ નિર્જીવ ખોખાં શરીરમાં ચાલતી જીવન ક્રિયાને લીધે બહાર કાઢી નાખવામાં આવે છે. જીવકોષનો કામને લીધે નાશ થાય છે, અને તેને લીધે શરીર અને મનને જે ઘસારો લાગે છે, તેને પહોંચી વળવા નવા જીવકોષો લોહીમાંથી ઉત્પન્ન થાય છે. આ પ્રમાણે જીવકોષોનો નાશ અને તેમનું પુનર્જીવન જેવી ક્રિયા રાતદિવસ આપણા શરીરમાં ચાલ્યાં કરે છે. આપણા શરીરમાં

અગણિત જીવકોષ છે. મગજમાં કરોડો કરતાં પણ વધારે તંતુકોષની સંખ્યા છે. જ્યારે શરીર કે મગજની કોઈ ક્રિયા થાય છે, ત્યારે તેમનો નાશ થાય છે અને શરીરમાંની લોહીની ફરતી ગતિ તેમને બહાર કાઢી નાખે છે. તેમની જગાએ જે જીવકોષ ઉત્પન્ન થાય છે તેથી આપણને થાક લાગતો નથી; પણ જ્યારે જીવકોષનાં જે જીર્ણ ખોખાં શરીરમાં પડ્યાં રહે છે, ત્યારે તેમને લીધે લોહીમાં વિજાતીય દ્રવ્યને લઈને એક જાતનું ઝેર ઉત્પન્ન થાય છે અને તેને લીધે આપણને થાક લાગે છે. આપણે જાણીએ છીએ કે જીવન એ પ્રાણીમાત્રમાં સતત પ્રવર્તી રહેલી એક જાતની ક્રિયાજ છે અને તે બે પ્રકારની છે. એક ક્રિયારૂપ અને બીજી વિશ્રાંતિરૂપ. વિશ્રાંતિ પણ એક જાતની ક્રિયા છે. કારણકે થાકને લીધે જે શક્તિનો વ્યય થઈ જાય છે તેની પોષણ કરવાની તે બીજી જાતની ક્રિયા છે. આ બે ક્રિયાઓ વચ્ચેની સંધિ એટલે વિરામની સ્થિતિ તેને આપણે થાક કહીએ છીએ.

આવી રીતે શરીર કે મનની ક્રિયાથી જીવનશક્તિનો વ્યય થાય છે અને તેથી તેને લીધે કામ કરવાનો જે કંટાળો આવે છે તે **થાક** કહેવાય છે. થાક બે પ્રકારના છેઃ એક શરીરની શક્તિનો થાક અને બીજો મનનો થાક છે; પણ આ બંને એકજ તરેહનો થાક છે એમ પ્રયોગદ્વારા સિદ્ધ કર્યું છે. જીવકોષનો નાશ અને તેથી ઝેરી પદાર્થનું લોહીમાં ભેગાં થવું એ થાકનું કારણ છે. જેવી રીતે શરીરનાં જીવકોષ મહેનત કરવાથી નાશ પામે છે, તેવી રીતે મગજના કામથી તંતુકોષનો પણ નાશ થાય છે. કારણકે પ્રાણવાયુને લીધે જે દહનક્રિયા શરીરમાં હંમેશાં થાય છે, તેને લીધે જીવકોષ ખપી જાય છે; પણ મગજના તંતુકોષ ઉપર ઝેરી પદાર્થની વહેલી અસર થાય છે. એક વિજ્ઞાનશાસ્ત્રીએ એક થાકેલા કુતરાના શરીરમાંથી રસી કાઢી બીજા નાના કુતરાના શરીરમાં એ રસી નાંખી, એટલે તેને કામ કર્યા વિના થાક લાગ્યો હોય એમ સુસ્ત થઈ ગયો. શાળામાં બાળકોને જે કામ કરવાનું છે તેથી તેને થાક લાગે છે. જે અવયવનો

આપણે ઉપયોગ કરીએ છીએ ત્યાં લોહી વિશેષ વહે છે. બાળક શાળામાં મગજનું કામ કરે છે, તેથી તે જે કંઈ માનસિક ક્રિયા કરે છે તેને લીધે મગજમાં પડેલા તંતુમાર્ગમાં લોહી વહે છે. તેના તંતુકોષનો વ્યય થવાથી તેને જે થાક લાગે છે, તેથી તેમાં લોહી ધીમે ધીમે વહે છે. તેને લીધે બાળક ચપળતાથી કામ કરી શકતું નથી. થાકેલું મગજ હોય ત્યારે બાળક હિસાબમાં કે શ્રુતલેખનમાં ભૂલો કરે છે; કારણકે તેને લીધે તેનાથી જોઈતું ધ્યાન આપી શકાતું નથી. મગજમાં લોહીની ગતિ મંદ થવાથી જે કંઈ કહેવામાં આવે છે, તેનો બાળક તરત અર્થ ગ્રહણ કરી શકતું નથી. થાકી ગયેલા બાળક પાસે વધારે કામ કરાવવાથી તેને વિશેષ થાક લાગે છે. એટલે તેની કુદરતે જે શક્તિ બચાવી અનામત રાખી મૂકી હોય છે તે ઉપર દબાણ થાય છે. તેને લીધે તેની તંતુરચના અવ્યવસ્થિત થઈ જાય છે. મગજ નિર્બળ થઈ જવાથી બુદ્ધિ પણ ક્ષીણ થાય છે, અને તેથી લાંબા વખતનો આરામ તેને લેવો પડે છે. આ કારણને લીધે શિક્ષકે બાળકની પાસે ઘણું કામ એકી વખતે કરાવવું નહિ. જ્યારે મગજ ઉપર વધારે બોજો પડે છે, ત્યારે શરીરના બીજા અવયવોને જોઈતું પોષણ નહિ મળવાથી તેઓ શક્તિહીન થઈ જાય છે. જો બાળકને બહુ થાક લાગે છે. તો તેને લાંબી મુદત સુધી આરામ લેવો પડે છે. જો તેનું મગજ તદ્દન થાકી ગયું હોય છે, તો ઘણી વખત તેને કાયમની પણ હાનિ થાય છે. શરીરની તેમજ મનની ક્રિયાને લીધે પ્રાણવાયુ ઓછો થાય છે અને તેથી શરીરની અને મગજની શક્તિ ઓછી થઈ જાય છે. વળી શરીરમાં કામ કરતી વખતે જે રસાયનિક ક્રિયા થાય છે, તેને લીધે લોહીના ભ્રમણમાં ઝેરી અને નકામા પદાર્થ ભળી જવાથી શારીરિક ક્રિયા મંદ થાય છે. આ થાકનાં બે મુખ્ય કારણો છે.

બાળક જ્યારે ધ્યાન આપે છે ત્યારે તેના મગજમાં લોહીનો વિશેષ વ્યય થાય છે. તેને લીધે તે થાકી જાય છે, એટલે પહેલાંના

**થાકનાં ચિહ્નો** જેવું તે ભૂલ વગરનું તેટલા પ્રમાણમાં કામ કરી શકતું નથી. તેના ચિત્તનું આમતેમ ભટકવું એ થાકનું ચિહ્ન છે. તેને ધ્યાન આપવા માટે ખાસ પ્રયત્ન કરવો પડે તથા તેને થતો સતપતાટ એ થાકનાં ચિહ્નો છે. ચિત્તની વ્યગ્ર સ્થિતિ એ મનનો થાક બતાવે છે. શરીરનો સતપતાટ અને બેચેનવાળી ક્રિયા એ સ્નાયુની થાકેલી સ્થિતિ જણાવે છે. ચહેરા ઉપર જણાતી કંટાળાની લાગણી, કપાળ ઉપર આડી કરચલી, ઢળી પડતું શરીર, ફિક્કા ગાલ, આંખના નિસ્તેજ અને સ્તબ્ધ દેખાવ, બગાસાં, કેટલીક વખત આંખોનું ઉંડું જવું, ડોળા વધારે મોટા થવા, એ પણ થાકનાં બીજાં ચિહ્નો છે. એકંદર તેનો ચહેરો મંદ માલમ પડે છે. અચાનક હીલચાલ, ચાળા, ભવાં ચઢાવવાં, હોઠને જીભથી દબાવવા એ પણ થાકનાં ચિહ્નો છે. થાકને લીધે શરીરની હીલચાલ પણ કઢંગી થાય છે. ચામડી ગરમ કે સુકી હોય છે. અને નાડી ધીમી તથા જલદીથી ચાલે છે. થાકેલા બાળકનું માથું આગળ પડતું હોય છે અને તેના ખભા સીધા રહેતા નથી. મગજ ઉપરના કાબુના અભાવે તેના શરીરની ક્રિયા અવ્યવસ્થિત અને કઢંગી થાય છે. આંગળી, ચહેરો, આંખ અથવા પોપચાંનું એકદમ તણાવું. લખતી વખતે હાથનું ધ્રુજવું, ખોટા ઉચ્ચાર, વાંચતી કે વાત કરતી વખતે ખોટા શબ્દોનો ઉપયોગ, માથું દુઃખવું તે, ઠંડા પગ, ઉજાગરો. સ્વપ્ન આવવાં તથા રાત્રે ઊંઘમાં બબડવું. ચાડીઓ અને રિસાળ સ્વભાવ–આ બધાં થાકનાં ચિહ્નો છે. વળી થાકને લીધે થોડા અવાજથી મગજનું ઉશ્કેરાઈ જવું અને તેથી તેના મન ઉપર થતી ભારે અસર, શબ્દના અર્થમાં થતી ભૂલ. અસ્પષ્ટ જોવાની શક્તિ, અમુક રંગ નહિ પારખવાની શક્તિ, એક વસ્તુનાં બેવડાં જણાતાં ચિત્ર, તરત વાંચેલાં કે સાંભળેલાં તથા સાધારણ વસ્તુનાં નામ તથા તેને લગતી હકીકત ભૂલી જવી તે, તેમજ ધારેલી બાબત કહેવા જતાં ભૂલી જવું તે તથા વિચાર કે તર્ક કરવાની શક્તિનો લોપ–

આ પણ થાકનાં ચિહ્નો છે. આવા ચિહ્નો જોઈ શિક્ષકે જાણવું કે હવે વધારે તેમને શીખવી શકાય એમ નથી, એટલે તેણે ભણાવવાનું બંધ કરવું જોઈએ.

**થાકની અસર**

(૧) થાકને લીધે સ્નાયુબળ કમી થાય છે, (૨) ઈન્દ્રિયવ્યાપાર મંદ પડે છે, (૩) ધ્યાન ભટકતું હોવાથી મનોવ્યાપાર ચપળતાથી તેમજ ચોક્કસપણે થતો નથી, (૪) તેમજ બાહ્ય ઉત્તેજકના પ્રત્યુત્તર માટે મગજને વધારે વખત લાગે છે. લખવામાં, હિસાબ ગણવામાં તથા શ્રુતલેખનમાં જે ભૂલો થાય છે તે ઉપરથી થાકનું પ્રમાણ જણાઈ આવે છે. તેમજ યાદશકિત પણ થાકથી કમી થઈ જાય છે. દા. બાળકને પાટીઆ ઉપર લખેલા બાર શબ્દ પ્રથમ વાંચવા કહી પાટીઉ ફેરવીને પછી તેને તે લખી લાવવા કહેવું. એ ઉપરથી તેની યાદશકિતની કસોટી થાય છે. આ ચાર પરિણામ થાકને લીધે ઉપજે છે એવું વિદ્વાનોએ પ્રયોગદ્વારા શોધી કાઢ્યું છે. જે સ્નાયુનો થાક છે તે એકંદર જોતાં મગજનો થાક છે. તેથી શાળામાં જ્યારે બાળકને થાક લાગે છે; ત્યારે ડ્રિલ કે કસરતથી તેને આરામ મળતો નથી. વળી તેથી તેને વધારે થાક લાગે છે; કારણકે તેને તે દરમિઆન ઘણું ધ્યાન આપવું પડે છે. જ્યારે બાળકને વધારે થાક લાગે છે, ત્યારે તેની કામ કરવાની શકિત ઘણી કમી થઈ જાય છે અને તેથી તેને વધારે આરામની જરૂર પડે છે. શાળામાં બાળકોના પાઠ ટુંકા હોવા જોઈએ. આપણે ત્યાં બેકે ત્રણ કલાક કામ કર્યા પછી જે રજા આપવામાં આવે છે, તેને બદલે બબ્બે પિરિઅડને અંતે દશ દશ મિનિટ રજા આપવામાં આવે, અને તે વખતે બાળકો હરે ફરે, અને કૂદે તે બહુ ઈચ્છવા જોગ છે. તેને લીધે લોહી ઝડપથી વહે છે અને લોહીમાં ભળેલા નકામા વિજાતીય પદાર્થો બહાર નીકળી જાય છે. વિદેશીય ભાષા અને ગણિતના અભ્યાસમાં વધારેમાં વધારે થાક લાગે છે, એવું પ્રયોગથી સાબીત કરવામાં આવ્યું છે; પણ સંગીત, ચિત્રકળા, કે હસ્તકામમાં થાક ઓછો લાગે છે.

બાળકને જે પ્રમાણમાં થાક લાગે છે તે પ્રમાણમાં વિષયનો ક્રમ નીચે મુજબ છે:—

શારીરિક કસરત, ગણિત, વિદેશીય ભાષા, ધર્મનો અભ્યાસ, માતૃભાષા, વિજ્ઞાન, ભૂગોળ, ઇતિહાસ, સંગીત અને ચિત્રકામ છે.

હવે થાક ઉતારવાના કયા કયા ઉપાય લેવા જરૂરના છે તે જોઈએ. થાકના ચિન્હો જાણ્યા પછી તે ઉતારવાના ઉપાયનું જ્ઞાન વધારે ઉપયોગી થઈ પડે છે. થાક શાથી લાગે છે તે અગાઉ આપણે

**થાક ઉતારવાના ઉપાય**

જોઈ ગયા છીએ. શરીરમાં સ્નાયુઓના અને જ્ઞાનતંતુઓના શ્રમને લીધે ઉત્પન્ન થયેલાં જીર્ણકોષને લીધે આપણને થાક લાગે છે. આ જીર્ણકોષો શરીર અને મનના સાજા તંદુરસ્ત ભાગ પર અસર કરે છે, ત્યારે આપણને થાક લાગ્યો એમ કહેવામાં આવે છે. આવી રીતે શારીરિક બળનો ક્ષય એ થાકનું કારણ છે. કામના ઘસારાને લીધે જીવકોષનો નાશ થાય છે. જ્યારે તેને બદલે નવાં જીવકોષ તૈયાર થઈ શકતાં નથી અને તેમાં રહેલાં જીર્ણ ભાગો ઝેર પેદા કરે છે, ત્યારે બાળકને થાક લાગે છે. તંદુરસ્ત બાળક કામથી વહેલું થાકી જતું નથી, કારણકે તે નવીન જીવકોષ તરત ઉત્પન્ન કરે છે અને લોહીમાં ભળેલા જીર્ણકોષ, એટલે ઝેરી પદાર્થને તેની વેગયુક્ત ગતિથી નિર્મૂળ કરી બહાર કાઢી નાખે છે, તેથી ફરીથી પૂર્વની તાજી અવસ્થા શરીર પ્રાપ્ત કરે છે. આને આપણે થાક ઉતર્યો એમ કહીએ છીએ. આ કારણને લીધે બાળકનું શરીર તંદુરસ્ત રહે તેની સારી કાળજી રાખવી જોઈએ. શરીરમાં ઝડપથી અને વધારે લોહી ફરી વળે છે, તો બાળકને થાકની અસર ઓછી લાગે છે; કારણકે મગજની શક્તિનો આધાર શરીરમાંથી મળતા લોહી ઉપર છે. ખુલ્લી હવા, સારું અજવાળું, કસરત, પુરતી ઊંઘ, સાદો તેમજ પૌષ્ટિક ખોરાક તથા આરામ એ શરીરની તંદુરસ્તીનાં અગત્યનાં કારણો છે. જ્યારે શાળામાં છોકરાંની સંખ્યા વિશેષ હોય

છે અને વર્ગમાં પુરતું હવા અજવાળું હોતું નથી, ત્યારે તેઓ જલદી થાકી જાય છે. આ કારણને લીધે શિક્ષકે જેમ બને તેમ ખુલ્લી જગ્યામાં વર્ગ બેસાડવાની તજવીજ કરવી. અડાળી તેમજ ઝાડ નીચે ખુલ્લા મેદાનમાં વર્ગ લેવાથી વધારે કામ થઈ શકે છે. ખુલ્લી હવામાં બેસી ભણતાં બાળકોને થાક મોડો ને થોડો લાગે છે, તેથી શાળાના ઓરડા મોટા અને સારાં બારી બારણાંવાળા હોવાં જોઈએ. ખુલ્લી હવામાં બેસી ભણતા બાળકને પ્રાણવાયુનું પ્રમાણ વધારે મળે છે અને તેથી લોહી સ્વચ્છ થાય છે. નાનાં છોકરાંને એકની એકજ સ્થિતિમાં લાંબા વખત સુધી રાખવાથી તેઓ જલદી થાકી જાય છે. તેમને થોડા થોડા વખતે બહાર ચોગાનમાં ફેરવવા જોઈએ અથવા દોડાવવા કે કુદાવવા જોઈએ. વળી વચમાં ડ્રિલ કરાવવાથી તેઓ તાજા બની સારૂં કામ કરી શકે છે. કેટલીક વખત જે છોકરાં ભુખે પેટ શાળામાં આવે છે તેમને વધારે થાક લાગે છે. વળી તેમને પુરતી ઊંઘ મળે એ બહુ જરૂરનું છે. જો પુરતો આરામ મળતો નથી તથા તેને મગજનું વધારે કામ કરવાનું હોય છે, તો મોટી ઉંમરે તેની ખરાબ અસર જણાઈ આવે છે. હોશિયાર છોકરાઓ બહુ ભણવાના મગજ ઉપરના ભારે બોજાને લીધે મંદ અને કોઠ થઈ જાય છે. પોતાનો છોકરો પરીક્ષામાં ઉંચે નંબરે પાસ થઈ ઝપાટાબંધ અભ્યાસમાં આગળ વધે એવી કાળજી માબાપો રાખે છે. તેથી તેના ઉપર વિશેષ બોજો પડે છે. તેને વળી પુરૂં રમવા પણ દેતા નથી. ઘેર શિક્ષક રાખી જેટલો બને તેટલો વધારે અભ્યાસ કરાવવાથી તેમની બુદ્ધિ નિર્બળ થઈ કુંઠિત બને છે. બાળકની પાસે તેના ગજા ઉપરાંત કામ કરાવવામાં આવે છે, ત્યારે તે બરાબર ધ્યાન આપતું નથી. કોઈ પણ કામ વચ્ચે થોડો આરામ લીધા વગર બહુ લાંબો વખત કરવું જોઈએ નહિ. સખત મહેનત કર્યા પછી થોડો આરામ લેવાથી પાછું કામ સારૂં થઈ શકે છે, પણ કોઈ કામની વચમાં આરામ મળ્યા છતાં મગજ તાજુ થાય નહિ એવી રીતે લાંબો વખત કામ

કરવું નહિ. વિદ્યાર્થી રજાના વખતમાં ખૂબ ઉત્સાહથી રમે તેવી દેખરેખ શિક્ષકે રાખવી કે જેથી તેને જોઈતો આરામ મળે. દરેક શાળાના વખતપત્રકમાં રમતગમતનો અમુક વખત નક્કી કરેલો હોવો જોઈએ. થાક ઉતારવાને માટે નીચે જણાવેલી બાબતો ઉપર ધ્યાન આપવાની જરૂર છેઃ—

(૧) મગજ અને સ્નાયુઓ એક બીજા સાથે ગાઢ સંબંધ ધરાવે છે. જ્ઞાનતંતુની ક્રિયાનો આધાર અમુક સ્નાયુઓની હીલચાલ ઉપર છે. વળી દરેક સ્નાયુસમૂહનું કેન્દ્રસ્થાન મગજમાં રહેલું છે; તેથી લોહીની ભ્રમણની ક્રિયા વધારે ઝડપથી થાય તે માટે શરીરના સ્નાયુની કસરત કરવાની જરૂર છે, એટલે વધારે લોહી મગજમાં વહેવાથી જ્ઞાનતંતુ તાજા થાય છે અને તેમાં નવું બળ આવે છે. જ્ઞાનતંતુને આરામ આપવાથી લોહીમાં ભળેલો ઝેરી પદાર્થ કુદરતી રીતે બહાર નીકળી જાય છે, અને તેની સાથે ઉત્પન્ન થયેલા બીજા જીવકોષો ખપી ગયેલા જીવકોષની જગ્યા લે છે. આથી આરામ એ શરીર અને મગજને ચેતન આપનાર વસ્તુ છે.

(૨) નાનાં બાળકોની ધ્યાન શક્તિ ઓછી હોય છે, તેથી તેઓ કામથી જલદી થાકી જાય છે, એટલે તેમના પાઠ ટુંકા જોઇએ અને તેમને બે પિરિઅડને અંતે દશ મિનિટનો આરામ મળવો જોઈએ. તેમની શારીરિક અને માનસિક શક્તિ નાજુક હોવાથી તે થોડું કામ કરે છે કે તે થાકી જાય છે. બાળક તેની ઉંમરના પ્રમાણમાં થોડી મિનિટ બરાબર ધ્યાન આપી શકે છે, પણ મોટી ઉંમરના વિદ્યાર્થીઓ માટે ૪૫ મિનિટના પિરિઅડ હોવા જોઈએ. વળી તેમને રસ પડે એવું શિક્ષણ હોય તો, તેમને થાક ઓછો લાગે છે.

(૩) પાઠ ટુંકા હોય તેની સાથે વખતપત્રકમાં અઘરા પાઠ પછી સહેલા મૂકવા જોઈએ. એકજ તરેહનું કામ લાંબા વખત સુધી કરવાનું જારી રાખવાથી બાળકને થાક લાગે છે. ગણિત સાથે વ્યાકરણ રાખવું જોઈએ નહિ; પણ ગણિત પછી શ્રુતલેખન આવવું જોઈએ. તેમજ કૉપિ પછી વાર્તા સાંભળવાનું હોય તો તેથી બાળકને એક રીતે આરામ મળે છે. આવી રીતે આંખ, હાથ, કાન

વગેરેનો વારાફરતી ઉપયોગ થાય તેવી વિષયોની ગોઠવણી કરવી જોઈએ. તેને લીધે બાળક વધારે યાદ રાખી શકે છે. વળી આથી તેના મગજનાં જુદાં જુદાં તંતુચક્ર કામ કરે છે, તેથી પહેલા વિષયમાં વપરાએલા તંતુચક્રને આરામ મળે છે. આ પ્રમાણે આરામ અને કામની ફેરબદલી એ થાક મટાડવામાં બે મુખ્ય કારણો છે.

(૪) કેટલાંક બાળક જલદી થાકી જાય છે અને કેટલાંકને મોડા થાક લાગે છે. વળી તેમનો સ્વભાવ પણ જુદો જુદો હોય છે; તેથી થાકનો વિચાર કરતી વખતે બાળકની શક્તિનો વિચાર કરવો જોઈએ. વળી શિક્ષકે વિચારવું કે બાળકને જે બાબતમાં રસ પડે છે તેમાં તેને ઓછો થાક લાગે છે. તેથી શિક્ષકે તેને જે કામ કરવાનું હોય તેમાં સારો રસ ઉત્પન્ન કરવો. જ્યારે શિક્ષણ નીરસ તથા ઢંગધડા વગરનું હોય છે, ત્યારે બાળકને વધારે શ્રમ પહોંચવાથી વહેલો થાક લાગે છે.

(૫) પરીક્ષાને લીધે થતી ચિંતાથી વિદ્યાર્થીઓને બહુ થાક લાગે છે; તેથી પરીક્ષાની સંખ્યા ઓછી કરવી જરૂરની છે.

(૬) હસ્તકામથી ઓછો થાક લાગે છે. બુદ્ધિની ક્રિયાના વિષયો પછી હસ્તકકામ કે ચિત્રકામ જેવા વિષયોને લીધે મગજને સારો આરામ મળે છે. બાળવર્ગમાં બાળક બક્ષીસના આકાર બનાવે છે. માટીના આકાર તૈયાર કરે છે; કાગળ કાપે છે, બગીચાનું કામ કરે છે. તેમજ ગીત ગાયછે, તથા ચિત્રો કાઢેછે. આવા વ્યવસાયને લીધે બાળકને ઓછો થાક લાગે છે. આવી રીતે નીરસ અને એકજ જાતનું કામ કરવાને બદલે જુદી જુદી જાતની ક્રિયા કરવાથી થાક ઓછો લાગે છે.

(૭) નીચલાં ધોરણમાં બાળકોને ઘેર કામ કરવાનું સોંપવાથી તેઓ બરાબર ઉંઘતાં નથી, તેમજ તેમને તસ્દી લેવી પડે છે; તેથી તેવું કામ તેમને આપવું નહિ.

(૮) બપોર કરતાં સવારનો વખત શિક્ષણ માટે વધારે ઉપયોગી છે. જમણ પછી ઓછામાં ઓછા બે કલાકનો આરામ રાખવો કે જેથી બાળકનો થાક બરાબર ઉતરી જાય. વળી જમ્યા પછી તરત ભણવાનું શરૂ કરવું એ આપણા જેવા ગરમ દેશોમાં બહુ નુક-

સાન કર્તાં છે. હાલમાં તો બાળકો ઉતાવળે ખાઈને શાળામાં આવે છે, તેથી તેમની જઠરને જોઈતો આરામ મળતો નથી.

(૯) વર્ગમાં જો વિદ્યાર્થીની સંખ્યા મોટા પ્રમાણમાં હોય છે, તો બાળકને જલદી થાક લાગે છે. વિદ્યાર્થીઓ માટે ખુલ્લી જગ્યાનો ઉપયોગ કરવો, કારણકે ખુલ્લી હવામાં વધારે પ્રાણવાયુ મળી શકે છે અને તે હવા સાથે શરીરમાં દાખલ થઈ લોહીને સ્વચ્છ કરી સુધારે છે, તેથી જીર્ણકોષ જલદી બહાર નીકળી જાય છે.

(૧૦) ઘણી વખત બાળકને તેના અભ્યાસની બહુ ફીકર હોય છે, તેથી તેનું મગજ જલદીથી થાકી જાય છે.

(૧૧) જે બાળકનું મગજ દુર્બળ હોય છે, તેને વધારે આરામની જરૂર છે. કેટલાંકને જલદી થાક લાગતો નથી, માટે બાળકના વ્યકિતત્વ ઉપર નજર રાખી શાળામાં કામ લેવું જોઈએ.

(૧૨) તંદુરસ્તી અને કામના પ્રમાણમાં બાળકમાં ઉત્સાહ હોય છે, પણ સવાર કરતાં બપોરે તે ઓછો હોય છે.

(૧૩) અતિશય અને મરજીમાં આવે તેમ અનિયમિત રીતે કામ કરવા કરતાં, મધ્યમસર અને નિયમિત કામ કરવાથી ઓછો થાક લાગે છે.

(૧૪) ઉમરના પ્રમાણમાં વિદ્યાર્થીને થાક લાગે છે તે શિક્ષકે યાદ રાખવું. થાકી ગયેલા વિદ્યાર્થીને પરાણે શીખવવાથી તેના શરીરને નુકસાન થાય છે અને કેટલીક વખત કાયમની હાનિ થાય છે.

---

# પ્રકરણ ૧૦—ટેવ

## માનસિક ટેવ પાડવી અને શિક્ષણ કહે છે.

હાલના જમાનામાં કેળવણીનું સ્વરૂપ વહેવારૂ દૃષ્ટિથી નક્કી થાય છે. શકિતનો વિકાસ અને જ્ઞાન એ બે તત્ત્વો કેળવણીના વિષયમાં પ્રધાન ગણાય છે, તોપણ તેને કાર્યસાધક કરવાનો વિચાર

હાલમાં આગળ પડતો માલમ પડે છે. કેળવણીનો હેતુ વર્તન એટલે વિદ્યાર્થીની ક્રિયાત્મક શક્તિ વધારવી. એ વિચાર હવે સાધારણ રીતે મનાય છે. જેમ શિક્ષકે વિદ્યાર્થીને વ્યવસ્થિત જ્ઞાન આપવું જોઈએ, તેમ તેની દરેક ક્રિયા કે વર્તન ટેવના બળના આધારે થવાં જોઈએ. વ્યવસ્થિત જ્ઞાન અને ટેવ વિદ્યાર્થીમાં હોય છે, તો તેથી તેની શક્તિ વધે છે.

દરરોજના આપણાં ઘણાં કામો ટેવના બળથીજ થાય છે. ખાવું, પીવું, ફરવું, બેસવું, લુગડાં પહેરવાં વગેરે કામ કરવામાં જો આપણે વિચાર કરી તે કામ કરીએ, તો તેમાં ઘણો સમય ને શક્તિનો વ્યય થાય. આવાં નિત્યકર્મમાં વિચાર કે ચિંતનને કંઈ પણ અવકાશ હોતો નથી. ટેવને લીધે આપણે સર્વ કામ યંત્રવત કરીએ છીએ; તેથી એક વિદ્વાને કહ્યું છે કે મનુષ્યના જીવનનો ઘણો મોટો ભાગ ટેવને વશ છે તે સત્ય છે; કારણકે આપણાં ઘણાં થોડાંજ કામમાં વિચાર કરવાની જરૂર પડે છે. જે કામ હંમેશાં કરવામાં આવે છે, તેને માટે કંઈ વિચાર આવતો નથી; પણ જ્યારે તેમાં કંઈ ફેરફાર કરવાનો હોય છે, અથવા કંઈ નવા સંજોગો આવી પડે છે, ત્યારે તે સંબંધી વિચાર કરવાની જરૂર પડે છે. દરેક ધંધામાં અમુક પ્રકારની જે સરળતા, ચોકસાઈ અને કાર્યસાધકતા જોવામાં આવે છે, તેનું કારણ ટેવનું બળ છે. ટેવને લીધેજ આપણી સ્થિતિમાં સુધારો થઈ શકે છે. જેમ જેમ અમુક કાર્ય કરવાની ટેવ પડતી જાય છે, તેમ તેમ તે કામ સહેલું થવાથી આપણે બીજાં કામમાં ચિત્ત પરોવી શકીએ છીએ. ટેવ પડતી વખતે જે તસ્દી લેવી પડે છે, તેટલીજ મહેનત દરેક વખતે પડે, અને તેને માટે વારંવાર વિચાર કરવો પડે; તો આપણાથી ઘણું થોડું કામ થઈ શકે, પણ ટેવને લીધે કામ ચોક્કસ અને સરળ રીતે થઈ શકવાથી આપણે આપણું ધ્યાન બીજી બાબત પર આપી શકીએ છીએ.

શિક્ષણની દરેક ક્રિયા ટેવના રૂપમાં આવે છે, ત્યારે તેની અસર તેના મગજ પર કાયમની થાય છે. જ્યાંસુધી જ્ઞાનની, અભ્યાસની

કે અવલોકનની અસર ટેવના રૂપમાં બંધાતી નથી, ત્યાંસુધી તે જ્ઞાન કે અભ્યાસ ઉપયોગી નીવડતાં નથી; કારણકે આપણાં દરરોજનાં કામ ટેવને વશ હોય છે. અમુક બાબત જાણવાથી તેનો અમલ થઈ શકતો નથી. વ્યવહારમાં તેના અનુભવને માટે તે બાબતની વારંવાર ક્રિયા દ્વારા આપણામાં કુશળતા આવવી જોઈએ. જ્ઞાન અને ઇચ્છાશકિત વચ્ચે મોટો ભેદ છે, અને તે ભેદ મટાડવા માટે જ્ઞાનનો અનુભવ લેવોજ જોઈએ. જે હકીકત ફકત કલ્પનારૂપ છે, તે વ્યવહારમાં ઘણી વખત કામમાં આવતી નથી. આ કારણને લીધે હાલની કેળવણીની પદ્ધતિમાં કાર્યસાધકતા, અનુભવ, કાર્યકુશળતા એ બાબતો ઉપર વિશેષ ધ્યાન આપવામાં આવે છે.

ભૌતિક દૃષ્ટિથી ટેવનો વિચાર કરતાં મગજની તંતુરચનામાં બંધાએલો અમુક માર્ગ એ તેનું લક્ષણ નકકી થાય છે. મગજનો તંતુપ્રવાહ જ્યારે ફરી ફરીને એકજ પ્રકારે વહે છે, ત્યારે મગજના દ્રવ્યમાં અમુક ચીલા પડી, તે દ્વારા જે કામ થાય છે તે ટેવનું સ્વરૂપ ધારણ કરે છે. બાળકનું મગજ સાદું અને કોમળ હોય છે. તેની સ્થિતિ સાદી હોવાથી તેમાં કંઈ નિશ્ચિત માર્ગ હોતા નથી. જ્યારે કોઈ બનાવ કે દેખાવની અસર નાના બાળકના મગજ ઉપર થાય છે, ત્યારે તે બધે પથરાઈ જાય છે. આ કારણને લીધે તે ધારેલી ક્રિયા કરી શકતું નથી. પણ જ્યારે વારંવાર તેને એક બાબતનો અનુભવ થાય છે, ત્યારે તંતુપ્રવાહ અમુક એકજ માર્ગમાં ફરીફરીને વહેવાથી તેમાં નિશ્ચિત રસ્તો બંધાય છે. આવી રીતે જ્યારે કોઈ નવીન બાબતનો અનુભવ થાય છે, ત્યારે જ્ઞાન અને ક્રિયાનાં તંતુસ્થાનોનું એક બીજા સાથે જોડાણ થાય છે, અને એવા સંબંધથી અમુક ક્રિયામાર્ગ ઉત્પન્ન થાય છે. જેમ વારંવાર પાણીના જવાથી અમુક ઠેકાણે તેના બળને લીધે તેનો રસ્તો થાય છે, તેવી રીતે જુદા જુદા બનાવ કે દેખાવના પ્રોત્સાહનને લીધે જે અસર મગજમાં થાય છે, તેથી લોહી અમુક રીતે તંતુસ્થાનમાં વહે છે. જ્યારે તંતુપ્રવાહો સરળ અને ચોકકસ સ્વરૂપે વહી શકે છે, ત્યારે તેની ટેવ પેદા થાય છે.

કાગળને એક વખત અમુક રીતે વાળવાથી ફરીથી તેમ વાળવાનું કામ સુલભ થઈ પડે છે. શરૂઆતમાં બૂટ પગમાં સખત લાગે છે, પણ ધીમે ધીમે બંધ બેસતો થઈ જાય છે. પ્રથમ પાણીના રેલા આમતેમ વહે છે, પણ વખત જતાં અમુક નીકમાંજ તે વહ્યાં જાય છે. નવા તાળામાં પહેલી વાર કુંચી ફેરવતાં મહેનત પડે છે, પણ થોડા વખત પછી તે સહેલાઈથી ફરી શકે છે. આવી રીતે દરેક જડ પદાર્થની સ્થિતિમાં વખત જતાં અમુક પ્રકારનો ફેરફાર થાય છે, અને તેની અસર તેના ઉપર રહી જાય છે. તેવીજ રીતે સજીવ વસ્તુઓમાં પણ જે ફેરફાર એક વખત થયો હોય છે, તેની અસર નાબુદ થઈ જતી નથી. હાથ કે પગ ઉતરી ગયા હોય, તો તે ફરીથી જલદીથી ઉતરવાનો ભય વધારે રહે છે. ગંઠિવા, પક્ષાઘાત, ક્ષયરોગ, જેવાં દર્દો મટી જાય છે, તોપણ ઘણી વખત તેનો ફરીથી ઉથલો આવે છે. આવી રીતે કોઈ પણ ફેરફારની ગુપ્ત અસર શરીર અને મગજ ઉપર રહી જાય છે. તેનું કારણ જડ પદાર્થની માફક શરીરરચનાની કોમળ સ્થિતિ છે. મગજની કોમળ રચનાને લીધે ટેવ પડે છે. તે જાણ્યા પછી ટેવ કેવી રીતે પડે છે તે જાણી શકાય છે.

આવી રીતે પદાર્થ અને બનાવની અસરથી નવા તંતુમાર્ગ ઉત્પન્ન થાય છે, અથવા જુના માર્ગ વધારે ઉંડા થાય છે. આ પ્રમાણે આપણું મગજ તંતુમાર્ગથી ભરપૂર હોય છે, અને તંતુરચનામાં જે માર્ગ પડે છે, તેને **ટેવ** કહે છે. કેટલીક ટેવ સાદી અને કેટલીક સંકીર્ણ હોય છે. બેઠાં બેઠાં પગ હલાવવો, દાંતથી નખ કરડવા, ગજવામાં હાથ નાખી ચાલવું, ચાલતાં ચાલતાં લાકડી ફેરવવી, વગેરે ક્રિયાઓ યંત્રવત્ થાય છે, અને તે સાદી ટેવોના દાખલા છે; પણ કવિતાની એક ટુંક યાદ આવવાથી બીજી બધી કડીઓ બોલી જવી, અથવા કોઈ સારા ગદ્યનું એક વાક્ય સાંભરી આવવાથી આખા ફકરો કડકડાટ કહી જવો, એ ટેવમાં ઘણા તંતુમાર્ગના સંબંધ રહેલો હોય છે. તેમના સંબંધ એક સાંકળની જુદી જુદી કડીઓ જેવો છે.

કોઈ પણ નવી ટેવ પાડતી વખતે તંતુરચનામાં નવો માર્ગ ઉત્પન્ન કરવો પડે છે, અને તે વખતે મગજના તંતુકોપ નવીન ક્રિયાને અટકાવવા પ્રયત્નો કરે છે; પણ જ્યારે તે ટેવ પડે છે, ત્યારે તેનાથી કામ સરળ રીતે થાય છે. ટેવના બળને લીધે કેવી રીતે સરળતા આવે છે તે હવે જોઈએ. કોઈ નવું કામ શીખતી વખતે પ્રથમ તેની અસર જ્ઞાનતંતુ દ્વારા મગજમાં થાય છે. વિચારશકિતથી તે કામ જે રીતે કરવાનું હોય છે તેનો સંબંધ તંતુરચના સાથે જોડવામાં આવે છે; અને જ્યારે તે કામ વારંવાર કરવાથી સરળ રીતે થાય છે, ત્યારે તે સંબંધી કંઈ ધ્યાન આપવું પડતું નથી. બાળકને ઉભા રાખવામાં, કે તેને પેન ઝાલતાં શીખવવામાં પ્રથમ ઘણી મહેનત પડે છે. કેટલીક વાર શ્રમ કર્યા પછી જ્યારે તે કામ બરાબર રીતે થાય છે, ત્યારે તે જલદીથી થાય છે. આવી રીતે જે કામની ટેવ પડે છે, તેમાં વિચાર કે ધ્યાનશક્તિનો કંઈ ઉપયોગ કરવો પડતો નથી.

ટેવને લીધે અમુક કામ કરવાની ક્રિયા સરળ થાય છે, અને તેને લીધે થાક લાગે છે તે પણ ઓછો થઈ જાય છે; એટલે જે કામ પહેલું મુસ્કેલ લાગે છે, તે ટેવથી સહજ થઈ શકે છે. વળી કામની સરળતાથી તે કામ ચોકકસ થાય છે, અથવા જોઈએ તેવી રીતે તે થાય છે. જે બાળકને "શ" અને "સ" નો ઉચ્ચાર શીખવતાં ઘણી વાર લાગે છે, તે મોટી ઉંમરે કલાક સુધી ભાષણ કરી શકે છે. તેમજ લખી શકે છે. દરેક ધંધામાં ટેવના બળને લીધે ચોકકસાઈના ગુણ આવે છે; અને તેને જે કામ કરવાનું હોય છે, તેમાં વાર લાગતી નથી એટલુંજ નહિ, પણ તે સચોટ રીતે થાય છે. નવા સિપાઈને પ્રથમ કવાયત શીખવાનું અઘરૂં લાગે છે, પણ તે શીખ્યા પછી તે ધારેલું નિશાન ઉડાવે છે. ટેવને લીધે સરળતા, ઝડપ, અને ચોકકસાઈના ગુણ આવે છે અને તે ઉપરાંત તે કામ નિયમિત રીતે થાય છે. ટેવનો મોટો ફાયદો એ છે કે તેને લીધે ધ્યાનશક્તિનો બચાવ થાય છે. સારૂં કે નઠારૂં કામ કરવાની જે ટેવ પડી હોય છે,

તે આપણાથી અજાણમાં થઈ જાય છે. છોકરાંઓ ઘણુંખરૂં ટેવથી શીખે છે, તેથી તેને સારી ટેવ પાડવી જોઈએ. કેળવણીમાં ટેવ એ ઘણું અગત્યનું સાધન છે. નીતિની બાબતમાં ટેવ ખાસ અગત્યની બાબત છે.

બેકને તેના "રૂઢિ અને કેળવણીના" નિબંધમાં કહ્યું છે, કે "માણસ તેની રુચિ મુજબ વિચાર કરે છે, તેની વિદ્વત્તા અને માહિતી પ્રમાણે તે વાતચીત કરે છે, પણ તેનાં **કૃત્ય** તો તેની ટેવ પ્રમાણે થાય છે," એટલે કોઈ પણ કામ કરવાને માટે માણસો શું કહે છે, કેવાં વચન આપે છે, તથા કેવાં ભાષણો કરે છે, તે ઉપર વિશ્વાસ ન રાખતાં, તેની તેવાં કામ કરવાની ટેવ ઉપર ભરોસો રાખવો એ સારૂં છે. ટેવ એ બીજી જાતનું કુદરતી બળ છે, એવી જે અંગ્રેજી કહેવત છે તેનું તાત્પર્ય પણ તેજ છે. ટેવના બળને લીધે કેદી લોકોને તેમના બંદિખાનામાંથી ઘણા વખતના અનુભવ પછી છુટા થવાનું ગમતું નથી, પારિસ શહેરના લાટુ નામના બંદીવાનની આવી વાત મશહુર છે. આવી રીતે ટેવને લીધે માણસની લાગણી નાબુદ થઈ જાય છે, અને તેનું મન જડ થાય છે. જે વસ્તુ પ્રથમ અપ્રિય લાગતી હોય છે, તે ટેવથી પ્રિય લાગે છે. જનમંડળમાં પણ રૂઢિને લીધે દરેક ધંધાવાળા પોતપોતાનું કામ સરળરીતે કર્યાં જાય છે. નાનપણથી જે કામ પસંદ કર્યું હોય છે, તે મોટી ઉમરે જારી રાખવું પડે છે; કારણ કે તે મૂકી દેવાથી બીજા ધંધામાં ફતેહ મળવાનો ઘણો ઓછો સંભવ રહે છે.

બાળઅવસ્થા એ મનુષ્યની જિંદગીનો ઘણો અગત્યનો વખત છે; કારણકે માણસની પચીસેક વર્ષની ઉમર થયા પછી તેનું મગજ કઠણ થઈ જવાથી, નવી ટેવ પાડવાનું કામ ઘણું મુસ્કેલ પડે છે; એટલે પાકી કોઠીએ કાના ચઢતા નથી. સારી કે નઠારી ટેવ પડી જવાથી તેની જિંદગી સુખમય કે દુઃખમય થશે, એ નક્કી થઈ જાય છે. એક પ્રાચીન બોધવચન એવું છે કે બાળકને ભવિષ્યમાં જે કામ કરવાનું છે, તેની તાલીમ આપવામાં આવે તો મોટી ઉમરે

તે બીજી બાબત ઉપર ધ્યાન આપશે નહિ. નાનપણમાં જે સંસ્કાર પડે છે, તે મગજની કોમળતાને લીધે ઉંડા અને દૃઢ હોય છે. મોટી ઉમરે દેખીતી રીત જોકે નાનપણની બાબતો આપણે ભૂલી ગયા હોઈએ એમ લાગે છે, તોપણ ખરીરીતે તે સંસ્કાર ગુપ્ત અવસ્થામાં પડેલા હોવાથી, કંઈ સુચન મળતાં તે તરતજ સતેજ થઈ જાય છે.

બાળમગજની કોમળતાનો લાભ લઈ બને તેટલાં ઉપયોગી કામને યંત્રવત્ કરવાની બાળકને ટેવ પાડવી જોઈએ, અને તેની સાથે તેનાં નુકસાનકારક વલણને દાબી દેવાં જોઈએ. ટેવને લીધે ઝીણી ઝીણી બાબતો આપોઆપ થઈ શકે છે, તેથી તેવા કામની ટેવ પાડવાથી બીજું વધારે ઉંચા પ્રકારનું કામ કરવાનો અવકાશ બુદ્ધિને મળે છે. કોઈ પણ કામ થશે કે નહિ, સારૂં થશે કે ખોટું, વગેરે બાબતના વારંવાર તર્કવિતર્ક કે ગડભાંગ કરવાથી મગજની ઘણી શકિતનો વ્યય થાય છે.

એક વખત ટેવ પડયા પછી તેને ટાળવાનું કામ ઘણું મુશ્કેલ છે. "પડી ટેવ તે તો ટળે કેમ ટાળી" એ કવિ દલપતરામનું વચન કોઈ પણ ખોટી ટેવ ન પડે, તેની સંભાળ રાખવા માટે છે; પણ વસ્તુસ્થિતિ એવી છે, કે બાળકને ગમે તે કારણસર સારી અને નઠારી ટેવ પડે છે, અને તેમાં નઠારી ટેવ વહેલી પડે છે. તે માટે નઠારી ટેવ દૂર કરી તેને બદલે સારી ટેવ પાડવી જોઈએ. ટેવ ટાળવાને માટે પ્રથમ કઈ ટેવ દૂર કરરવાની છે, તેનો પ્રથમ વિચાર કરવો જોઈએ

જ્યારે જીવનની સુધારણા માટે ઉત્સાહ થઈ આવે, ત્યારે ઘણી બાબતો એકદમ સુધરી શકતી નથી; પણ તે સુધારવા માટે **એકજ બાબત** વિચારપૂર્વક પસંદ કરવી જોઈએ. ઘણી બાબતો ઉપર ધ્યાન આપવાથી શકિતનો નકામો વ્યય થાય છે, કારણકે પડેલી ટેવ કંઈ એકદમ જતી રહેતી નથી; તેથી જે બાબત સુધારવાની હોય, તે ઉપર સંપૂર્ણ ધ્યાન આપવાની જરૂર છે.

જુની ટેવ ટાળવામાં અથવા નવી ટેવ પાડવામાં બીજો નિયમ એ છે કે જે બાબત કરવાની હોય તેમાં પહેલેથી બને તેટલા **દૃઢ નિશ્ચય** અને ખંતથી શરૂઆત કરવી. તે કામ કરવાને ઉત્તેજન મળે તેવા સંજોગો પસંદ કરવા જોઈએ. જુની ટેવને પ્રતિકૂળ હોય એવી સ્થિતિ પસંદ કરવી, અને જરૂર હોય તો જાહેરમાં તે કામ વિષેનો નિશ્ચય જણાવી દેવો. આવી રીતે નવી ટેવ પાડવાને માટે અનુકૂળ સંજોગો સ્વીકારવાથી આપણા નિશ્ચયને ઘણું બળ પ્રાપ્ત થાય છે અને અસલ ટેવ પ્રમાણે કામ કરવાનું વલણ દબાઈ જાય છે.

ઘણા ઉત્સાહ અને દૃઢ નિશ્ચયથી ટેવ પાડવાની શરૂઆત કર્યા પછી તેમાં **સતત ખંત** રાખવાની જરૂર છે. જ્યાંસુધી નવી ટેવનાં મૂળ સજ્જડ બાઝયાં નથી, ત્યાંસુધી કોઈ પણ રીતે ખલેલ પડવું જોઈએ નહિ. તેની પાછળ ખાઈખપુચીને મંડયા રહેવાથીજ નવી ટેવ પડી શકે છે. જો એક વખત તેમાં નિયમભંગ થાય છે, તો જુની ટેવનું બળ જાગૃત થાય છે અને કરેલી મહેનત નકામી જાય છે. શરૂઆતમાં જુની અને નવી ટેવ વચ્ચે દારુણ યુદ્ધ ચાલે છે, અને જો એક વખત નવી ટેવમાં વિક્ષેપ પડે છે, તો તેથી ઘણું નુકસાન થાય છે. જ્યાં સુધી સતત પ્રયત્નથી નવી ટેવ દૃઢ થતી નથી, ત્યાં સુધી તેના ઉપર વિશ્વાસ રાખવો નહિ; કારણ કે જુની ટેવનું બળ એકદમ નાબુદ થતું નથી. તેનું બળ જે ગુપ્ત અવસ્થામાં હોય છે, તે તેને લાગ મળતાં ફરીથી જાગૃત થાય છે અને તેથી તે પ્રમાણે કામ કરવાનું આપણને મન થઈ આવે છે.

ટેવ પાડવામાં ચોથી બાબત ધ્યાનમાં રાખવાની એ છે કે દૃઢ નિશ્ચયની સાથે તેનો અમલ **પહેલા પ્રસંગેજ** કરવો જોઈએ. કેવળ શુભ વિચાર કે નિશ્ચયથી કંઈ ફાયદો થતો નથી, પણ તેનો વ્યવહારમાં અમલ થવાથીજ સારી ટેવ પડે છે. ઇચ્છાશક્તિ સબળ કરવાને માટે વિચારને આચારમાં મૂકવાની ખાસ જરૂર છે. આચારને લીધે શરીર અને મગજ ઉપર જે અસર થાય છે, તેને લીધે દૃઢ નિશ્ચય થાય છે.

વિદ્યાર્થીઓને વારંવાર ઉપદેશ કે બોધ આપવાથી ફાયદો થતો નથી. પણ તે પ્રમાણે તેમને **કામ કરવાની** વિશેષ જરૂર છે. આ નિયમ નીતિશિક્ષણને લાગુ પડે છે. સત્ય, દયા કે ક્ષમા ઉપર વર્ગમાં વિવેચન કરવાથી તેવા સદ્‌ગુણ બાળકમાં આવતા નથી. જ્યાંસુધી તેમને તેવું કામ કરવાની ટેવ પડતી નથી, ત્યાં સુધી ઉપદેશની ઝાઝી અસર થતી નથી.

## ટેવ પાડવાના નિયમો

(૧) જે બાબતની ટેવ પાડવાની હોય તેના પર બરાબર ચિત્ત એકાગ્ર કરવું.

(૨) તેનો આરંભ ઘણા ઉત્સાહ અને દૃઢ નિશ્ચયથી કરવો.

(૩) જેની ટેવ પાડવાની હોય તે બાબત વિદ્યાર્થીઓ પાસે વારંવાર અને વિચારપૂર્વક કરાવવી.

(૪) નવી ટેવની ક્રિયા ચાલતી હોય, ત્યારે વચ્ચે કોઈ પ્રકારનો અપવાદ કે નિયમભંગ થવા દેવો જોઈએ નહિ.

(૫) એકજ બાબત એક વખત પસંદ કરવી.

(૬) જે બાબતની ટેવ પાડવાની હોય તેનો જોઈએ તે કરતાં વધારે અભ્યાસ હોવો જોઈએ.

(૭) જે બાબતનો આપણને અભ્યાસ હોતો નથી, તે બાબતની શક્તિ આપણામાં ઓછી હોય છે.

(૮) કોઈ પણ કામ સંપૂર્ણ અને ચોકકસ કરવાની ટેવ વિદ્યાર્થીઓમાં હોવી જોઈએ.

(૯) વિદ્યાર્થીઓને દરરોજ ઉપદેશ કરવો નહિ. પણ તે સંબંધી ટેવ પાડવાનો આગ્રહ રાખવો જોઈએ.

# ખંડ ૨જો—શાળાવ્યવસ્થા

## પ્રકરણ ૧૧—વ્યવસ્થા અને શિસ્ત

### કેળવણીનો હેતુ સદ્‌વર્તન છે અને તેનું તત્ત્વ ટેવ છે.

સારા શિક્ષણનો આધાર શિક્ષક અને વ્યવસ્થા ઉપર રહે છે. શિક્ષક સારો હોય અને તે વિષયના જ્ઞાન, તેમજ નવી પદ્ધતિથી માહિતગાર હોય, પણ તેની સાથે જો વર્ગવ્યવસ્થા સારી હોતી નથી, તો તેના શિક્ષણની તથા તેના વ્યક્તિ પ્રભાવની અસર વ્યર્થ જાય છે. આ કારણને લીધે શિક્ષકના પાઠની તૈયારી હોય, સાધનો પુરતાં હોય, અને પદ્ધતિનું બરાબર જ્ઞાન હોય, પણ જો વર્ગનો બંદોબસ્ત શિથિલ હોય, તો શિક્ષણ સફળ થતું નથી, કારણકે બંદોબસ્ત વગર બાળકો ધ્યાન આપતાં નથી, અને ધ્યાન વગર શિક્ષણની છાપ પડતી નથી; તેથી વર્ગની સારી વ્યવસ્થા એ સફળ શિક્ષણ માટે ઘણી જરૂરની વસ્તુ છે. વળી સારી વ્યવસ્થાને અભાવે છોકરાં તોફાન કરે છે, એક બીજાને અડપલાં કરે છે, ઘોંઘાટ કરે છે અને ભણવા ઉપર ધ્યાન આપતાં નથી; એટલે તેઓ કંઈ શીખતાં નથી અને તેથી તેમને બીજાનામાં જોવાની ટેવ પડે છે. શિક્ષકના હુકમને નહિ ગણકારવાથી તેઓ મનસ્વી રીતે વર્તે છે, અને તેઓ તોછડા અને અસભ્ય નીવડે છે. આવી રીતે નીતિની દૃષ્ટિથીએ પણ સારી વ્યવસ્થાની જરૂર છે.

**વ્યવસ્થાની જરૂર**

વ્યવસ્થામાં બે બાબતો સમાએલી છે. તેમાં શું કામ કરવાનું છે તે; એટલે કામનો હેતુ બરાબર જાણવો જોઈએ. તે હેતુ ફળીભૂત કરવા માટે જોઈતા બળ અથવા શક્તિની જરૂર છે, એ બીજી બાબત છે.

અમુક હેતુ સિદ્ધ કરવાને માટે જે જુદાં જુદાં સાધનોની ગોઠવણ કરવામાં આવે છે તેને **વ્યવસ્થા** કહે છે. શકિતના ઓછા

**વ્યવસ્થાનો અર્થ**

વ્યયથી વધારે કામ થાય એવી જે ગોઠવણ હોય છે, તે સારી વ્યવસ્થા કહેવાય છે. શરીરના આરોગ્ય માટે તેના જુદાજુદા અવયવો સહકારથી જે ક્રિયા કરે છે, તે તેની વ્યવસ્થા છે. આવી રીતે કોઈપણ કામ વ્યવસ્થાથી જલદીથી અને સારી રીતે થઈ શકે છે. જ્યાં વ્યવસ્થા હોતી નથી, ત્યાં સાધનની શકિત છિનભિન્ન થઈ જવાથી ધારેલો હેતુ ફળીભૂત થઈ શકતો નથી. સૈનિકોને તેમના શરીર તથા મનને તાલીમ આપી લડાઈ માટે તૈયાર કરવા એ લશ્કરનો સ્પષ્ટ હેતુ છે અને તેથી તેઓ વગર વિલંબે હુકમનો અમલ કરે છે. આવી રીતે લશ્કર સુવ્યવસ્થિત હોય, તો તેની એકત્ર સઘળી શકિત અમુક હેતુ માટે વાપરવાથી તે સારી રીતે કાર્યસાધક નીવડે છે. તેવી રીતે શાળાની ભિન્ન ભિન્ન પ્રકારની પ્રવૃત્તિઓની જે અસર વિદ્યાર્થીના મન ઉપર થાય છે તેને લઈને શિસ્ત બંધાય છે. આ કારણને લઈને શાળાની સર્વ ક્રિયાઓ એકત્રિત કરીને તેની સમગ્ર અસર તેના ઉપર થવાની ખાસ જરૂર છે અને આવું કામ મુખ્ય શિક્ષક કરી શકે છે. તેને લીધે શાળાનું કામ ઓછા વખતમાં અને થોડી મહેનતને લઈને સરળતાથી તેમજ નિયમિત રીતે વધારે લાભકારક થાય છે.

શાળાનો જે મુખ્ય હેતુ હોય, તે સિદ્ધ કરવાને માટે વ્યવસ્થા કરવાની જરૂર પડે છે. જે ટેવોથી શાળાનું કામ સારી રીતે થાય છે. તે પછી સંસારવ્યવહારમાં વિદ્યાર્થીને ઉપયોગી થઈ પડે છે. સારી ટેવો પાડવાને માટે જે નિયમોનું પાલન કરવામાં આવે છે તેને **વ્યવસ્થા** કહે છે. વ્યવસ્થાની અંદર શાળાનો બંદોબસ્ત, વર્ગવ્યવસ્થા વર્ગનું બંધારણ, કામની વહેંચણી, વખતપત્રક, દફતરી કામ તથા શિક્ષણનાં સાહિત્યનો સમાવેશ થાય છે. શિક્ષણના કામમાં વ્યવસ્થા એ અગત્યની બાબત હોવાથી શાળાનું તંત્ર ફતેહમંદ અને સરળ રીતે ચાલે છે, તો શિક્ષક અને વિદ્યાર્થીના વખતનો તથા મહેનતનો બચાવ

થાય છે અને કેળવણીનો હેતુ યથાર્થ રીતે સિદ્ધ થાય છે. જે શાળામાં બંદોબસ્તનું ઠેકાણું હોતું નથી, તેમજ શાળાનું મકાન અગવડવાળું, છોકરાના વર્ગ બરાબર પાડયા હોય નહિ, શિક્ષકોને તેમની યોગ્યતા મુજબ કામની વહેંચણી કરી હોય નહિ, વખતપત્રક અવ્યવસ્થિત હોય તથા શિક્ષણનાં સાધન પુરતાં તથા જોઈએ તેવાં હોય નહિ, ત્યાં સારા શિક્ષણની આશા કદી રાખી શકાય નહિ. આ ઉપરથી એ સ્પષ્ટ જણાય છે કે મુખ્ય શિક્ષકનો બીજા શિક્ષકો સાથેનો સંબંધ, સારૂં શાસન કે શિસ્ત, બાળકોનું લાયકાત મુજબ વર્ગીકરણ, વર્ગની સંખ્યા, હાજરીપત્રક, અભ્યાસની નોંધ, દફતરી કામ, વખતપત્રક તથા અભ્યાસક્રમની યોજના એ ઉત્તમ વ્યવસ્થાના અંગ છે.

**વ્યવસ્થાનો હેતુ**

વિદ્યાર્થીઓ તંદુરસ્ત, સેવાભાવી અને બુદ્ધિશાળી નાગરિકો થાય, તેવી તાલીમ આપવી, એ શાળાનો મુખ્ય હેતુ છે. તેના મગજમાં ગોખાવી ગોખાવીને જ્ઞાન ભરવું, એ શાળાનો ખરો ઉદ્દેશ નથી. આવી રીતે શાળાનો હેતુ બાળકનું વ્યક્તિત્વ ખીલવવું એ છે, એટલે તેની શારીરિક, માનસિક અને હૃદયની શક્તિઓ કેળવવી એ તેનો ખરો ઉદ્દેશ છે. અમુક ભાવના અને સિદ્ધાંતોને અનુસરી તેને બરાબર કામ કરવાની ટેવ પાડવી એવી તાલીમ તેને આપવી જોઈએ. તેમાં તેના ચારિત્રનો સારો વિકાસ એ મુખ્ય બાબત છે. કોઈ વિદ્યાર્થી ગણિતના દાખલા ઘેરથી ગણી લાવ્યો હોય નહિ; અને બીજાની નોટબુકમાંથી તેની નકલ કરી પોતે હિસાબ કર્યા હોય એમ બતાવે, તો તે છોકરો ગમે તેટલો હોશિયાર હોય પણ ચારિત્રની દૃષ્ટિથી તે ઘણો હલકો છે, કારણકે અમુક વિષયનાં જ્ઞાન કે માહિતી કરતાં સદાચારની ટેવ, એ જીવનમાં વધારે અગત્યની વસ્તુ છે; માટે બાળકના ચારિત્રના વિકાસ ઉપર ખાસ ધ્યાન આપવાની જરૂર છે. વિદ્યાર્થીનામાં લડવું, બહુ બગું કરવું, હરિફાઈ, અહંતા વગેરે વૃત્તિઓ સમાજના હિત વિરુદ્ધ હોવાથી તેનું નિયમન કરવાની જરૂર છે. જે વ્યવસ્થાથી વિદ્યાર્થીના

ચારિત્રનો વિકાસ થાય છે, તે સારી વ્યવસ્થા કહેવાય એમાં કંઈ શક નથી. હુકમનો બરાબર અમલ, નિયમિતતા, જવાબદારીનું ભાન, પોતાનું કામ સારી રીતે કરવાની ટેવ, આપેલું વચન પાળવું, વફાદારી, પ્રમાણિકતા અને બીજાના હક માટે કાળજી, સમાજસેવાવૃત્તિ, અભ્યાસમાં ચિત્તની એકાગ્રતા, સ્વમાન, સ્વચ્છતા, સભ્યતા, તથા બીજા સદ્‌ગુણોનો ચારિત્રમાં સમાવેશ કરવામાં આવે છે. આની સાથે બાળકમાં સાધારણ રીતે જે કુટેવો હોય છે તે ઉપર ધ્યાન આપી તેને સુધારવાની જરૂર છે. મિજાજ ખોવો કે ગુસ્સો કરવો, ક્રૂરતા, હઠીલાપણું, બીકણપણું, એદીપણું, સાચાં જુઠાં કરવાં, રસળવું, મોડા આવવું, કોપિ કરવી, વગેરે દોષો તેનામાં જોવામાં આવે છે. શિક્ષકે પોતાની રીતભાતથી, ઉપદેશથી તથા યોગ્ય પ્રવૃત્તિનો આશ્રય લઈ તેના ચારિત્રને સુધારવું. જે સમાજમાં આવી સારી વ્યક્તિઓ હોય છે તે સુખી અને ઉન્નત દશાએ પહોંચે છે. ચારિત્રના વિકાસની સાથે શાળાનું કામ વિક્ષેપ વગર શાંતિથી અને નિયમિતપણે તથા સરળ અને યથાર્થ રીતે ચાલ્યા કરે તે પણ વ્યવસ્થાનો હેતુ છે.

**વ્યવસ્થાનો આધાર:**—આ કારણને લીધે શાળાની વ્યવસ્થા ઉત્તમ પ્રકારની હોવી જોઈએ અને તેને માટે નિયમ ઘડવાની જરૂર છે.

**(૧) શિક્ષકની લાયકાત**

જો શિક્ષકમાં વિદ્યાર્થી પ્રત્યે પ્રેમ, દીલસોજી તથા તેનામાં વિષય રસિક કરવાની શક્તિ અને આનંદી સ્વભાવ, કર્તવ્યની લાગણી વગેરે ગુણો હોય છે, તો વ્યવસ્થા જાળવવામાં મુસ્કેલી પડતી નથી. શિક્ષણ રસિક હોય છે, તો બાળકનું ધ્યાન પાઠમાં રહે છે. તેને આમતેમ જોવાનું કે તોફાન કરવાનું મન થતું નથી. તેથી શિક્ષકે પાઠની તૈયારી સારી કરવી. શિક્ષકની રસમય શિક્ષણ શૈલીને લીધે તેનો પ્રભાવ છોકરાં ઉપર પડે છે. તેમની સાથે બહુ હળી જવાથી કે બહુ તોછડા રહેવાથી તેનું વજન પડતું નથી. તેના શરીરના દેખાવ તથા પહેરવેશને લીધે પણ તેનો ઓછો વત્તો ભાર પડે છે. કેટલીક

વખત તેની બોલવાની ધાટીથી વિદ્યાર્થીઓ શાંત થઈ જાય છે. તેણે વર્ગમાં વ્યવસ્થા જાળવવા માટે તે સંબંધી વાત કરવી નહિ અથવા વિદ્યાર્થીને તે વિષે વારંવાર કહેવું નહિ. તેની સરળતા અને આત્મવિશ્વાસને લીધે વિદ્યાર્થીઓ તેનું કહ્યું માને છે. તેણે જાણવું કે બોલવા કરતાં તેમના પર નજર રાખવી એ વધારે ઉપયોગી સાધન છે. તેની ભાષા સ્પષ્ટ અને ચોક્કસ હોવી જોઈએ. તેનો પોષાક વિચિત્ર અને તેની રીતભાત કઢંગી હોવી જોઈએ નહિ. તેનામાં પક્ષપાતનું વલણ હોવું જોઈએ નહિ. વળી તેનામાં દૃઢતાની જરૂર છે અને એક વખત નક્કી કરેલા નિયમનો અમલ કરવાની હિંમત હોવી જોઈએ. તેનામાં બાળસ્વભાવની માહિતી સાથે સ્નેહની જરૂર છે. વિદ્યાર્થીની સાથે તેણે બહુ ભળી જવું નહિ, પણ તેનો મોભો સચવાય તેમ તેણે વર્તવું. વળી વિદ્યાર્થી પ્રત્યેની તેની રીતભાત અતડી કે દીલસોજી વગરની હોવી જોઈએ નહિ.

ચોપડીમાં વારંવાર જોવાથી વર્ગ ઉપર ધ્યાન રહી શકતું નથી, તેથી ગેરવ્યવસ્થા થવાનો સંભવ રહે છે. વિદ્યાર્થીની મુશ્કેલીનો વિચાર કરી તથા તેને કઈ બાબતની ઇચ્છા થાય છે તે ધ્યાનમાં રાખી પાઠ આપવો જોઈએ. પાઠ ચાલતો હોય તે વખતે વારંવાર 'બેસી જાઓ.' 'ઠીક બેસો' 'ધ્યાન આપો' એવું કહેવું નહિ. જરૂર પડે આંખથી અથવા સવાલ પૂછી તેનું ધ્યાન ખેંચવું. વિદ્યાર્થીઓએ શું શું કરવાનુ છે તેની સ્પષ્ટ સમજણ તેમને આપવાની જરૂર છે, નહિ તો તેઓ ગૂંચવાઈ જઈ નિયમનું પાલન કરી શકશે નહિ. સારી વ્યવસ્થાથી બાળકની નીતિ સુધરે છે. શાળામાં જુદી જુદી પ્રકૃતિનાં બાળકો હોય છે, એ બધાને કાબુમાં રાખીને શિક્ષકે શીખવવાનું છે. કેટલાક શિક્ષક સ્વભાવે મોળા હોય છે, તેથી તેમના વર્ગમાં ગરબડાટ વધારે થાય છે, અને બાળકો તોફાન કરે છે. કેટલાક શિક્ષકોમાં કુદરતી રીતે સારો બંદોબસ્ત રાખવાની શકિત હોય છે. વળી બીજા કેટલાક શિક્ષકમાં શીખવવાની સારી લાયકાત હોય છે; પણ તેઓ વર્ગની વ્યવસ્થા જાળવી શકતા નથી; તેથી તેમનું શિક્ષણ સફળ

થતું નથી. જો શિક્ષક પહેલે દિવસે વર્ગ ઉપર રૂઆબ પાડી શકે છે, તો પછી વ્યવસ્થા જાળવવામાં બહુ મુશ્કેલી નડતી નથી. આરંભમાં છોકરાંને બેદરકાર, આળસુ અને અનિયમિતતાની ટેવ પડે છે, તો પાછળથી તેમાં સુધારો થવો બહુ મુશ્કેલ છે. કામના અભાવે અથવા કામમાં રસ નહિ પડવાથી ઘણું ખરું ગેરવ્યવસ્થા થાય છે. શિક્ષકનામાં આત્મવિશ્વાસ હોવો જોઈએ. તેણે જે હુકમ કર્યો હોય તેનો તેણે દૃઢતાથી તરત અમલ કરવો. છોકરાંઓ તેનો હુકમ પાળશે કે કેમ એવી ગડભાંગને લીધે તેની નિર્બળતા જણાઈ આવે છે. સાધારણ રીતે વિદ્યાર્થીઓ તેના તરફ માનની લાગણીથી જુએ છે. તેથી તેણે હુકમ પાળવામાં દૃઢ રહેવું. તેનું શિક્ષણ રસિક હોય છે અને તેનામાં આત્મવિશ્વાસ હોય છે, તો વર્ગમાં અવ્યવસ્થા થવાનો સંભવ રહેતો નથી. શિક્ષકે શાળામાં પહેલેજ દિવસે વિદ્યાર્થીના મન ઉપર ઉત્તમ સંસ્કાર પાડવા. આને લીધે તેના ચારિત્રની તેમના ઉપર સારી અસર થાય છે. છોકરાંની સ્વભાવિક ચંચળ વૃત્તિ, તેમના શરીરની સ્થિતિ, તેમની કુટેવો, તેમને સોંપેલુ કામ, આજ્ઞાનો ભંગ, તેમની રીતભાત વગેરે બાબતો ઉપર શિક્ષકે ખાસ લક્ષ આપવાની જરૂર છે. જો બાંધેલા નિયમો વિદ્યાર્થી તોડે અને તે ઉપર લક્ષ નહિ આપીને ચોંપતા ઈલાજ લેવામાં આવતા નથી, તો વ્યવસ્થા બગડી જાય છે. આવી રીતે શિક્ષકનો વ્યક્તિપ્રભાવ, તેનો અવાજ, આંખ, પોશાક અને રીતભાત ઉપર સારી વ્યવસ્થાનો આધાર છે. તેનો મોભો સચવાય એવો શિષ્ટાચાર તેનામાં હોવો જોઈએ. શાંત રીત ભાતની વિદ્યાર્થી પર સારી અસર થાય છે. સત્તા અજમાવતી વખતે તેનામાં દૃઢતા, નિષ્પક્ષપાત, ધીરજ અને માયાળુપણું હોવાં જોઈએ. વળી તેનું ચારિત્ર, રીતભાત તથા ટેવની બાળકો પર વિશેષ અસર થાય છે, કારણકે તેઓ સહેજ નકલ કરવા પ્રેરાય છે. વિદ્યાર્થીના હૃદય પર શાળાના નિયમોની અસર થાય છે એટલુંજ નહિ, પણ ત્યાંના વાતાવરણથી તેના વિચારપર ખૂબ અસર ઉપજે છે. તે જેવા સમાજમાં રહે છે તે મુજબ તેની ભાવના ઘડાય છે. શાળાના નિયમને

લીધે તેને અમુક પ્રકારની ટેવ પડે છે. વળી તેના સાથી તેમજ શિક્ષકના સહવાસને લીધે તેનું ચારિત્ર બંધાય છે.

**સારી પરિસ્થિતિ.**

(૨) શાળાની આસપાસની સ્થિતિ સારી વ્યવસ્થા માટે અગત્યની છે. શાળાનું મકાન હવાઅજવાળાવાળું, મોટું, સ્વચ્છ, આકર્ષક, અને જોઈતી સગવડવાળું તેમજ સાહિત્યવાળું હોવું જોઈએ. તેની પાસે રમતગમતનું વિશાળ ચોગાન હોય એ ઇચ્છવા જોગ છે. વળી વિદ્યાર્થીઓ વર્ગની અંદર આવે અને બહાર સરળ રીતે જાય એવી ગોઠવણની જરૂર છે. મકાનની બાંધણી અને આસપાસની જગા આરોગ્યપ્રદ અને શાંત હોવી જોઈએ કે વિદ્યાર્થીઓ વધારે વખત પાઠમાં ધ્યાન આપી શકે.

**સારી ગોઠવણ**

(૩) વર્ગની બરાબર ગોઠવણી. કામની સારી વ્યવસ્થા. અઘરા અને સહેલા પાઠનો યોગ્ય પ્રબંધ, રસિક શિક્ષણ, મુખ્ય શિક્ષકની શાળાના કામની બરાબર દેખરેખ, તેમજ સારી ડ્રિલ—આ બાબતને લઇને વર્ગવ્યવસ્થા સારી રહે છે.

**સારા શાસન માટે નિયમો.**

(૪) શાળા એ સમાજનું અંગ છે, તેથી જેમ સમાજની સુવ્યવસ્થા માટે નિયમો કરવાની જરૂર પડે છે. તેમ શાળાના સરળ વ્યવહાર માટે કેટલા નિયમો આવશ્યક છે. કોઈપણ સંસ્થા નિયમના પાલન સિવાય ચાલી શકતી નથી. શાળાને લગતી દરેક બાબતના નિયમો સાદી અને સ્પષ્ટ ભાષામાં સમજાવવા જોઈએ; પણ વ્યવસ્થા માટે શિક્ષકે જેમ બને તેમ ઓછા નિયમ ઘડવા જોઈએ અને તે વિદ્યાર્થીઓ સમજે તેવી સહેલી ભાષામાં જણાવવા. વારંઘડીએ બહુ નિયમો કાઢવાથી તેનું પાલન થઈ શકતું નથી. નિયમો ઓછા હોય પણ તે બરાબર પળાતા હોય, તો તે સારી વ્યવસ્થા ગણાય છે. જો નિયમો ઘણા અને ગૂંચવણ વાળા હોય છે.; તો તે ઓછા પળાય છે; કારણકે બધા છોકરાંને તે યાદ રહેતા નથી અને તેથી તે પાળવા મુશ્કેલ થઈ પડે છે. શિક્ષક

બાળકને મન આદર્શ વ્યક્તિ હોય છે, તેથી તેણે પોતે નિયમો બરાબર પાળવા જોઈએ. જો શિક્ષક શાળામાં અનિયમિત આવતો હોય અને તે વિદ્યાર્થીને વખતસર હાજર રહેવાને માટે ઠપકો આપે કે શિક્ષા કરે, તો તેની અસર તેના મન ઉપર થતી નથી. જો શિક્ષકમાં વિદ્યાર્થી પ્રત્યે હમદર્દી તથા મદદ કરવાની વૃત્તિ હોય છે, તેની વિદ્યાર્થીની રીતભાત ઉપર સારી અસર થાય છે.

કોઈ નિયમ જાહેર કરતા પહેલાં શિક્ષકે તેની જરૂરિઆત વિષે બહુ વિચાર કરવો જોઈએ, કારણકે જે નિયમો જાહેર કરવામાં આવ્યા હોય તે પળાવવાની ખાસ ચીવટ રાખવાની જરૂર છે, નહિ તો વ્યવસ્થા શિથિલ થઈ જાય છે. જે નિયમ ન કર્યો હોય તેના ભંગની શિક્ષા થવી જોઈએ નહિ. શિક્ષક જે નિયમો ઘડે તે કદી વિદ્યાર્થીના ગજા ઉપરાંત હોવા જોઈએ નહિ. તેઓ પાળી શકે તેટલાજ નિયમો ઘડવા અને તે પળાવવા માટે હંમેશાં કાળજી રાખવી. જો નિયમો બહુ સખત હોય છે તો તેમનો ભંગ વધારે થાય છે. કેટલીક વખત શિક્ષક બાળકને ઘેરથી ઘણું કામ કરવાનું સોંપે છે. જ્યારે તે તેનાથી થતું નથી, ત્યારે તે કરી લાવતા નથી; અથવા એક બીજાનામાં જોઈ તે લખી લે છે. બહુ કડક નિયમથી વિદ્યાર્થીનામાં બેદીલી ફેલાય છે, માટે વિચારપૂર્વક નિયમો ઘડવા જોઈએ. તે બહાર પાડયા પછી તે પળાવાજ જોઈએ એવો દઢ નિશ્ચય શિક્ષકમાં હોવો જોઈએ. વળી જે નિયમ પાળી શકાય એવો હોય નહિ તે જાહેર કરવો નહિ. દરેક ઝીણી બાબત માટે નિયમ થઈ શકતા નથી. શિક્ષકે ઉતાવળે કે વગર કારણે હુકમ કરવા નહિ. જે નિયમ કે હુકમનાં કારણો સ્પષ્ટ રીતે સમજાય એમ હોય નહિ, તે શિક્ષકે બરાબર સમજાવવાં જોઈએ. કોઈ દિવસ તેણે પક્ષપાત કે અન્યાય કરવો નહિ; તેમજ તેણે અયોગ્ય લાડ, માફી કે છૂટ આપીને છોકરાંની પ્રીતિ મેળવવી નહિ; કારણકે તેને લીધે વ્યવસ્થા શિથિલ થાય છે, પણ વ્યાજબી અને ઘટતી સખતાઈ શાળાની વ્યવસ્થા

સાચવવાને માટે કોઈ કોઈ વાર રાખવાની જરૂર છે. તેણે વર્ગ બરાબર દેખરેખ રાખવી જોઈએ અને કામ નિયમિત અને ઉ પ્રકારનું કરવું જોઈએ. તેણે સ્પષ્ટ હુકમો બહાર પાડવા એટલ નહિ; પણ તે નિયમોના ભંગ માટે થતી શિક્ષાની ખાલી ધ આપ્યા કરવી નહિ, તેમજ હુકમો વારંવાર કાઢવા નહિ. બહુ ઓ સિવાય તેણે વર્ગનું કામ સરળ રીતે ચલાવવું જોઈએ. અત સખતાઈ તેણે કદી કરવી નહિ. તેને લીધે ગુન્હા વધારે થાય છે. શાળ થતા અગત્યના ગુન્હા ઉપર તેણે વિશેષ લક્ષ આપવું; પણ ન બાબતો પર બહુ ધ્યાન આપવું નહિ. વળી શાળાનું વાતાવરણ હોવું જોઈએ કે ગુન્હાઓ થાય નહિ. નિયમ વિધિરૂપ એટલે શું ક તે સંબંધી હોવા જોઈએ. શું ન કરવું એ બાબત કહેવાની જરૂર ન

**નિયમનું પાલન**

નિયમના ભંગ થાય ત્યારે શિક્ષાની જરૂર પડે છે. આવા પ્ર શિક્ષકે દૃઢતાથી શિક્ષા કરવી, પણ સંજો ધ્યાનમાં લઈ તેનો અમલ કરવો જોઈએ. એ ગુન્હાની સંજોગોને અનુસરી જુદી જુદી શિક્ષા થાય છે. નિયમો ન્ય હોવા જોઈએ. શાળામાં કોઈ બાળક ગુન્હો કરે, તો તેણે પક્ષ બતાવવો નહિ, પણ તેને ન્યાયપૂર્વક નસીયત કે શિક્ષા કરવી. જે બા ન્યાયી હોય તેનો તેણે અમલ કરવો જોઈએ. વળી શિક્ષાની અ બાળકો ઉપર કેવી થાય છે, તે ધ્યાનમાં રાખી શિક્ષા કરવી જોઈ ઘણેખરૂં વિદ્યાર્થીઓના મનમાં બીક હોવી જોઈએ, કે નિયમ પાળવામાં આવે તો જરૂર શિક્ષા થશે. બને ત્યાં સુધી શિક્ષકે પ્રે નિયમ પળાવવા પ્રયત્ન કરવો. ધાક કે ભયથી જે વ્યવસ્થા રાખવ આવે છે તે થોડા વખત ચાલે છે. છોકરાં ગરબડ કરતાં હોય, શિક્ષકની ધમકીથી કે મારની બીકથી થોડા વખત તેઓ શાંત છે; પણ પછી તેઓ ગરબડ કરવા મંડી જાય છે. વારે વારે ધ આપવાથી કે સજા કરવાથી તે નઠાર થઈ જાય છે, માટે બા શિક્ષાના ભય કરતાં પ્રેમથી પોતાની રાજીખૂશીથી નિયમનું પ

કરે એ વધારે ઇચ્છવા જોગ છે. વારંવાર શિક્ષા કરવાથી અથવા મારની બીકને લીધે તેને નિશાળે આવવું ગમતું નથી અને ભણવા ઉપર પ્રેમ થતો નથી. વળી શિક્ષકના ત્રાસથી તે જુઠું બોલે છે, તેને છેતરે છે અથવા તેની ખુશામત કરે છે. શિક્ષક એ માબાપની જગ્યાએ છે, તેથી તેણે તેના ઉપર હેત રાખી સુધારવો અને શીખવવું. અતિશય ભય એ ત્રાસ છે, તેથી શિક્ષક અને શિષ્યનાં મન ખાટાં થાય છે અને તેને ભણવાનો ઉમંગ થતો નથી. જેમ શિક્ષાની જરૂર ઓછી હોય તેમ તે બંદોબસ્ત સારો ગણાય છે. જ્યારે શિક્ષાની જરૂર પડે, ત્યારે તે દૃઢતાથી કરવી. અને તેની માફી આપવી નહિ.

જે શાળામાં વ્યવસ્થા એ વ્યવસ્થા તરીકે માલમ પડતી નથી તે ઉત્તમ વ્યવસ્થા છે. જો શિક્ષક વારંવાર હુકમો કાઢી વિદ્યાર્થીના કામમાં દખલગીરી કરે, તો તે સારો બંદોબસ્ત કહેવાય નહિ. સારો શિક્ષક તો હુકમ કરતાં સૂચનથી ઘણું કામ કરાવે છે.

**ઉત્તમ વ્યવસ્થા**

જ્યારે વિદ્યાર્થીઓ પોતાની ફરજ ખુશીથી બજાવે છે, ત્યારે તે સારી વ્યવસ્થા ગણાય છે. શિક્ષાના ભયથી કે લાલચથી જે નિયમપાલન થાય છે, તે સારી વ્યવસ્થા નથી. બાહ્ય દબાણ કરતાં જ્યારે વિદ્યાર્થીઓ પોતાના અંતઃકરણથી સમજીને યંત્રવત્ નિયમો પાળે છે ત્યારે તે **આત્મ-વ્યવસ્થા** કે **આત્મશાસન** છે, અને તે ઉત્તમ પ્રકારની શિસ્ત છે. તેમાં બહારનો દાબ અથવા અધિકારીના હુકમને માનવાની વૃત્તિ નથી, પણ આંતર ઊર્મિથી જ અથવા ચારિત્રના ઉંચા આદર્શથી પ્રેરાઈને શાળાના નિયમો પાળવામાં આવે છે. આમાં ચારિત્રનો વિકાસ રહેલો છે. શિક્ષકના ગમે તેવા હુકમો વિદ્યાર્થી ચૂં કે ચું બોલ્યા સિવાય મુંગે મોઢે પાળે એ ખરી તાલીમ નથી. આવી જુની શિસ્તને બદલે હાલમાં આત્મશાસન વધારે અગત્યની બાબત ગણાય છે, તેથી આત્મવ્યવસ્થા માટે વિદ્યાર્થીઓને વિશેષ સ્વતંત્રતા આપવામાં આવે છે, અને તેને લીધે તેનામાં સ્વમાન અને જવાબદારીના ગુણ ખીલે છે.

તે પોતાની ફરજ સમજી પોતાનું કામ કર્યે જાય છે. હાલમાં 'દાબ' અને 'વ્યવસ્થા' એ શબ્દોને બદલે 'સ્વતંત્રતા' અને ' સ્વયંસ્ફૂર્તિ 'ને સ્થાન મળ્યું છે. સારી વ્યવસ્થાથી સારી ટેવો પડે છે અને તેનાથી બાળકનું વ્યક્તિત્વ ખીલે છે. તેને માટે હાલમાં સ્વતંત્રતા અને સ્વતઃવૃત્તિ એ તેની સહાયક બાબતો ગણાય છે. બાળકો પોતે આત્મસંયમ રાખી શાળાના ધારાધોરણનું સ્વેચ્છાથી જે પાલન કરે તે સારી વ્યવસ્થા છે એમ નિઃસંશય કહી શકાય. તેને લીધે વિદ્યાર્થીમાં આજ્ઞાધીનતા તેમજ સ્વતંત્રતાની વૃત્તિ જોવામાં આવે છે.

જે શાળામાં શિક્ષકનો સારો પ્રભાવ હોય છે, અને તેના ઉપર વિદ્યાર્થીઓનો પ્રેમ હોય છે, ત્યાં નિયમનો બહુ ભંગ થતો નથી. તેમનો શિક્ષક નારાજ થાય, એ તેમને મન મોટી શિક્ષા હોય છે; પણ સાધારણ રીતે નિયમનો ભંગ થાય છે, અને તેથી શિક્ષાનો પ્રસંગ ઉપસ્થિત થાય છે. જો શિક્ષક પ્રથમથીજ બાળકો ઉપર તેના પ્રભાવથી અને શિક્ષણથી સારી અસર ઉપજાવે છે, તો તેઓ આજ્ઞાનું પાલન કરે છે. વળી કામના અભાવે અથવા પાઠમાં રસ નહિ પડવાથી ગેરવ્યવસ્થા થવાનો સંભવ રહે છે. કેટલીક વખત શાળાના નિયમો સ્વભાવિક હોતા નથી. બાળ સ્વભાવ ચંચળ છે અને તેને નવું નવું જાણવાની ઇચ્છા થાય છે. તેની કુદરતી ચપળતા એકદમ દાબી શકાતી નથી. તે અયોગ્ય રીતે દાબી દેવાથી તેને નુકસાન થાય છે. વળી તેની સમજશક્તિ ઓછી હોવાથી કેટલાંક કામ ઉતાવળથી અવિચારીપણાને લઈ કરે છે. તેનું શું પરિણામ આવશે એવું તેને જ્ઞાન નહિ હોવાથી તેને શિક્ષા કરવી એ વ્યાજબી નથી. વળી તેમને કેટલીક છૂટ આપવાની જરૂર છે. તેમને એક જગ્યાએ પલાંઠીવાળી શાંત બેસી રહેવા કહેવું એ તદ્દન ગેર-વ્યાજબી છે. જો તેઓ ઘોંઘાટ કે ગણગણાટ કરે, તો તેને ગુન્હો ઠરાવી શિક્ષા કરવી એ ખોટું છે. આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે કે બાળસ્વભાવ લક્ષમાં રાખી વ્યવસ્થાના નિયમ યોજવા જોઈએ.

શાળાની સારી વ્યવસ્થા માટે શિક્ષકમાં ન્યાયપરાયણતા, હુકમનું પાલન કરાવવાની દૃઢતા, બાળકો સાથે સમભાવ, માયાળુ રીતભાત, બાળસ્વભાવનું જ્ઞાન, આનંદી સ્વભાવ, વિવેકશક્તિ અને કાર્યદક્ષતા તથા વ્યવસ્થાના ગુણ હોવા જોઈએ. શિક્ષકને ખુશ રાખવાની વૃત્તિથી, અંદર અંદરની સ્પર્ધાથી, કામ કરવાની ઇચ્છાથી, તેમજ પ્રશંસાથી થતા આનંદથી અને ઠપકાથી થતી નારાજીથી તથા ઇનામના લોભથી શાળાની વ્યવસ્થા જળવાય છે.

**શિક્ષકે વ્યવસ્થા જાળવવા માટે નીચેની બાબતો ધ્યાનમાં રાખવી:—**

(૧) શાંતિ અને દૃઢતાથી હુકમ કરવાથી વ્યવસ્થા જળવાય છે. બહુ બૂમો પાડવાની અને ધમપછાડા કરવાની જરૂર નથી.

(૨) ક્રોધ કે આવેશ વગર વ્યવસ્થાને લગતા નિયમો વિચારપૂર્વક સંયમ રાખી ઘડવા.

(૩) બહુ થોડા નિયમો કરવા અને તે પળાવવાની ચીવટ રાખવી.

(૪) હુકમ કરતાં સૂચનનો વિશેષ ઉપયોગ કરવો જોઈએ.

(૫) જે નિયમનો ભંગ થાય તેની શિક્ષા તરત કરવી કે જેથી તેનો ચેપ બીજાને લાગે નહિ.

(૬) ન્યાયી અને પ્રમાણિક થવું. ન્યાયથી બાળકો વ્યવસ્થાના નિયમનો માનપૂર્વક અમલ કરે છે.

(૭) બાળકોને કામમાં રોકેલા રાખવા કે જેથી તેમને તોફાન કરવાનું સૂઝે નહિ.

(૮) બાળકના એકદમ વાંક કાઢવા નહિ.

(૯) બાળકો તરફ સભ્યતાથી વર્તવું જોઈએ.

(૧૦) નજીવી બાબતો માટે ભારે ઠપકો દેવો નહિ.

(૧૧) એક બે વિદ્યાર્થીના ગુન્હા માટે આખા વર્ગને શિક્ષા કરવી નહિ.

(૧૨) શાળામાં છોકરાંને ઘોંઘાટ કરવા દેવા નહિ, પણ તેમને કામમાં મશગુલ રાખવા.

(૧૩) સારી વ્યવસ્થા માટે વિચારપૂર્વક ચિંતન, ન્યાયપરાયણતા અને કાર્યદક્ષતા તથા ચપળતા જોઈએ છે. આવા ગુણ એક વ્યક્તિમાં ભાગ્યેજ હોય છે, પણ સારી વ્યવસ્થાનો આધાર તેના ઉપર રહે છે.

(૧૪) વ્યવસ્થા સાચવવામાં પોતાની ઇચ્છાશક્તિ ઉપર કાબુ હોવો જોઈએ. તેમાં શિક્ષકની તેમજ વિદ્યાર્થીઓની ઇચ્છા વચ્ચે થોડો કે વધારે વિરોધ ઉત્પન્ન થાય છે. તેથી જો શિક્ષકનામાં પ્રમાણિકતા, આત્મશ્રદ્ધા, ધૈર્ય ( લાગણી કે આવેશનો નિરોધ ) અને કાર્યદક્ષતા હોય છે, તો શાળાનો કારભાર હળીમળીને સરળ રીતે ચાલે છે.

## પ્રકરણ ૧૨—શિક્ષા* અને ઇનામ

**શિક્ષા એ દાક્તરના નસ્તરની માફક અનિષ્ટ બાબત છે અને તેનો ત્યાગ કરવો જોઈએ. તોપણ બંનેની જરૂર પડે છે.**

**નિયમભંગનું કારણ**

બાળકમાં જે પ્રેરણાઓ, લાગણી અને આવેગ છે, તેને લીધે તે નિયમો બરાબર પાળી શકતું નથી. તેના મનના વિકારોને કાબુમાં રાખી તેને કામ કરવાની ટેવ પાડવી, એ કેળવણીનો ખાસ હેતુ છે; પણ શાળામાં જ્યાં ઘણાં અણઘડ છોકરાંઓ ભેગાં થાય છે ત્યાં કેટલાક ગુન્હા થઈ જાય છે. કારણકે તેમનામાં આત્મસંયમ ઓછો હોય છે. આને લીધે **શિક્ષાની** જરૂર પડે છે.

જો દરેક જાતની શિક્ષા કાઢી નાખવામાં આવે, તો વ્યવસ્થા શિથિલ થઈ જાય છે અને એક પ્રકારની અરાજકતા પ્રવર્તે છે.

* શિક્ષાનો મૂળ અર્થ અભ્યાસ કે શિક્ષણ થાય છે, પણ શિક્ષકના ઉપદેશ કે તેણે કહેલું નહિ માનવાથી જે સજા કરવામાં આવે છે, તેને હાલમાં **શિક્ષા** કહે છે.

નિયમોના અમલ માટે કેટલેક દરજ્જે થોડી કે વત્તી શિક્ષાની હાલના સંજોગોમાં જરૂર પડે છે એ નિર્વિવાદ છે. સમાજ અથવા શાળાના નિયમો નહિ પાળવાથી કોઈ પણ પ્રકારનું જે દુઃખ દેવામાં આવે છે તેને **શિક્ષા** કહે છે. આવા દુઃખની લાગણીને લીધે તે ફરીથી ગુન્હો કરતાં અટકે છે. ગુન્હા તરફ તેને અણગમો ઉત્પન્ન થાય એ શિક્ષાનો હેતુ છે. પણ તેના કેટલાક ગેરફાયદા છે તે ધ્યાનમાં રાખવાની જરૂર છે. શિક્ષાને લઈને બાળકને દુઃખ થાય છે અને તેથી શીખવા પ્રત્યે તેને અણગમો પેદા થાય છે. વળી શિક્ષક તરફ તે નાખુશ થાય છે. ઘણી વખત વિશેષ શિક્ષા કરવામાં આવે છે તેને લીધે બાળક નફટ થઈ જાય છે.

**શિક્ષાનો અભાવ**

શાળામાં ચાલતા વાતાવરણ અથવા તેની પ્રતિષ્ઠાની અસર શાળાની વ્યવસ્થા ઉપર થાય છે. તેનો મુખ્ય આધાર શિક્ષકના વ્યક્તિપ્રભાવ ઉપર રહે છે. નિયમિત હાજરી, સ્વચ્છતા, સુઘડતા, કહ્યાગરાપણું વગેરે ગુણ બાળકમાં કુદરતી રીતે શાંત અને અદૃશ્ય થતી અસરથી ખીલે છે. બાળકના સદાચાર અને સારી રીતભાતનો આધાર શાળાના પ્રભાવ ઉપર મુખ્યત્વે હોય છે. આ કારણને લીધે મુખ્ય શિક્ષકનું ચારિત્ર તથા તેની રીતભાત. વર્તન વગેરે ઉંચા પ્રકારનાં હોવાં જોઈએ. બનતા સુધી શિક્ષકે પાઠની સારી તૈયારી કરી શિક્ષાનો પ્રસંગ આવે નહિ એવું સારૂં શિક્ષણ આપવું. શિક્ષકની રીતભાત, તેની સહાનુભૂતિ, બાળસ્વભાવનું જ્ઞાન તથા કુનેહથી કામ કરવાની રીત વગેરે બાબતોને લઈને શાળાની વ્યવસ્થાના નિયમનો બહુ ઓછો ભંગ થાય છે, એટલે શિક્ષા કરવાના પ્રસંગો ઓછા આવે છે બાળક જે કાંઈ ગુન્હો કરે, તેથી તેને તરત શિક્ષા કરવી નહિ; પણ તેનું કારણ શોધી કાઢી તેનું વર્તન સુધારવા તરફ ખાસ લક્ષ આપવું. હાલમાં કેટલાક કેળવણીકારો શાળામાં શિક્ષા કરવાની તદ્દન વિરુદ્ધ છે. શિક્ષકના બાળમાનસના જ્ઞાનનો અભાવ અને તેની સાથે લુખ્ખુ શિક્ષણ,

સહાનુભૂતિની ન્યૂનતા વગેરે દોષોને લઈને શાળામાં અનેક જાતના ગુન્હાઓ થાય છે. તેમનું આવું કહેવું કેવળ ભાવનાને અનુલક્ષીને નથી, પણ તેમણે શાળામાં વ્યવસ્થાને અંગે જે અનુભવ મેળવ્યો છે, તે ઉપરથી તેઓ પોતાનો સિદ્ધાંત રજુ કરે છે. તેમનો મૂળભૂત સિદ્ધાંત એ છે કે બાળકનામાં કુદરતી રીતે પાપ વાસના હોતી નથી, પણ તેમની પરિસ્થિતિ કઢંગી અને પ્રતિકૂળ હોવાથી તેમની નૈસર્ગિક પ્રેરણાઓ તેમને ઉંધે રસ્તે ખેંચી જાય છે. તેથી તેઓ ગુન્હા કરે છે. આ કારણને લીધે તેમની સહજ લાગણી, વેગ તથા વૃત્તિઓ સંતુષ્ટ થાય તેવું તેમની આસપાસ વાતાવરણ હોવું જોઈએ. બાળકોને આત્મશાસનની ટેવ પડે તે માટે શાળામાં ઊંચી કોટિના ચારિત્રવાન શિક્ષકની જરૂર છે, કારણકે કેળવણીના સર્વ તંત્રનો આધાર શિક્ષકના ઉપર રહે છે એ અગત્યનું સત્ય કદી ભૂલી જવું જોઈએ નહિ. શિક્ષાના પ્રકાર અને તે કરવાની રીત સંબંધી નીચે મુજબ જે વિવેચન કર્યું છે, તે હાલની પરિસ્થિતિ ધ્યાનમાં રાખી કરવામાં આવ્યું છે.

શિક્ષા કરવાના બે હેતુ છેઃ (૧) વિદ્યાર્થીઓએ અમુક ગુન્હો કર્યો છે, માટે તેને અમુક શિક્ષા થવી જ જોઈએ, એવી લાગણી એ શિક્ષાનો પ્રથમ હેતુ છે. કુદરતી શિક્ષા આવા પ્રકારની છે. કુદરતના જે જે નિયમોનો

**કુદરતી શિક્ષા**

ભંગ થાય છે, તેના ગુનેગારને તરત શિક્ષા થાય છે. રસ્તામાં બેદરકારીથી ચાલવાથી પગમાં કાંટો વાગે છે કે ખાડામાં પગ પડવાથી તે મચકોડાય છે. કુદરતી શિક્ષામાં કંઈ માફી હોતી નથી, તેમજ ઘણી વખત ગુન્હાના કરતાં વધારે ભારે શિક્ષા થાય છે. સહેજ ગફલતથી પગ ભાંગી જાય કે શરીર નાશ પામે, એ ઘણી ભારે શિક્ષા કહેવાય, પણ તેનો એક ફાયદો એ છે કે તેને લીધે મનુષ્યને ખાતરી થાય છે કે જો કોઈપણ ગુન્હો કરવામાં આવશે, તો જરૂર તેની શિક્ષા ખમવી પડશે, અથવા કાંઈ સારૂ કરવામાં આવશે તો તેનો ફાયદો તેને અવશ્ય મળશે તેનાથી ગુન્હા થતા અટકે છે. કુદરતી શિક્ષા

અનિવાર્ય તેમજ તાત્કાળિક હોય છે. વળી તે એકસરખી અંગત રાગ કે દ્વેષ વગરની હોય છે. જ્યાં જરા માફી આપવામાં આવે છે કે નરમ શિક્ષા કરવામાં આવે છે, ત્યાં ગુનાની સંખ્યા વધવા માંડે છે; પણ મનુષ્યમાં દયાનો અંશ હોવાથી તેનાથી કુદરત જેવું નિષ્ઠુર થવાતું નથી. વળી કેટલીક વખત કુદરતી શિક્ષાની અસર એટલી બધી ધીમી હોય છે કે તેના નિયમભંગની શિક્ષા લાંબી મુદ્દતે જણાય છે. દારૂડીઆનું શરીર ઘણા વખતની ટેવ પડ્યા પછી બગડે છે.

ગુનાને માટે શિક્ષા થવી જોઈએ એવી શિક્ષાને **પ્રતિફળદાયક** કહે છે. તેમાં ગુનો કરનારને સામું ફળ મળવું જોઈએ એ હેતુ છે.

**શિક્ષાનો હેતુ**

વળી તેમાં વેરની લાગણી સ્પષ્ટ જણાય છે. કોઈ માણસે ખૂન કર્યું હોય, તો તેને પણ ફાંસીએ લટકાવવો જોઈએ, એ આ જાતની શિક્ષા છે અને તે સરકારી કાયદામાં હોય છે. તેનો હેતુ અન્ય વ્યક્તિઓને તેવો ગુનો કરતાં અટકાવવાનો છે, તેથી આવી શિક્ષા **નિવારક** કહેવાય છે. કોઈ છોકરાએ ચોરી કરી હોય, અને જો તેને માફી આપવામાં આવે, તો તેથી બીજાં છોકરાં ઉપર ખરાબ અસર થાય છે. બીજાં છોકરાં તેવો ગુનો કરતાં અટકે, એ આવી શિક્ષાનો મુખ્ય હેતુ છે. ગુનાની શિક્ષા થાય છે એવી લાગણી તેમનામાં હોય છે, તો તેઓ ગુનો કરતાં અચકાય છે. નિયમભંગ કરનારને દુઃખ ખમવું પડે છે એવી સમજણને લઈને વિદ્યાર્થીઓ નિયમનું પાલન ચીવટથી કરે છે. ત્રીજી જાતની શિક્ષામાં ગુનેગાર વિદ્યાર્થીને શિક્ષા કરી સુધારવાનો ઉદ્દેશ છે, તેથી તે **સુધારક** શિક્ષા કહેવાય છે. બાળકનું હૃદય સુધારી તેને બીજા ગુના કરતાં સમજાવીને અટકાવવો એ રીત સારી છે. ફક્ત શિક્ષાના ભયથી ગુના થતા અટકે, તેના કરતાં વિદ્યાર્થીઓ પોતે સમજીને નિયમોનું પાલન કરે, એ સારી વ્યવસ્થા કહેવાય છે. શિક્ષકે બીજા અને ત્રીજા પ્રકારની શિક્ષાનો અમલ કરવાનો છે.

શિક્ષકે હંમેશાં ગુનાના પ્રમાણમાં શિક્ષા કરવી, એટલે તે

વ્યાજબી હોવી જોઈએ. તેમાં ગુન્હો કરનારનો ઇરાદો તથા તે પરિસ્થિતિ ધ્યાનમાં લઈને શિક્ષા કેટલી અને કેવી કરવી તે ઠરાવ વળી બાળકની પ્રકૃતિ અનુસાર શિક્ષાનું પ્રમાણ હોવું જોઈએ. કે કોમળ હૃદયના બાળકને સહેજ ઠપકો આપવાથી વધારે અસ થાય છે. કોઈ કઠણ હૃદયના બાળકને ભ શિક્ષા કરવાથી પણ જોઈતી અસર થતી નથ

**શિક્ષા કરવાની રીત**

અને ત્યાંલગી થોડી હલકી શિક્ષા કરવી. તેમ તે કવચિત કરવી. શિક્ષકે એકદમ ભારે શિક્ષા કદી કરવી નહિ જો પ્રથમ શિક્ષાની કંઈ અસર થાય નહિ, તો જ જરા ભારે શિક્ષા કર જે શિક્ષાથી બાળકના મન ઉપર કંઈ પણ અસર થતી નથી શિક્ષા નકામી છે. વિદ્યાર્થીના મન ઉપર અસર થાય તેટલી શિ કરવી જોઈએ. શિક્ષા એ ફક્ત ગુન્હાના બદલા તરીકેની નસીબ નથી; પણ તેની સાથે તેનું અંતઃકરણ સુધારવાનો તેમાં હેતુ રહે છે અને તેને માટે તેના ઉપર સારી અસર ઉપજે એવી શિક્ષા કરવા જરૂર છે; એટલે તે ગુન્હો કરવાથી તે કરે નહિ એવું દુઃખ તેને થવું જોઈએ જે સખ્ત લાભકારક નીવડે તે કરવાની શિક્ષકે કાળજી રાખવી. ઓછા ઓછી શિક્ષાથી વધારેમાં વધારે અસર બાળક ઉપર થાય એમ ક સમજવા જોગ છે. શિક્ષા કુદરતી અને વ્યાજબી હોવી જોઈએ અ તરત થવી જોઈએ. વળી જે નિયમ ઘડયા હોય તે મુજબ શિ થવી જોઈએ, પણ શિક્ષાનો આધાર શિક્ષકના તરંગ પર રહે જોઈએ નહિ.

શિક્ષાના જુદાજુદા પ્રકાર છે અને ગુન્હાનું પ્રમાણ તથા બાળક માનસ તપાસી તેનો ઉપયોગ કરવો. તેની સાથે એટલું યાદ રાખ જોઈએ કે જે શાળામાં ઓછામાં ઓછી શિક્ષા થાય છે તેની વ્યવસ ઉત્તમ ગણાય છે. વિદ્યાર્થીને શિક્ષા કરવાના વારે વારે પ્રસંગ આવે, વ્યવસ્થાની શિથિલતા બતાવે છે; પણ શિક્ષા કરવાનો પ્રસંગ આવે ત્ય ગંભીર મનથી પોતાને જાણે દિલગીરી થતી હોય એમ શિક્ષા કરવી.

શિક્ષા કરવાથી શિક્ષક ખુશ થાય છે અને એવી તેનામાં વેરની લાગણી છે, એવી છાપ વિદ્યાર્થીના મન ઉપર પડવી જોઈએ નહિ. વળી શિક્ષા ગુનેગારને શા માટે કરવામાં આવે છે તે તેને બરાબર સમજાવવું જોઈએ. વર્ગમાં ઘોંઘાટ થાય ત્યારે ગમે તે વિદ્યાર્થીને મારવો એ ન્યાય નથી. વિદ્યાર્થીનામાં ન્યાય અન્યાયની સમજણ હોય છે એ શિક્ષકે યાદ રાખવું. જો શિક્ષકને વિદ્યાર્થી પ્રત્યે દીલસોજી હોય છે અને તે એમ ધારે છે કે જે કાંઈ શિક્ષા શિક્ષક કરે છે તે તેના હિત માટે છે, તો તેને ગુસ્સો થતો નથી. શિક્ષા કરવા કરતાં શિક્ષાના ભયથી સારૂં કામ થાય છે, એ બાબત યાદ રાખવી. બાળકે નિયમનો ભંગ શા કારણથી કર્યો છે તેનો પ્રથમ શિક્ષકે વિચાર કરવો જોઈએ. જો તેની નયત ખોટી હોય તો તેને શિક્ષા કરવી જોઈએ. કેટલીક વખત હુકમ અસ્પષ્ટ હોવાથી બરાબર સમજવામાં આવતો નથી, અથવા બાળકની અસ્વસ્થ પ્રકૃતિને લીધે કે બીક તથા ગભરાટને લીધે તેનો અમલ થઈ શકતો નથી. વળી તે ક્રોધ કે આવેશને વશ હોવાથી તે સહસા કામ કરવા જાય છે. તેનામાં તીવ્ર કલ્પનાશક્તિ હોવાથી તે ખરૂંખોટું એકદમ પારખી શકતું નથી. બનતાં સુધી એકદમ શિક્ષા કરવાની જરૂર નથી. જો દીલસોજી અને માયાથી તથા બે મીઠા બોલ બોલવાથી કે નારાજી બતાવવાથી બાળક સુધરે નહિ. તો તેને માટે જરાક આકરો ઉપાય લેવો. પ્રથમ ગુન્હા માટે દીલગીરી દર્શાવવામાં આવે અને તેને ખરો પશ્ચાતાપ થાય તો માફી આપવી કે જેથી તેને સુધરવાનો અવકાશ મળે. ગુનેગારને ફક્ત શિક્ષાથી સુધારી શકાતો નથી. બહુમાં બહુ તો બીકથી તે ગુનો કરતાં અટકે છે. ખરી રીતે તો તેનું અંતઃકરણ શુદ્ધ કરાવી તેનું વર્તન સુધારવાની જરૂર છે. જે બાબત નીતિમય અને સારી છે તેના ઉપર તેની પ્રેમવૃત્તિ જાગૃત કરવી. જે બાબત ખોટી છે તેના તરફ તેણે તિરસ્કાર બતાવવો જોઈએ. આવી રીતે તેની મનોવૃત્તિ ટેવથી દૃઢ કરવી જોઈએ. જે શાળામાં શિક્ષાના વારંવાર પ્રસંગો ઉભા થાય છે તેમાં વ્યવસ્થાની મોટી

ખામી છે એ સ્પષ્ટ છે. નાનાં છોકરાંને વારંવાર શિક્ષા કરવાથી તેઓ બીકણ થઈ જાય છે અને આગળ ઉપર તેનું ચારિત્ર બરાબર ખીલતું નથી.

**જુદા જુદા ગુન્હાઓ**

છોકરાઓ નિયમિત રીતે નિશાળમાં આવે નહિ, ઘેરથી તૈયાર કરીલાવવા આપેલું કામ કરે નહિ, વર્ગમાં પાઠ ચાલતો હોય ત્યારે ધ્યાન આપવામાં આવે નહિ અને બીજાં બાળકો સાથે વાતો કર્યાં કરે, કેટલીક વખતે બીજાં બાળકોનું લખાણ ઉતારીને પોતાનું તૈયાર કરેલું કામ છે એવો ઢોંગ કરી શિક્ષકને છેતરવામાં આવે. કોઈ કોઈ બાળક ચોપડી કે પેન બેદરકારીને લીધે લાવે નહિ; વળી કેટલાક બીજાની સાથે તોફાન કરી અમુક વિદ્યાર્થીને સતાવે અથવા મારે--આવા અનેક પ્રકારના ગુન્હાઓ શાળામાં થાય છે. શિક્ષકે હંમેશાં ગુનાની સજા તરત કરવી નહિ; કારણકે તે વખતે ગુનેગારનું મન ઉશ્કેરાએલું હોય છે. તેણે કદી પણ શિક્ષા કરવામાં આનંદ માનવો નહિ. શિક્ષકને ગુસ્સો થયો હોય, ત્યારે તેણે શિક્ષા કરવી નહિ; પણ પોતે તે માટે દીલગીર છે એવો તેનો ભાવ દર્શાવવો. શિક્ષા કર્યા પછી ગુનેગાર ઉપર અપ્રીતિ રાખવી નહિ. ગુન્હાના પ્રમાણમાં શિક્ષા કરવી અને તેનું કારણ સમજાવવું. ગુન્હો કર્યો છે અને તે માટે શિક્ષા થાય છે અને તે વ્યાજબી છે એવું વિદ્યાર્થીને સમજાય છે ત્યારે શિક્ષાનો હેતુ પાર પડે છે. ફક્ત દુઃખ દેવું એ શિક્ષા નથી. બીક, ભય, કે ત્રાસથી ગુન્હાઓ થતા અટકાવવા એ વિચાર હાલમાં બાળકના ચારિત્રના વિકાસ પરત્વે અનિષ્ટ ગણાય છે. દૃષ્ટાંત, ઉપદેશ, પ્રેમ, દીલસોજી, વખાણ, સૂચન વગેરે આંતર સુધારણાની યુક્તિઓ વડે તેને ગુન્હા કરતાં અટકાવવો એ વધારે ઇષ્ટ છે અને શિક્ષકે વ્યવસ્થા જાળવવામાં તેનોજ ઉપયોગ કરવો. ઘણી વખત શિક્ષક શિક્ષા કરીને કે નસીઅત આપીને બાળકોને શીખવે છે. બીક અને શિક્ષાથી થતા દુઃખને લઈ ને તે કામ કરે છે, પણ તેની કુદરતી ઇચ્છાઓ દબાઈ જવાથી તે ભયના વાતાવરણમાં ઉછરે છે અને તેને લીધે તેને ભણ-

વાનો શોખ થતો નથી. વળી શિક્ષક અને શિષ્ય વચ્ચે વિરોધભાવ થવાથી તેમને એકબીજા પર અણગમો ઉત્પન્ન થાય છે.

(૧) **નાપસંદગી:**—જે બાળક નકામો અવાજ કરે, બીજાને હેરાન કરે તથા મોડા આવે કે પાઠ તૈયાર કરે નહિ તેને સુધારવાને માટે પ્રથમ શિક્ષકે પોતાની નારાજી બતાવવી. બાળક હંમેશાં શિક્ષકને ખુશ રાખવા પ્રયત્ન કરે છે. શિક્ષક તેનું કામ પસંદ કરે એવી હોંસ બાળકને હોય છે, તેથી તેના મન ઉપર અસર થાય અને તે તેની ટેવ સુધારે તે માટે શિક્ષકે તેના તરફ નારાજ થવું. આવી નાપસંદગી તેને મન શિક્ષા છે.

**શિક્ષાના પ્રકાર**

(૨) **એકાંતમાં ઠપકો:**—અગાઉ જણાવેલા દોષો સાધારણ રીતે શાળામાં જોવામાં આવે છે. ઘણી વખત તેઓ અવિચારીપણાને લીધે કેટલાક ગુન્હા કરે છે; તેથી માયાળુપણે ઠપકો દેવાથી તે સુધરે છે. તેને માટે તેની સ્વમાનની લાગણી ઉપર અસર થાય તેમ બાળકને એકાંતમાં ઠપકો આપવો. "તમારા જેવા સારા માબાપના દીકરાથી આવું થાય નહિ. તમે શાળામાં આ નિયમ તોડયો તે માટે હું ઘણો દીલગીર છું. હવેથી તમે આવું નહિ કરો, એવી હું આશા રાખું છું." આવી રીતે તેના ઉપરના પ્રેમ અને વિશ્વાસને લીધે તેને સહેજ જેવો ઠપકો આપવાથી તેના મન ઉપર સારી અસર થાય છે.

(૩) **વર્ગની અંદર ઠપકો:**—એકાંતમાં આપેલો ઠપકો અસરકારક નીવડે નહિ, તો વર્ગમાં તેને હલકા શબ્દો વાપર્યા વગર અગર ગાળ દીધા વગર ઠપકો આપવો. કારણકે તેને હંમેશાં પોતાના ગોઠીઆના અભિપ્રાયની દરકાર હોય છે. તેમની સમક્ષ તેનું માન ભંગ થાય તેની તેને ઘણી બીક હોય છે, માટે તેને વર્ગમાં ઠપકો આપવો. બીજાની સમક્ષ ઠપકો મળવાથી તેના ઉપર ભારે અસર થાય છે. વળી ઠપકાથી તેના ઉપર અસર થાય તેવી રીતે તે આપવો, પણ બીજાં છોકરાં ચીડવે એવાં તેને ઉપનામ આપવાં નહિ. તેમજ

વારેવારે જાહેર ઠપકો આપવાથી તે માનભંગ થાય છે અને તેથી તે બેદરકાર બને છે તે બાબત શિક્ષકે યાદ રાખવી.

(૪) **નામોશી:**—શિક્ષક વિદ્યાર્થી સાથે સહાનુભૂતિ ધરાવતો હોય, અને તે બાળકની વર્તણૂકથી દીલગીરી કે ખેદ બતાવે, તો કેટલીક વાર સારી અસર ઉપજે છે. ઘણી વખત ઠપકાની જોઈએ તેવી અસર થતી નથી. તેથી તેને બીજી શિક્ષા કરવાની જરૂર પડે છે. પ્રથમ નંબર ઉતારવો અને પછી માર્ક કાપવા. જે શાળામાં નંબરની ગણના હોય ત્યાં આનો અમલ થઈ શકે છે. વર્ગમાં ઉભો રાખવો. વર્ગ બહાર કાઢવો. રમતગમતમાં તેને રમવા દેવો નહિ. નીચલા વર્ગમાં ઉતારવો. આ શિક્ષાનો ચઢતો ક્રમ છે. બનતાં સુધી આમાં એકદમ છેલ્લે પાટલે બેસવું નહિ.

(૫) **ગોંધી રાખવો તે:**—વિદ્યાર્થી પોતાના પાઠ તૈયાર કરે નહિ તેવી તેને ટેવ પડી હોય, તો શાળામાં ગોંધી રાખવાની શિક્ષા કરવામાં આવે છે. તે વખતે તેને ખુલ્લી હવાનો તથા ફરવાનો આનંદ મળતો નથી, તેથી તેના મન ઉપર ભારે અસર થાય છે. દરેક વિદ્યાર્થીને શાળામાંથી છૂટયા પછી ઘેર જવાનું મન થાય છે, પણ તેને શિક્ષા તરીકે એટલા માટે બેસાડી મૂકવામાં આવે છે કે બીજે દિવસે તે તેના પાઠ કરી લાવે. આવી રીતે તેની સ્વતંત્રતા લઈ લેવાથી તેને ઘણું લાગે છે. વળી તેને તે વખતે કંઈક કામ સોંપવું. જે કામ કરવાથી તેને બીજે દિવસે અભ્યાસમાં મદદ થાય તેવું કામ તેની પાસે કરાવવું. આ શિક્ષા મોટાં છોકરાં માટે હોવી જોઈએ અને તેનો ઉપયોગ થોડો કરવો.

(૬) **લખવાનું કામ:**—વિદ્યાર્થીને ગોંધી મૂકવા ઉપરાંત અભ્યાસ નહિ કરવા બદલ તેમજ હલકા ગુન્હા બદલ તેને ઘેરથી થોડું લખી લાવવા કહેવું. તે બાબત તેના અભ્યાસને લગતી હોવી જોઈએ. પણ તે બરાબર સારા અક્ષરે લખેલી હોય તેની શિક્ષકે ખાતરી કરવી. શીખવાના વિષય ઉપર તેને કંટાળો આવે નહિ, તે આમાં

શિક્ષકે ખાસ જોવું. અમુક લીટી પચાસ કે સો વાર લખી લાવવા કહેવું તથા અમુક પાઠ પચીસ વખત વાંચવો એવી શિક્ષા કરવાથી તેના ઉપર નકામો બોજો પડે છે અને આવું વેતરું કરવાથી તે કંટાળી જાય છે.

(૭) **શારીરિક શિક્ષા:**—શિક્ષકે બાળકને શારીરિક શિક્ષા કરવી કે કેમ, એ બાબત સંબંધી કેળવણીકારોમાં મતભેદ છે. કેટલાક કહે છે કે "સોટી વાગે ચમચમ અને વિદ્યા આવે ધમધમ" તથા **लालयेत् पंच वर्षाणि दश वर्षाणि ताडयेत्** એ જમાનો હવે વહી ગયો છે. તે વખતે એમ માનવામાં આવતું હતું કે શિક્ષા સિવાય બાળકો અભ્યાસ કરી શકેજ નહિ. હાલમાં શિક્ષણની પદ્ધતિ તથા વ્યવસ્થામાં ફેરફાર થયા છે, તેમજ જનસમાજની આ બાબત પરત્વેની વૃત્તિ બદલાઈ છે. શારીરિક શિક્ષાથી બાળક નફાર અને અધમ થઈ જાય છે. વળી શિક્ષક તથા વિદ્યાર્થી વચ્ચેનો સંબંધ કડવો થાય છે અને તેના તરફ તે ધિક્કારની વૃત્તિથી જુએ છે. કેટલીક વખત શિક્ષાને લીધે જુસ્સો દબાઈ જવાથી તે બીકણ થાય છે. વળી કેટલાક શિક્ષકોને તેવી શિક્ષા કરવાનું વારંવાર મન થાય છે. શારીરિક શિક્ષાથી બાળકનું માનસ ગુલામી થઈ જાય છે, કારણકે તે શિક્ષાના ભયથીજ કામ કરે છે. ઘણી વખત બહુ સખતાઈ કે જુલમથી વિદ્યાર્થીઓમાં બંડખોરવૃત્તિ જાગૃત થાય છે અને તેઓ અનેક રીતે તોફાન કરે છે. બાળકનું સ્વમાન સચવાય, અને તે નફાર થઈ જાય નહિ તે માટે શારીરિક શિક્ષા કદી કરવી નહિ.

જે શિક્ષક રસિક રીતે શીખવે છે, તેને વિદ્યાર્થીઓ સારું માન આપે છે. તેની નારાજી કે દીલગીરીથી વિદ્યાર્થીના મન ઉપર ભારે અસર થાય છે. વળી તેવા શિક્ષણનો લાભ તેને નહિ મળવાથી તેને એક રીતે જોતાં શિક્ષા થાય છે. નીચલા ધોરણમાં જો શિક્ષકે અર્ધો કલાક રસિક વાતો કહેવાની હોય છે, અને તે ફક્ત દસજ મિનિટ કહેવામાં આવે, તો આખા વર્ગને તેવો ગુન્હો ફરી નહિ કરવાની ચાનક રહે છે. બીજા કોઈપણ

ઉપાયથી બાળકને ગુન્હો કરતાં અટકાવી સુધારવાની જરૂર છે. શારીરિ
શિક્ષા એ જંગલીપણાની નિશાની છે, એવો એક પક્ષનો અભિપ્રાય
બીજા કેટલાક અભ્યાસ નહિ કરવા બદલ, તેમજ વર્ગમાં ધ્યાન ન
આપવા કે મોડા આવવા માટે તથા બેદરકારી વાસ્તે તથા બી
હલકા તોફાનના ગુન્હા માટે શારીરિક શિક્ષાની જરૂર નથી એમ
છે, પણ જ્યારે નીતિનિયમનો ભંગ થાય, ત્યારે સખત શિક્ષા
જરૂર છે એમ તેઓ માને છે. શિક્ષકનો અણગમો કે તેની નારાજ
થી બાળકો ગુન્હો કરતાં અટકે એ વધારે ઇચ્છવા જોગ છે. નીતિ
ભંગ માટે પ્રથમ ઠપકો તથા બોધ આપી બાળકને સુધારવા.
તેવી રીતે તેઓ સુધરે નહિ, તો તેનાં કારણો શોધી કાઢી તેને સુધ
રવો, પણ કદી શારીરિક શિક્ષાનો ઉપયોગ કરવો નહિ. જુઠું બોલ
કે ચોરી કરવા માટે આખી શાળાની રૂબરૂ જો યોગ્ય લાગે તો શિક્ષા કર
જોઈએ. તે વખતે તેણે ગુસ્સો કરવો નહિ, પણ તે પોતે તેને લઈ
નારાજ થયા હોય એવો ભાવ તેણે બતાવવો.

માથે ટપલાં મારવાં, કાન આમળવા, તમાચા મારવા, ગડ
પાટુ કે મુક્કીનો માર મારવો, ચૂંટી ખણવી, ઉઠબેસ કરાવ
ઉભા રાખવા, અંગુઠા પકડાવવા, કાનપટીઓ ઝલાવવી, ઉંધા
ખીંટીએ લટકાવવા, વગેરે અનેક જાતની સખત અને ક્રૂર શારીરિ
શિક્ષા પહેલાં થતી હતી; પણ હાલના વાતાવરણમાં તેવી શિક્ષા થોડી જ
જોવામાં આવે છે, અને કોઈ ઠેકાણે તો તે જવલ્લેજ જણાય છે. શિ
કરતાં બીજી અનેક રીતે બાળકને સુધારી શકાય છે. શારીરિક શિ
કરવા એ ઘાતકી શિક્ષા છે અને તેથી બાળક નઠોર થઈ જાય છે
બરાબર યાદ રાખવું. શિક્ષાને લીધે શિક્ષક પ્રત્યે તેને દ્વેષ ઉત્પ
થાય છે. શિક્ષક અને શિષ્ય વચ્ચે જે પ્રીતિભાવ હોવો જોઈએ
રહેતો નથી અને શાળા પરત્વેના દ્વેષને લઈને ભણતર પ્રત્યે
અણગમો પેદા થાય છે.

બનતાં સુધી વર્ગમાં ચોરી થાય નહિ તેવી વ્યવસ્થા કર

જોઈએ. હિસાબ ગણતી વખતે અથવા શ્રુતલેખનના પિરિઅડમાં છોકરાને છુટા છુટા આઘા બેસાડવાના જરૂર છે. વર્ગના સરસામાનને તોફાનને લીધે કંઈ નુકસાન થાય નહિ તે માટે રજામાં કે શાળામાં હાજર થતી વખતે મોનિટર દેખરેખ રાખે એવી ગોઠવણ કરવી. વારંવાર શિક્ષા કરવાથી વર્ગનો બંદોબસ્ત શિથિલ થઈ જાય છે. સારી વ્યવસ્થાવાળી શાળામાં ભાગ્યેજ શારીરિક શિક્ષા કરવાના જરૂર પડે છે; પણ આપણા દેશમાં શારીરિક શિક્ષા વિશેષ થાય છે, એનું મુખ્ય કારણ પરીક્ષા અને સારા શિક્ષણનો અભાવ છે. શિક્ષક પહેલેથી જો નિયમિત રીતે પાઠ બરાબર શીખવે, અને અને સારી તૈયારી કરી રસિક રીતે પાઠ આપે, તો વિદ્યાર્થીઓને પરીક્ષા વખતે બહુ મહેનત કરી ગોખવાની જરૂર પડતી નથી. કોઈ પણ રીતે પરીક્ષા પાસ કરાવવા માટે ગોખણપટ્ટી ચાલે છે અને જ્યારે વિદ્યાર્થીઓ પાઠ તૈયાર કરી શકતા નથી, ત્યારે સોટીની મદદ લેવામાં આવે છે. બાળકો શિક્ષાના ભયથી વિષયો ગોખી પાડે છે અને પરીક્ષા પછી તે તરત ભૂલી જાય છે; કારણકે તે બરાબર સમજીને મનમાં ઉતારવા માટે તેમને વખત મળતો નથી. વળી બાળકની નીતિ પોતાના સારા આચરણથી સુધારવી એવું શિક્ષક પોતાનું કર્તવ્ય સમજતો નથી. ઘણી વખત ઉપરી અધિકારીને ખુશ કરવાને અનેક જાતના ઢોંગ અને ફેનલ બાળકો કરે છે. બાળકો જે ગુન્હા કરતા હોય તે સુધારવા તરફ ખાસ લક્ષ આપવામાં આવે છે. તો તેવા ગુન્હા અટકી જાય છે. પોતાના ચારિત્ર્યથી અને ઉપદેશથી તેને સારી ટેવ પાડવાથી તે આગળ ઉપર ચારિત્રવાન થાય છે.

(૮) **બહાર કાઢી મૂકવો તે:**—વારંવાર ગુન્હા તથા અનીતિનાં કામ કરનાર હોય તેવા વિદ્યાર્થીને શાળામાંથી કેટલીક મુદત કાઢી મૂકવો એ છેલ્લી શિક્ષા છે. જે છોકરો સુધરી શકતો હોય નહિ, અને જે કુદરતી રીતે ખરાબ વૃત્તિનો હોય તેને શાળામાં રાખવાની જરૂર નથી, પણ આ નિર્ણય ઉપર આવતાં પહેલાં ગુનેગાર વિદ્યાર્થીના

માનસને બરાબર અભ્યાસ કરવાની જરૂર છે. કેટલીક વખત મગજના રોગને લીધે ખરાબ ગુન્હા થાય છે એ યાદ રાખવું. ગુનેગાર વિદ્યાર્થીના માબાપ સાથે વાતચીત કરી તેને સુધારવાને સખત પગલાં લેવા તેમને સમજાવવા. આવા વિદ્યાર્થીને સુધારવા માટે શિક્ષકમાં ઘણી કુનેહ અને અનુભવ હોવાં જોઈએ. જે શિક્ષકને આવી ભારે શિક્ષા કરવાની જરૂર પડે છે, તે પગલું તેના શિક્ષણ અને વ્યવસ્થાની નિષ્ફળતા સિદ્ધ કરે છે. તેણે બનતા સુધી બધા ઇલાજ અજમાવવા અને જો તે ભ્રષ્ટ નીતિનો હોવાથી સુધરી શકે એમ હોય નહિ, તો તેને બીજા તેવા વિદ્યાર્થીની રેફરમેટરી શાળામાં મૂકવો એ વધારે ઇચ્છવા જોગ છે. શાળામાંથી કાઢી મૂકવાનો ઇલાજ મહેતાજીએ બનતા સુધી જવલ્લેજ અજમાવવો.

**ઇનામ**

વિદ્યાર્થીઓ અભ્યાસમાં એક બીજા સાથે હરિફાઈ કરે અને પાઠમાં વધારે ધ્યાન આપે તે માટે કામના પ્રમાણમાં માર્ક આપે છે અને તે ઉપરથી નંબર ચઢાવે છે. મહીના આખરે તેના આધારે તેમનાં નામ ગોઠવવામાં આવે છે. આવી યુકિતઓથી વિદ્યાર્થીઓ તેમના અભ્યાસમાં વધારે કાળજી રાખે છે. હરિફાઈને લીધે કામમાં સુધારો થાય છે એ વાત ખરી છે; પણ હાલમાં લાલચ દ્વારા કામ લેવાની રીત કેળવણીકારોએ નાપસંદ કરી છે, અને તે ધીમે ધીમે ઓછી થતી જાય છે. વળી અતિશય હરિફાઈ થવાથી બાળકોમાં દ્વેષની લાગણી ઉત્પન્ન થાય છે, અને એક બીજાને નીચા પાડવા જુદી જુદી હલકી યુક્તિઓ શોધવામાં આવે છે. વિદ્યાર્થીઓને અમુક માર્ક મળ્યા છે અને તેનું નામ ઉપર આવ્યું છે કે નીચે ગયું છે, તે તેના અભ્યાસનું ખરૂં માપ નથી. જ્ઞાનની ખાતર ભણવાનું છે એ દૃષ્ટિ મુજબ પણ હવે કામ થઈ શકે છે. તોપણ કોઈ કોઈવાર તેમને ઉત્તેજિત કરવા માટે સહેલી પરીક્ષા લઈને અમુક પ્રસંગે માર્ક આપવા ઠીક છે. આને લીધે તમણે કેવું કામ કર્યું છે,

ક્ષક જાણી શકે છે. ઘેરથી તેઓ જે કામ તૈયાર કરી લાવે
માટે જો માર્ક આપવામાં આવે તો વાંધા જેવું નથી. શિક્ષા
યમભંગ માટેનું દુઃખ છે, તેમ ઇનામ એ સારા કામનો સુખ
નંદરૂપ બદલો છે. કોઈપણ કામ બે હેતુથી થાય છે. તે
કર્તવ્ય કે સ્વાર્થ હોય છે. કર્તવ્ય એટલે જે કામ આપણે
જોઈએ તે. તેમાં કોઈ આશા કે લાલચનો અંશ હોતો
કર્તવ્ય કર્તવ્યની ખાતર નિષ્કામપણે કરવામાં આવે છે.
ર્તવ્યની લાગણી થોડી વ્યક્તિઓમાં જોવામાં આવે છે,
ત આપણા જીવનનો આદર્શ હોવો જોઈએ. સાધારણ રીતે
ણા જીવનનું બીજું પ્રેરક બળ સ્વાર્થ છે. પોતાનું હિત કોઈપણ
થાય એવી જે ઇચ્છા થાય તે સ્વાર્થ છે. સ્વાર્થ સાધવામાં
ના હિતનો જવલ્લેજ વિચાર કરવામાં આવે છે. જો તેના
ી બળ તરીકે મનમાં સારો વિચાર આવે છે, તો તેને કોઈપણ
દાવી દેવામાં આવે છે, અને નિષ્કટકરૂપે સ્વાર્થ સાધવાનો
કરવામાં આવે છે. દરેક વ્યક્તિને આવી કુદરતી ઇચ્છા થાય
ળકો પણ લાલચથી પ્રેરાઈને કામ કરે છે. પણ આ હલકી
ી લાગણી છે. ફરજની લાગણી ઉંચા પ્રકારની હોવાથી વિદ્યાર્થી-
જેમ બને તેમ કોઈપણ આશા વગર તેમનું કામ કરે. એ
ઇચ્છવાજોગ છે.

બાળકોને મરજી માફક વર્તવાનું અને રમવાનું મન થાય છે.
તો રોકવા માટે ઇનામ આપવાની જરૂર પડે છે. લાલચ એ બડી
છે. પણ પોતાનું કામ બીજાને પસંદ પડે અને તેનાં વખાણ
એ દરેક વ્યક્તિને ગમે છે. જ્યારે તેને તેની મહેનતનો
મળે છે, ત્યારે તેને વધારે સારૂં કામ કરવાની હોંસ થાય છે.
વિદ્યાર્થીને ઇનામ મળે છે તેના વિષે બીજા વિદ્યાર્થીઓ ઉંચો
પ્રાય બાંધે છે અને તેને પોતાને માટે ગર્વ થાય છે, ઇનામને લીધે
ર્થી ઉદ્યમી થાય છે અને કાળજીથી અભ્યાસ કરે છે. વળી

તેનામાં સ્પર્ધાની લાગણી ઉત્પન્ન થાય છે. બીજાથી આગળ વધવું અને કીર્તિ મેળવવી એ કુદરતી વાસના દરેક મનુષ્યમાં જોવામાં આવે છે.

જો કે આરંભમાં લાલચની જરૂર પડે છે, પણ તેનો ઘણો થોડો ઉપયોગ કરવો જોઈએ. ઇનામ એ એક જાતની લાલચ છે. અલબત્ત તે સારા કામનો બદલો છે. અને તેથી તે અભ્યાસમાં કાળજી રાખે છે; તથા શિક્ષણમાં તેની રસવૃત્તિ જાગૃત થાય છે. પછી બાળક તેવી લાગણીથી પ્રેરાઈ વધારે ઇનામ મેળવવા માટે સારો વિદ્યાભ્યાસ કરે છે; પણ તેને લીધે વિદ્યાર્થીઓમાં અદેખાઈની વૃત્તિ ઉત્પન્ન થાય છે, એટલે એક બીજા સાથે હરિફાઈ થાય છે અને તેથી અભ્યાસમાં સુધારો થાય છે. દરેક વિષયમાં માર્ક આપવા અને નંબર ચઢાવવા તથા ઉતારવા અને પછી મહીનાની આખરે નામ ચઢાવવાં અને ઉતારવાં, વખાણ, ઇનામ કે બક્ષીસ, સ્કોલરશિપ, વર્ગના કેટલાક હક જેવા કે મોનિટરપણું, વગેરે વિદ્યાર્થીને સારૂં કામ કરવાનાં ઉત્તેજકો છે. તેને લીધે તે કાળજીથી અભ્યાસ કરે છે. અને તેને શીખવામાં રસ પડે છે. સાધારણ મનુષ્યને માટે તે જરૂરના લાગે છે, પણ તેનો ઉપયોગ થોડો થોડો કરીને આખરે વિદ્યાર્થી પોતાની ફરજ સમજી શાળાને લગતાં કામ ખુશીથી કરે એવી વ્યવસ્થા વધારે ઇચ્છવા જોગ છે; કારણકે વારંવાર લાલચ આપવાથી ફરજની લાગણી મંદ થઈ જાય છે અને તે હલકી વૃત્તિ છે. ઇનામને લીધે વિદ્યાર્થી અમુક વખતજ કામ કરે છે એ ઇચ્છવા જોગ નથી. ખરી રીતે તો જ્ઞાનની ખાતર અભ્યાસ થવો જોઈએ.

ઇનામ આપવાની અંદર ન્યાય અને વિવેકની જરૂર છે; એટલે ઇનામ ક્યારે આપવું, શા હેતુથી આપવું, અને કેટલું આપવું તેનો યોગ્ય વિચાર કરવાનો છે. દરેક માણસને તેના કામની કદર થાય તો તેને સારૂં લાગે છે, અને તેથી તે ઉત્તેજિત થઈ વધારે સારૂં કામ કરવા પ્રેરાય છે. શાળામાં જે વિદ્યાર્થી સારૂં કામ કરે તેનાં વખાણ કરી શિક્ષકે તેને ઉત્તેજન આપવું. વખાણને લઈને તેના

ઉપર સારી અસર થાય છે. તેને લીધે બીજા વિદ્યાર્થીઓ-તેની હરિફાઈ કરવાનું મન થાય છે. આમ સ્પર્ધા અને પ્રતિસ્પ-ર્ધાથી અભ્યાસમાં તથા રીતભાતમાં સુધારો થાય છે, પણ વખાણ કરવામાં વિવેકની જરૂર છે. ગેરવાજબી કે ખોટાં વખાણથી વિદ્યાર્થી

**મ આપવામાં વિવેક**

માઠી અસર થાય છે, કારણકે તેમાં લાયકાત જોવાતી નથી. શાબાશી .વી કે ઇનામ આપવું, તે જરૂર પ્રસંગે હોવું જોઈએ. કોઈ વિદ્યાર્થી વાંચે તો તેને વારે વારે શાબાશી આપવી એ ઠીક નથી, કારણકે વાર શાબાશી આપવાથી તેની કિંમત ઘટી જાય છે. નાનાં છોકરાં માં રસ લેતાં કરવા માટે કેટલીક શાળામાં નંબર કે જગ્યા ચઢા-માં આવે છે. જે બાળક ખરા જવાબ આપે તે બીજાના ઉપર છે. હિસાબ, શ્રુતલેખન, વાચન, વગેરે વિષયમાં તેની આવડત પ્રમાણે આપવામાં આવે છે. તેને લીધે વિદ્યાર્થીમાં ઉંચા નંબરને માટે ી થાય છે. અઠવાડીઆ કે મહીનાને આખરે જેનું નામ ઉપર ર છે તેને આનંદ મળે છે અને તેથી અભ્યાસમાં રસાકસી થાય શાળામાં સારૂં કામ કરનાર વિદ્યાર્થીને કેટલાક હક આપવા એ. મોનિટરપણું, ચાંદ, સર્ટીફિકેટ, ચોપડીઓ, માફી, સ્કોલરશિપ : વિવેકસર આપવાથી બીજા વિદ્યાર્થીઓને તેનું અનુકરણ કર-મન થાય છે. હિસાબ કે શ્રુતલેખન જેવું કામ તપાસવાનો સારા વિદ્યાર્થીઓને મળે છે. વળી હાજરી કે નંબર પૂરવાની સત્તા આપવામાં આવે છે. કેટલાક સારા વિદ્યાર્થીઓને બગીચાનું કામ, .કાલય, સંગ્રહસ્થાન વગેરે ઉપર દેખરેખ રાખવાનું કામ સોંપવામાં ર છે.

ઇનામના મેળાવડા વખતે ઘણા વિદ્યાર્થીઓને ઇનામ આપવાં . તેમજ એક વિદ્યાર્થીને બહુ ઇનામ આપવાની જરૂર નથી. ઇનામ બારે કિંમતનાં હોવાં જોઈએ નહિ. સારી હાજરી, ગ, ખંત અને સદાચાર માટે કેટલાંક ખાસ ઇનામ આપવાની જરૂર

૭. ઇનામમાં ફક્ત સારો અભ્યાસ, એ એકજ બાબત જોવાની નથી. ઉદ્યોગ, સારી રીતભાત, સેવા વૃત્તિ, સહકાર, વગેરે નૈતિક ગુણની પણ દર કરી તેવી લાયકાતવાળા વિદ્યાર્થીને ઇનામ આપવાં જોઈએ. જે વદ્યાર્થીને ઇનામ ન મળે તેમના તરફ દીલસોજી બતાવવી કે જેથી તેઓ નેરાશ અને અદેખા થાય નહિ, પણ તેમના અભ્યાસમાં આગળ ધે એવી રીતે તેમને પ્રોત્સાહન આપવું, કેટલીક વખત યોગ્ય ઇનામ માપવામાં મુસ્કેલી નડે છે. કોઈ વિદ્યાર્થીએ સારી મહેનત કરી હોય તને તે પરીક્ષામાં નિષ્ફળ ગયો હોય અને બીજો વિદ્યાર્થી તેની દ્ધિની ચપળતાને લઈ સહેલાઈથી ઉંચે નંબરે પાસ થયા હોય, તો મને કેવી રીતે બદલો આપવો એ કઠણ પ્રશ્ન છે. કેટલાકનો એવો ત છે કે મહેનતુ તથા ઉદ્યોગી વિદ્યાર્થીને ઇનામ મળવું જોઈએ. ીજા કેટલાક એવું ધારે છે જેનું પરિણામ સારૂં હોય તેને ઇનામ ાપવું જોઈએ. સારા સંજોગો કે અકસ્માત તથા કુદરતી શક્તિ તને ઘરની સારી સ્થિતિને લઈને વિદ્યાર્થી ઉંચે નંબરે પાસ થાય ; તેથી તેને વધારે ઇનામ મળે છે. આ ઉપરાંત વિદ્યાર્થીની જરૂ- આત પણ લક્ષમાં રાખવાની છે. હાલમાં કેટલીક એવી શાળાઓ કે જ્યાં ઇનામ, માર્ક વગેરે અનેક જાતનાં પ્રલોભનને તિલાંજલિ ાપી જ્ઞાન મેળવવાની ખાતર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. તે ળાની વ્યવસ્થા ઉંચા પ્રકારની હોય છે અને શિક્ષણ સારૂં રસિક તે આપવામાં આવે છે. વિદ્યાર્થીઓમાં હરિફાઈને લઈને અદેખાઈ, ાડીચુગલી, ખુશામત વગેરે દુર્ગુણો પેદા થાય છે. તેને બદલે અરસપ- સ સહકાર હોય છે, તો તેઓ ભાઈચારાની લાગણીથી એક ીજા પ્રત્યે વર્તે છે. આવી આદર્શમય શાળાઓ માટે ઉત્તમ પ્રકાર- ા શિક્ષકોની ખાસ જરૂર છે એ સાધારણ બાબત ઉપર ફરી ફરી ાર મૂકવાની જરૂર નથી. " જેવો શિક્ષક તેવી તેની શાળા " એ ાવણીનું સૂત્ર શાળાની વ્યવસ્થા, શિસ્ત તથા શિક્ષણ પરત્વે અક્ષ- ઃ સત્ય છે.

# પ્રકરણ ૧૩—શાળાનું આરોગ્ય

## એક તંદુરસ્તી હજાર નેઅમત.

હાલમાં શાળામાં બાળકની તંદુરસ્તી અને તેના શરીરના યોગ્ય વિકાસ પર જોઈતું ધ્યાન આપવામાં આવતું નથી. દૃઢ શરીર અને તેના અવયવોની તંદુરસ્ત ક્રિયાપર માનસિક પ્રવૃત્તિનો આધાર રહે છે એ જાણીતી બાબત છે, તેથી બાળકેળવણીમાં બાળકના શરીરનું આરોગ્ય એ તેના માનસિક વિકાસ માટે ઘણી અગત્યની બાબત છે.

શાળાનું મકાન ખુલ્લી હવામાં એકાંત જગ્યામાં હોવું જોઈએ.

**મકાનની જગ્યા**

ખુલ્લા ચોગાનમાં સારી હવાને લીધે સ્ફૂર્તિ સારી રહે છે. માણસની અવરજવર તથા ગાડાં કે ગાડીઘોડાની આવજા તથા વેપારની ધમાલને લીધે વિદ્યાર્થીઓ બરાબર ધ્યાન આપી શકતા નથી. નાના બાળકનું ધ્યાન ચંચળ અને અનૈચ્છિક હોવાથી અવાજને લીધે તે તરફ તેનું મન સ્વાભાવિક રીતે ખેંચાય છે. જોકે મોટી ઉમરના વિદ્યાર્થીઓ ચિત્ત એકાગ્ર કરી શકે છે, છતાં તેમને પણ ચિત્તનો વિક્ષેપ થાય છે; તેથી થોડી વસ્તીવાળા લત્તામાં મકાન હોય, તો શાંતિને લીધે વિદ્યાર્થીઓ સારૂં ધ્યાન આપી શકે છે. મોટા શહેરમાં ગાઢી વસ્તી, માલની અવરજવર તથા મોટર, ટ્રામ અને ઘોડાગાડીઓને લીધે ઘણો અવાજ થાય છે, અને તેથી વિદ્યાર્થીઓને બરાબર ધ્યાન આપી શીખવાનું મુશ્કેલ થઈ પડે છે. જો ગામ નાનું હોય તો નાનાં છોકરાં માટે તેની વચમાં તેમને માટે મકાન પસંદ કરવું. વળી તેની આસપાસ સૃષ્ટિસૌંદર્ય હોવું જોઈએ કે તેની શાંત અસરને લીધે તેને કુદરતની લીલા ઉપર પ્રેમ ઉત્પન્ન થાય. ગામડામાં ગામની બહાર પણ નજીકમાં મકાન હોવું જોઈએ. શહેરમાં મેદાનવાળા સારા લત્તામાં શાળાનું મકાન રાખવા જોગ છે. મકાનનું તળ આસ-પાસની જગાંથી ઉંચું રાખવું કે જેથી વધારે હવાની આવજાનો

લાભ વિદ્યાર્થીને મળે. તેની આસપાસના ખાડા પુરાવી નખાવવા અને ત્યાં ચોમાસામાં પાણી ભરાઈ રહે નહિ તેની ખાસ સંભાળ રાખવી. જો ત્યાં વરસાદનું પાણી ભરાઈ રહે. તો બાળકોને મેલેરીઆ તાવ આવવાનો સંભવ રહે છે. વળી શાળાની આસપાસ કચરો કે ગંદવાડ હોય તો તે સાફ કરાવી નાખવાં જોઈએ. શાળાનું મકાન વિશાળ હોવું જોઈએ કે જેથી તેમાં પુષ્કળ અજવાળું અને પુરતી સ્વચ્છ હવા આવી શકે. તેને માટે મકાનની લંબાઈના $\frac{1}{4}$ કે $\frac{1}{6}$ ભાગમાં બારીબારણાં હોવાં જોઈએ. કેટલીક શાળામાં પુરતાં બારણાં અને જાળીઆં નહિ હોવાથી જોઈતા અજવાળાનો લાભ બાળકોને મળતો નથી. શાળામાં વધારે પ્રમાણમાં હવા આવે તેવી ગોઠવણ કરવાની જરૂર છે. તેને લીધે વિદ્યાર્થીને વહેલો થાક લાગતો નથી અને તે ઉત્સાહથી સારૂં કામ કરે છે.

**ચોગાન**

જો શાળાને કમ્પાઉન્ડ હોય અથવા શાળાના ખાનગી મકાનમાં વાડો હોય, તો તેમાં શિક્ષકે શિક્ષણને ઉપયોગી થાય એવાં ફૂલઝાડ ઉછેરીને બગીચો કરવો જોઈએ. સૃષ્ટિજ્ઞાન તથા પદાર્થપાઠ માટે આવો બગીચો ખાસ ઉપયોગી થઈ પડે છે. સૃષ્ટિજ્ઞાનનો વિષય બીજાના ખેતરમાંના છોડનું અવલોકન કરાવી શીખવવા કરતાં, પોતાના ચોગાનમાં બી વાવી બાગ કરવો એ વધારે જરૂરનું છે. અમુક છોડનો વિકાસ કેવી રીતે થાય છે તેનું પ્રસંગોપાત અવલોકન કરી તેની નોંધ વિદ્યાર્થીઓએ લેવાની હોય છે; તેથી બગીચો એ શાળાનું આવશ્યક અંગ છે. છોકરાઓ માટે જમીનની સગવડ મુજબ ક્યારાઓ કરી તેમની પાસે છોડને પાણી પવરાવવું. જો શિક્ષક ઉત્સાહી હોય છે તો વિદ્યાર્થી ઉમંગથી કામ કરે છે. કેટલેક ઠેકાણે પાણીની ઘણી અડચણ હોય છે. પણ થોડી વધારે મહેનત લેવાથી તે અડચણ દૂર થઈ શકે એમ છે. વળી બગીચાને લીધે શાળાની શોભા વધે છે અને આસપાસની હવા સ્વચ્છ રહે છે. જો બગીચો થઈ શકે એમ હોય

નહિ, તો તેણે કુંડામાં શિક્ષણમાં ઉપયોગી થાય તેવા થોડા છોડ વાવવા જોઈએ. તેને લીધે શાળા સુંદર લાગે છે. કમ્પાઉન્ડમાં ડ્રિલ એવી રીતે થવી જોઈએ કે બીજા વર્ગને કાંઈ હરકત પડવી જોઈએ નહિ. રમતો રમતી વખતે જે કાંઈ નિશાનની જરૂર હોય તે કરવાની આવશ્યકતા છે. વળી ડ્રિલ વખતે ઉભા રહેવાની જગ્યાએ ચાક કે ઈંટથી અમુક લીટીઓ કાઢેલી હોય છે, તો છોકરાંને ઉભા રહેવાનું સુગમ પડે છે.

**મકાનની બાંધણી**

વિદ્યાર્થીના મોં સામે તેજ આવે એવી બેઠક કદી રાખવી નહિ. પણ આસપાસ અને પાછળથી પ્રકાશ આવે એવી ગોઠવણ થવી જોઈએ; એટલે વર્ગના ઓરડામાં અજવાળું માટે ભાગે ઉત્તર દિશા તરફથી આવવું જોઈએ. શાળામાં પવનના ઝપાટા આવે નહિ તેવી દિશામાં તે બાંધવું. સાધારણ રીતે તે પૂર્વ-પશ્ચિમ બાજુએ આવે એમ બાંધવું. ચોમાસામાં તેમાં પાણી ગળે નહિ તે માટે છાપરાંને બરાબર સંચરાવવું.

ભાડાના મકાનમાં જોઈતું હવાઅજવાળું ન આવતું હોય, તો મકાનના માલીકને સમજાવી બારી કે જાળીઆં મૂકાવવાં. તેમજ જો વર્ગ માળ ઉપર બેસતો હોય, તો ચઢવાનો દાદર ટુંકા પગથીઆનો ઢાળબંધ બરાબર મૂકાવવો અને નાનાં છોકરાંને નીચે બેસાડવાં. દાદર ઉપર કઠેરો હોવો જોઈએ કે બાળકો ભૂલમાં નીચે પડી જાય નહિ. વળી શાળાનું મકાન સાદું પણ પુરતી સગવડવાળું જોઈએ. જુદા જુદા વર્ગને માટે જુદા જુદા ઓરડા હોય તો વધારે સારૂં. મોટા શહેરમાં ભવ્ય મકાનની અસર બાળકના હૃદય ઉપર સારી થાય છે. વર્ગ દીઠ એકેક ખંડ હોવા ઉપરાંત પુસ્તકશાળા, સંગ્રહ-સ્થાન, શિક્ષકોને બેસવા માટે તથા કસરતશાળા અને પ્રયોગશાળા માટે જુદા જુદા ખંડ જોઈએ. વચલા ખંડમાંથી મહેતાજી બીજા વર્ગમાં જોઈ શકે કે જઈ શકે તે માટે તેમાં વચ્ચે બારણાં મૂકવાં. વર્ગના છોકરાંનો ઘોંઘાટ સંભળાય નહિ તે માટે ખંડની વચલી

ભીંતો ઠેઠ સુધી ચણેલી હોવી જોઈએ. કેટલીક શાળામાં મોટાં ખંડમાં પડદા મૂકી વર્ગની ગોઠવણ કરવામાં આવે છે; તેથી જરૂર પડે પડદા ખસેડી મોટા ખંડનો ઉપયોગ થઈ શકે છે. વર્ગનું ભોંયતળ લીંપણનું હોય તો તે વખતોવખત લીંપરાવવું અને સુઘડ રાખવું. જો તે છોબંધ કે પથ્થરનું હોય તો બેસવા માટે કંઈ પાથરવું જોઈએ.

**બીજી જરૂરીઆત**

મુખ્ય શિક્ષકે શાળાની સ્વચ્છતા ઉપર ખાસ લક્ષ આપવું. મકાન પાસે છોકરાં પેશાબપાણી કરી ગંદકી કરે નહિ તે શિક્ષકે બરાબર જોવું. જો તે માટે પેશાબખાનાં કે જાજરૂની અલાયદી ગોઠવણ ન હોય, તો તેમને ઘણે આઘે પાદરમાં કુદરતી હાજતો માટે મોકલવા. બાળકોને પાણી પીવાની જુદી ગોઠવણ હોય, તો તેમને ચોકખું તાજું પાણી મળે છે કે કેમ તે તેણે જોવું. ઘણી વખત પાણીની ઓરડીમાં ગંદવાડ હોય છે અને ત્યાં પુષ્કળ મચ્છરો જોવામાં આવે છે. કોઈ કોઈ વખત તો ગળાણું ઘણું મેલું હોય છે. વળી તેણે શાળાની આસપાસની જગ્યા સ્વચ્છ રાખવાની ઘણી કાળજી રાખવી. શાળાને લગતે કમ્પાઉન્ડ હોય તો બહુ સારૂં. તેમાં રમતગમત ડ્રિલ, કસરત તથા બાગબાની થઈ શકે છે. શાળાની ભીંત તથા ભોંયતળ સ્વચ્છ રાખવું જોઈએ. મકાન વાળીઝૂડીને સાફ રાખવાની ખાસ જરૂર છે. ઓસરીનો ભાગ છાયાવાળી જગ્યા તરફ હોવો જોઈએ, અને ઓસરી મકાનની બન્ને બાજુએ હોવી જોઈએ. ત્યાં ખુલ્લી હવામાં વર્ગ બેસાડી શકાય છે. તેનાં બારીબારણાં મોટાં અને ઉંચાં રાખવાં કે જેથી વર્ગમાં વધારે હવા આવી શકે. ભીંત ચુનાથી ધોળેલી હોય છે તો વર્ગમાં વધારે અજવાળું આવે છે. ભીંતો ભપકાવાળા રંગની હોવી જોઈએ નહિ, કારણકે તેથી છોકરાંની આંખો બગડે છે.

વર્ગનાં બધાં બારીબારણાં ઉઘાડાં રાખવાં કે જેથી ખરાબ હવા બહાર નીકળી જાય અને ચોકખી હવા અંદર આવે. વર્ગમાં

ઘણાં બાળકના શ્વાસોચ્છવાસથી હવા બગડે છે અને તેથી તેઓ સુસ્ત થાય છે. આ કારણને લીધે બાળકના તથા શિક્ષકના આરોગ્ય માટે વર્ગમાં પુષ્કળ હવાની જરૂર છે, તેથી વચમાં વચમાં છોકરાંને બહાર કમ્પાઉન્ડમાં હરવા ફરવા તથા રમવા માટે રજા આપવી. બાળકો બરાબર સીધા ટટાર ઉભા રહે તેમજ તેઓ બરાબર બેસે તે જોવું.

બાળકોને વર્ગમાં બેસવું ગમે તેવી વર્ગની વ્યવસ્થા રાખવી. મેજ, ખુરસી, કાળું પાટીઉં, પેટી વગેરે સામાન વ્યવસ્થાપૂર્વક એવી રીતે ગોઠવવો કે વર્ગમાં વધારે હવા આવી શકે અને વળી તે ગોઠવણ સુંદર લાગે. મેજ વર્ગની વચ્ચે મુકવું અને પાટીઆ ઉપરનું લખાણ બધા વિદ્યાર્થીઓ બરાબર જોઈ શકે તેમ તેને ગોઠવવું.

**વર્ગની ગોઠવણ**

શિક્ષકની નજર તળે બધો વર્ગ આવી રહે એવી રીતે તે ગોઠવવો, કારણકે કેટલીક વખત ખુણામાં બેઠેલાં છોકરાં ધ્યાન આપતાં નથી, અથવા તોફાન કરતાં હોય છે. આ કારણને લીધે છોકરાંની લાંબી હાર બનતા સુધી કરવી નહિ. થોડું સાંભળનારાં તથા ટુંકી નજરવાળાં છોકરાંને આગળ બેસાડવાં. જો ગેલેરી હોય નહિ અને નંબર આપવાના હોય નહિ, તો નાનાં છોકરાંને આગળ બેસાડવાની જરૂર છે. છોકરાંની હાર લાંબી કરવી નહિ. જો તેમની ત્રણ હાર થતી હોય તો ચાર હાર કરવી જોઈએ, કે જેથી આખો વર્ગ શિક્ષક એકીવખતે જોઈ શકે. દરેક વિદ્યાર્થી દીઠ ઓછામાં ઓછી ૧૨૦ ઘનફુટ જગ્યા અને બેસવાની જગા ૧૦ ચોરસ ફુટ હોય, તેવું મકાન વર્ગ માટે પસંદ કરવું.

આપણી શાળામાં જ્યાં ત્યાં શાહીના ડાઘ પડેલા જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે વિદ્યાર્થીઓ જોઈએ તે કરતાં કલમમાં વધારે શાહી લે છે અને પછી ખડીઆમાં તે પાછી નાખવાને બદલે નીચે ખંખેરે છે, તેથી વર્ગનું જમીનતળ તથા સામાન બગડે છે. આ એક

**સ્વચ્છતા**

જાતની બેદરકારીની ટેવ હોવાથી શિક્ષક તેમને યોગ્ય ઉપદેશ આપી તેમની ટેવ સુધારી શકે એમ છે; તેથી તેણે ખાસ ધ્યાન આપી બાળકને સ્વચ્છતાની ટેવ પાડવી. શાળામાં આવતાની વાર તેમનાં કપડાં, હાથ, મોં. દાંત, વાળ, વગેરે તપાસી સ્વચ્છ રહેવાની ફરજ પાડવી. શાળામાં એક ડોલમાં પાણી રાખી તેમને ત્યાં મોં વગેરે સાફ કરવા કહેવું અને પછી આયનામાં તેમનો ચહેરો જોવા સૂચવવું.

નિશાળમાં આવતાં બાળકોની તંદુરસ્તી જાળવવાની શિક્ષકની ફરજ છે, તેથી તેણે શાળામાં અને આસપાસ સ્વચ્છતા રાખવી. વર્ગમાં જમીનપર ધૂળ હોવી જોઈએ નહિ. કોઈ કોઈ વાર ભીંતે ધૂળ ચોંટેલી હોય છે અથવા બાવાં બાઝેલાં હોય છે. વળી દરરોજ શાળા સાફસુફ રાખવી. સામાન વ્યવસ્થિત રીતે ગોઠવેલા હોવા જોઈએ. બારીબારણાં, મેજ, ખુરસી, કબાટ પાટીઉ નકશા વગેરે ઝાપટીને સાફ રાખવાની જરૂર છે. દરરોજ નિશાળ વળાવવી. વળી સામાન ઝાટકાવરાવી લુસાવવો અને બરાબર ગોઠવવો. વળી ભીંત કે છાપરામાં જે જાળાં હોય તે કાઢી નાખવાં. વર્ગમાં સ્વચ્છતા, સુઘડતા અને વ્યવસ્થા ઉંચા પ્રકારની હોવી જોઈએ.

સાધારણ રીતે આપણી શાળામાં બાળકની સ્વચ્છતા પર ધ્યાન આપવામાં આવતું નથી. કેટલાંક છોકરાં ગંદાં લુગડાં પહેરીને નિશાળમાં આવે છે. તેમનું મોં, આંખો, વાળ, નખ વગેરે અવયવ તપાસી તેમને સમજાવીને ચોકખા રહેવાની ટેવ પાડવી જોઈએ. તેમના હાથ, પગ પર બહુ મેલ ચોંટેલો હોય છે. આ બાબતમાં શિક્ષકે વિદ્યાર્થીના માબાપને રૂબરૂમાં મળી સમજણ પાડવી. તેમનાં કપડાં, દફતર, ચોપડી, સ્લેટ, વગેરે સ્વચ્છ રાખવા તેમને વારંવાર કહીને સુઘડતા તથા વ્યવસ્થાની ટેવ પાડવી. શાળામાં શિક્ષકે છોકરાંના હાથ તથા મોં ધોવરાવી તેમને સ્વચ્છતાનું ભાન કરાવવું. સ્વચ્છ અને સુઘડ છોકરો કેવો સારો દેખાય છે તે તરફ તેમનું ધ્યાન ખેંચવું. વળી કોઈ વખત છોકરાંને સળેખમ થવાથી તેનું નાક ગળે છે, ત્યારે તેના કોટની બાંય

પડે તે લૂછે છે. આવી રીતે શિક્ષકે બને તેટલી કાળજી રાખી તેમને સ્વચ્છ અને સુઘડ રહેવા કહેવું અને તે મુજબ તેમનું વર્તન થાય તે ખાસ જોવું.

**આંખની સંભાળ**

હાલમાં ઘણા વિદ્યાર્થીઓની આંખ બગડવાથી તેમને મોટપણે ચશ્મા પહેરવા પડે છે. નાનપણમાં આંખની સંભાળ નહિ લેવાથી તેમની નજર ટૂંકી થાય છે. વાંચતી વખતે વર્ગમાં બરાબર પ્રકાશ પડે, તે માટે બધાં બારીબારણાં ખુલ્લાં રાખવાં. કાળા પાટીઆનું લખાણ બધાં બાળકો બરાબર વાંચી શકે તેવી રીતે તે ગોઠવવું. છોકરાંની સામેથી તેજ આવે નહિ તેવી રીતે તેમને બેસાડવા. પ્રકાશ પાછળથી કે આગળથી આવવો જોઈએ નહિ, પણ તેમની ડાબી બાજુએ તે આવે એવી ગોઠવણ સારી છે, કારણકે તેથી હાથનો ઓથો પડતો નથી. ઝાંખા કાગળપર તેમજ ઝીણા અક્ષરે લખેલી ચોપડીઓ વાંચવા દેવી નહિ. લખતી વખતે છોકરાંઓ આંખ પાસે સ્લેટ લાવે છે, તેમજ વાંચતી વખતે ચોપડી ઘણી પાસે રાખે છે. તેમને ઝીણા અક્ષરો લખવાની મના કરવી. તેમજ નીચા વળી લખતાં અટકાવવા. વળી નકશામાંથી નાના ગામ શોધાવવા નહિ. જેમની આંખ બગડેલી હોય તેઓ વાંચતી વખતે અમુક અક્ષર મૂકી દે છે. શિક્ષકે માબાપને વેળાસર દાક્તરી સલાહ માટે ખબર આપવી.

**બાળકની તંદુરસ્તી**

ઉઘાડે પગે નિશાળે આવવું; બજારમાંથી ગંદું ચવાણું વેચાતું લઈ ખાવું; વર્ગમાં થુંકવું; ચકલીએ મોં માંડી પાણી પીવું; આંગળીઓ, કપડાં, પેન્સિલ, ટાંકણી અથવા પૈસા મોઢામાં રાખવાં; દાંતથી નખ કાપવા; માટી અને કાગળ ખાવા; વર્ગમાં પાન ચાવવાં--આવી કુટેવોની શિક્ષકે પહેલેથી કાળજી રાખી બાળકોને વારંવાર ટોકી તેવી ટેવમાંથી મુક્ત કરવા જોઈએ. તેઓ શાળામાં આવે કે તરત તેનાં કપડાં, વાળ, દાંત, આંખો, નખ, મોં વગેરે અવયવની તપાસ કરવાથી બાળકોમાં ધીમે

ધીમે સુધારો થાય છે. દરેક વિદ્યાર્થીએ નહાવું જોઈએ એવી તેને ટેવ પાડવાની જરૂર છે. કેટલાક વિદ્યાર્થીઓ નહાતા નથી અને પરસેવાથી ચીકણાં થયેલાં એકને એક કપડાં ઘણા દહાડા સુધી પહેરે છે. આવા વિદ્યાર્થીને સમજાવીને તેમની ટેવ સુધરાવવી. બાળકની ચામડીની સ્વચ્છતા ઉપરાંત શિક્ષકે તેના વાળની સફાઈ જોવી. તેના વાળ સુંવાળા અને બરાબર વાળેલા હોવા જોઈએ. કોઈ કોઈ વખત તેમાં ધૂપેલ નાખવા કહેવું. શરદીને લીધે બાળકનું નાક ગળે, ત્યારે તેમાંથી ચેપી ગંદો પદાર્થ નીકળે છે, તે દૂર કરવો જોઈએ. જો છોકરાની આંખ દુઃખતી હોય, અથવા ચોંટી ગયેલી હોય, એમને શાળામાં બેસાડવાથી બીજા છોકરાઓને તે રોગ લાગુ પડે છે. છોકરાંના કાન પાકવાથી તેમાંથી પરૂ અથવા રસી નીકળે છે. બીજાં છોકરાં કાનમાં પેન કે પેનસીલ ઘાલે છે, ત્યારે તે રોગ તેમને લાગુ પડે છે. જો કાન સાફ કરવામાં આવતો નથી, તો કાન પાકવાથી બોડ રહી જાય છે, અને તેથી તે બરાબર સાંભળી શકતું નથી. સાધારણ રીતે નાનાં છોકરાં બરાબર દાતણ કરતાં નથી, તથા દાંત કેમ સાફ રાખવા તે તેઓ જાણતાં નથી. દરરોજ દાતણ કરવું અને પાણીથી લાકડે દાંત બરાબર ઘસીને સાફ કરવાની તેમને ટેવ પાડવી. વળી ઘણી વખત બાળકનાં કપડાં ઘણાં ગંદાં હોય છે, તો તે ધોવાની તેને સમજણ પાડવી, અને બધાં બટન ઘાલવાની ટેવ પાડવી. જો બટન તૂટી ગયાં હોય તો તે ટાંકવા માટે તેને કહેવું.

શરીરની યોગ્ય સ્થિતિ રાખવાનું અજ્ઞાન હોવાથી, મરડાઈ ગએલી કરોડ, બેસી ગએલી છાતી, બગડેલી આંખો, વાંકા વળી બેસવાની ટેવ, વાંકીચૂકી ચાલ, અને શરીરના બીજા કેટલાક દોષ અને રોગ વિદ્યાર્થીઓને થાય છે, તેથી ઉભા રહેતી વખતે, લખતી, વાંચતી કે ચાલતી વખતે તેના શરીરની બરાબર સંભાળ રાખવી જોઈએ. સીધા ટટાર બેસવાની તેમજ ઉભા રહેવાની ટેવ પાડવાની જરૂર છે. જ્યારે તે ખૂંધો બેસે ત્યારે તેને બરાબર બેસવા

કહેવું. ઉભા રહેતી વખતે ગરદન સીધી રાખીને માથું બરાબર ઉંચું રાખવું. દાઢી અંદર પડતી રાખવી, છાતી આગળ પડતી તથા ઉંચી રાખવી અને પેટના ભાગને તંગ રાખવો. વાંચતી વખતે બાળકે ટટાર બેસવું કે ઉભા રહેવું અને આંખથી ચોપડી એક ફૂટ દૂર રાખવી. સરળ વાચન માટે ચોપડીનો છાપેલો ભાગ સપાટીથી ૪૫ અંશને ખુણે રહે તેવી રીતે રાખવો. લખતી વખતે વાંકા વળવાથી તેની કરોડ વળી જાય છે; તેથી લખતી વખતે ઘોડી કરીને બેસવાથી તેને નમવું પડતું નથી. જો સ્લેટ ઢીંચણ ઉપર મૂકી લખવાનું હોય, તો તે વખતે તેણે કેડનો ભાગ સીધો રાખવો અને માથું જરા આગળ પડતું નીચું રાખવું.

બાળકને નાકથી શ્વાસ લેવા કહેવું. કેટલાંક છોકરાંનાં મોં ખુલ્લાં રહે છે, કારણકે તેમને નાનપણથી મોઢેથી શ્વાસ લેવાની ટેવ પડી હોય છે; તેથી મોં બંધ કરી શ્વાસ લેવા તેમને કહેવું. કોઈ વખત ગળામાંના કકડા ફૂલેલા હોવાથી તેને મોં ઉઘાડું રાખવું પડે છે. છોકરાંને જોરથી બોલતાં અને ગાતાં શીખવવું જોઈએ. જો છાતી નબળી હોય છે, તો તે જોરથી ઘાંટો કાઢી શકતું નથી. બાળકોને દીર્ઘશ્વાસ લેતાં શીખવવાની જરૂર છે. આપણી શ્વાસ લેવાની રીત એવી છે, કે તેનાથી આપણાં ફેફસાં હવાથી ભરપૂર થતાં નથી. ઊંડા શ્વાસથી ફેફસામાં બધી હવા જાય છે, અને ફેફસાં મજબુત થાય છે. ખુલ્લી હવામાં ડ્રિલ, રમત તથા કસરત કરાવીને બાળકનું શરીર દૃઢ અને તંદુરસ્ત બનાવવું.

---

## પ્રકરણ ૧૪—વર્ગવ્યવસ્થા

---

**શાળાનું મકાન સુંદર અને સગવડવાળું હોવું જોઈએ.**

સારા શિક્ષણનો આધાર શિક્ષક અને વર્ગવ્યવસ્થા ઉપર હોય છે એટલુંજ નહિ, પણ વર્ગની ગોઠવણી ઉપર પણ તે રહે છે.

**વર્ગવ્યવસ્થા** વિદ્યાર્થીને બેસવાની જગા બરાબર હોય નહિ, અને શિક્ષકના કામની યોગ્ય વહેંચણી કરી ન હોય તથા વ્યવસ્થાને અંગે બરાબર નિયમો ઘડવામાં આવ્યા હોય નહિ, તો શાળાનું કામ બરાબર થઈ શકતું નથી. વર્ગમાં બાળકોને શીખવતી વખતે તેમનાં શરીર, મન અને આસપાસના સંજોગો તેના ચિત્તની એકાગ્રતા કરવામાં મદદ કરતા હોય તો તેને વર્ગવ્યવસ્થા કહે છે.

શાળાના મકાનનો એક આખો ખંડ હોય, તો બને તો વચ્ચે પડદા મૂકાવવા, નહિ તો એક વર્ગે ઓસરીમાં બેસવું, બીજા વર્ગે **વર્ગની વહેંચણી** ખુલ્લા ચોગાનમાં બેસવું. ત્યાં કોથળાના કકડા ઉપર બાળકો બેસીને કોરી ઋતુમાં સુખેથી કામ કરી શકે છે. બાકીના વર્ગોને શાળાના ખંડમાં બેસાડવા. જો શાળામાં જોઈતા ખંડ પાડેલા હોય, તો જે ખંડમાં અમુક વર્ગ બરાબર બેસી શકે ત્યાં તેને બેસાડવો. અમુક ખંડ અમુક વર્ગ માટેજ ખાસ છે એમ સમજવું નહિ. શાળાની વ્યવસ્થા સારી થાય તે મુજબ વર્ગની વહેંચણી કરવી.

આખા વર્ગ ઉપર દેખરેખ રહી શકે એવી મધ્યસ્થ જગ્યાએ શિક્ષકનું સ્થાન હોવું જોઈએ અને કાળું પાટીઉં તેની જમણી **શિક્ષકનું સ્થાન** બાજુએ રાખવું. જો તે જગ્યા થોડી ઉંચી હોય તો વધારે સારૂં. જો તેની જગ્યા વર્ગની બહુ પાસે હોય છે; તો છેલ્લી હારના વિદ્યાર્થીઓ ઉપર દેખરેખ રાખી શકાતી નથી. જો તે બહુ દૂર બેસે છે, તો વિદ્યાર્થીઓ તેનું બોલેલું સાંભળી શક્તા નથી. શિક્ષકે હોશિયારી તથા ઉલટથી પાઠ શીખવવો. તેણે કદી ખુરસીમાં પડી રહેવું નહિ, પણ વર્ગમાં ઉભા રહી ચપળતાથી શીખવવું. કોઈ વખત થાકને લીધે જરૂર પડે, તો ખુરસીમાં બેસવું, કારણકે ઉભા રહી શીખવતાં જેવી ચપળતા રહે છે, તેવી બેસીને પાઠ આપતાં રહેતી નથી. વર્ગને એક છેડે ઉભા

રહેવું નહિ, પણ વચમાં પાટીઉં હોય તેની એક બાજુએ ઉભા રહેવું. પાઠ આપતી વખતે આમતેમ ફરવું નહિ અને બાળક પાસે ચાલીને જવું નહિ. પાઠ આપતી વખતે વર્ગના બધા વિદ્યાર્થી સામે જોઈને તેમનું ચિત્ત પોતા ભણી ખેંચવું. આવી રીતે સૌ તરફ નજર રાખી શીખવવાથી વર્ગમાં ગરબડ થતી નથી.

**વર્ગની શોભા**

ચિત્રો અને નકશા વર્ગમાં બરાબર ગોઠવીને તે ખંડ આકર્ષક બનાવવો જોઈએ. જો ફૂલ મળી શકે તો તેણે તે મેજ ઉપર મૂકવાં. જે વિદ્યાર્થી ફૂલ લાવે તેને શાબાશી આપવી. વર્ગમાં ફૂલ હોય છે તો તેથી બાળકને કુદરતનો શોખ ઉત્પન્ન થાય છે; કારણકે તે તેને બહુ ગમે છે. વર્ગમાં સારી સ્વચ્છતા હોવી જોઈએ એટલુંજ નહિ. પણ તે સુશોભિત બનાવવો જોઈએ. તે માટે તેમાં થોડાં ચિત્રો ટાંગવાની જરૂર છે. માસિક કે વર્તમાનપત્રમાંથી સારાં અનુકૂળ ચિત્રો કાપીને બરાબર ચોંટાડીને ભીંતપર ગોઠવવાં. વળી વર્ગમાં ભૂગોળ, ઇતિહાસ વગેરે વિષયોના હસ્તકામમાં થયેલા નમુના તથા સૃષ્ટિજ્ઞાન અને ચિત્રકામનાં રેખાચિત્રો, આકૃતિઓ, અને કાગળના તથા માટીના આકાર હોય તે વર્ગમાં બરાબર મૂકવાં જોઈએ. સ્વચ્છતા અને શોભાથી બાળકને તેનો વર્ગ ગમે છે અને તે હોંસે હોંસે શીખે છે.

**બાળકની બેઠક**

આપણે ત્યાં ઘણી શાળામાં ગેલેરીઓ હોય છે. તેનાં પગથીઆં બહુ ઉંચાં કરવાં નહિ. તેની પીઠને છોકરાંઓ અઢેલીને બેસે છે, તેથી તેમને વાંકા વળવું પડતું નથી. વળી તેને લીધે ચોમાસામાં શરદી થતી નથી અને શિયાળામાં ટાઢ લાગતી નથી, તેમજ વર્ગની બેઠક ઉંચીનીચી હોવાથી બધા વિદ્યાર્થી ઉપર શિક્ષકની નજર બરાબર રહી શકે છે; પણ જતાં આવતાં તેના ઉપર અવાજ થાય છે. તે ન થાય તેવી તાલીમ છોકરાંઓને આપવી. વળી ગેલેરી નીચે ઘણો કચરો પડી રહે છે, અને તેથી વીંછી જેવા જંતુ ભરાઈ રહે છે. શિક્ષકે ચોમાસામાં ભેજવાળી

જગ્યાએ બાળકોને બેસાડવાં નહિ, પણ જગ્યાની ફેરબદલી કરી સારી જગ્યાએ તેમને બેસાડવાં. બાળકના બરડાની કરોડ વાંકી વળી જાય નહિ, તેની નજર ટુંકી થાય નહિ, તથા તેની છાતી સંકોચાઈ જાય નહિ એવી તેની બેઠક ખાસ હોવી જોઈએ.

વિષય પરત્વે વર્ગની ગોઠવણમાં ફેરફાર કરવો જોઈએ. વાર્તામાં વિદ્યાર્થીઓ ગોળાકારમાં નીચે બેસે તે ઇચ્છવા જોગ છે. શિક્ષકે તેમની સામે નીચે બેસીને ચેષ્ટા સાથે વાર્તા કહેવી, અને તેમના ચહેરા ઉપર વાર્તાની શી અસર થાય છે તે નિહાળવી અને તે મુજબ તેણે વાર્તા કહેવાની શૈલીમાં ફેરફાર કરવો. ચિત્રકામ માટે ગોળાકાર ગોઠવણ પસંદ કરવા જેવી છે. બધા વિદ્યાર્થી પદાર્થનું અવલોકન બરાબર કરી શકે તેમ તેની ગોઠવણ કરવાની જરૂર છે.

**વર્ગની ખાસ ગોઠવણ**

શિક્ષણનાં સાહિત્યો યોગ્ય જગ્યાએ વ્યવસ્થાસર મૂકવાં જોઈએ કે જરૂર પડે તેમનો બરાબર ઉપયોગ થઈ શકે. છોકરાએ વર્ગમાં કેવી રીતે આવવું, બહાર જવું તથા ક્યાં બેસવું તે બધું નક્કી કરવું કે જેથી વ્યવસ્થા બરાબર જળવાઈ રહે. બાળવર્ગ અને નીચલાં ધોરણમાં છોકરાંની જગ્યાએ ચાકના લીટા કરવાથી તે ત્યાં સ્લેટ, તથા ચોપડી મૂકે છે. ચોપડીઓ, રજિસ્ટર, ખડીઆ, પુસ્તકો, જોડા, છત્રી, ચાક વગેરે મુકરર જગ્યાએ મૂકવાની સૂચના આપવી. વર્ગના મોનિટરે વર્ગની દેખરેખ રાખવી અને છોકરાંઓ વર્ગમાં ડાઘા કે ગંદવાડ કરે નહિ તે તેણે બરાબર જોવું. છોકરાંઓ પાટલી, ડેસ્ક કે ભીંત ઉપર નકામું લખે છે અથવા લીટા કે ચિતામણ કાઢે છે, તો વર્ગ ખરાબ લાગે છે. વાંચતી કે લખતી વખતે છોકરાંઓની ઉભા રહેવાની કે બેસવાની સ્થિતિ પર બરાબર લક્ષ આપવું. દરેક બાળક કાળું પાટીઉ બરાબર જોઈ શકે તેમ તે ગોઠવવું. તેની આંખ ખેંચાય નહિ તેટલે અંતરે તેણે ચોપડી રાખવી.

વર્ગ દીઠ બે મોનિટર નીમવા જોઈએ. જો એક મોનિટર

ગેરહાજર હોય તો તેની વતી બીજો મોનિટર કામ કરી શકે.

**મોનિટરનું કામ**

આખા વર્ગની વ્યવસ્થા ઉપર મોનિટરે ધ્યાન આપવું. શિક્ષકની ગેરહાજરીમાં તેણે વર્ગનો બંદોબસ્ત જાળવવો. વળી ચાક, સ્લેટ, નકશો, વગેરે જોઈતી વસ્તુઓ તેણે લાવીને તૈયાર રાખવી. રજા દરમિઆન કોઈ છોકરો તોફાન કરે નહિ કે બીજાને હેરાન કરે નહિ તે તેણે જોવું. વર્ગમાં સ્વચ્છતા જળવાઈ રહે તે વાત તેણે ધ્યાનમાં રાખવી. શાળાના સરસામાનને કંઈ નુકસાન થાય નહિ તેની તેણે તપાસ રાખવી.

**સાહિત્યો**

મુખ્ય શિક્ષકે શીખવવાના સાહિત્યો મેળવવાની યોગ્ય ગોઠવણ કરવી. જ્યારે જરૂર પડે ત્યારે કન્ટીજન્ટનો છૂટથી ઉપયોગ કરવો. દરેક વર્ગની જરૂરીઆત ધ્યાનમાં રાખી સાધનો આપવાં. વર્ગમાં ખુરસી, મેજ, સ્ટૂલ, સામાન રાખવાની પેટી, એક ઘોડી, પાટીઉ, ચાક, પુસ્તકો, નકશા, ચિત્રો, લખોટાયંત્ર, આકારની પેટી, મૂળાક્ષરનો તકતો, સ્લેટ સાફ કરવા માટે ડોલ, પદાર્થો, નમુના, ચિત્રો, પ્રયોગને માટે જોઈતી ચીજ, વગેરે સાધનોની બરાબર જોગવાઈ થવી જોઈએ. સામાન સાદો પણ મજબુત તેમજ ઉપયોગી થાય એવો પસંદ કરવો. તે શોભિતો કે ભભકાદાર હોય છે, તો તેની કિંમત વધારે બેસે છે અને નાજુક હોવાથી તે વહેલો બગડી જાય છે કે ભાગી જાય છે. વળી હલકો કે બહુ સોંઘો માલ લેવાથી શાળામાં વધારે વપરાશને લીધે તે ભાગી જવાનો સંભવ રહે છે, માટે તે મજબુત અને શાળાની દૃષ્ટિએ ઉપયોગી હોય એવો સરસામાન પસંદ કરવો. જો વિદ્યાર્થીને તેમની ચોપડી, સ્લેટ નોટબુક વગેરે સાધનો સ્વચ્છ અને સુઘડ રાખવાની ટેવ પાડી હોય છે, તો તેઓ શાળાના સામાનની સારી સંભાળ રાખે છે. તેમને દરેક ચીજ સંભાળપૂર્વક વાપરવાની ટેવ પાડવી જોઈએ. ઘણી વખત બાળકો ભીંતે લીટા કરે છે, ચાક ગમે તેમ રાખે છે, નકશા કે ચિત્રો ઠેકાણે મૂકતા નથી અથવા પાટલી ઉપર

શાહીના ડાઘા પાડીને બગાડે છે. વર્ગ શિક્ષકે તેના વર્ગના સામાનની બરાબર તપાસ રાખવી અને બાળકોને વારંવાર ઉપદેશ આપી વર્ગની સ્વચ્છતા તથા સુઘડતા જાળવવાની ટેવ પાડવી. મુખ્ય શિક્ષકે વરસમાં એકેક વખત બધો સરસામાન તપાસી તે દુરસ્ત કરાવવો. ભાગેલો કે તુટેલો સામાન મરામત નહિ કરાવવાથી વધારે બગડે છે અને તે ખરાબ લાગે છે.

વર્ગમાં ચાલતી બધી ચોપડીઓ નિશાળમાં હોવી જોઈએ. વળી હાલમાં પાઠ્ય પુસ્તકના અભ્યાસ ઉપરાંત વિશેષ વાચન થાય છે; તેથી દરેક શાળામાં નાનું બાલ પુસ્તકાલય હોવું જોઈએ. તેને માટે દક્ષિણામૂર્તિભવન, ગાંડિવ સાહિત્ય વગેરે પ્રકાશકોનાં પુસ્તકો અનુકૂળ થઈ પડે તેવાં છે. તેણે તે ધીમે ધીમે ખરીદ કરી પુસ્તકાલય સમૃદ્ધ કરવું. બાળકોના વિશેષ વાચન માટે સચિત્ર પુસ્તક બનતા સુધી લેવાં. શાળામાં બાળમિત્ર, બાળજીવન, બાળક, જેવામાંથી એકાદ માસિક તથા શાળાપત્ર, સૌરાષ્ટ્રશિક્ષક, કેળવણી-પ્રકાશ, દક્ષિણામૂર્તિભવનની શિક્ષણની પત્રિકાઓ જેવાં કેળવણીને લગતાં પ્રકાશનોમાંથી કોઈ એક કે બે મંગાવી શિક્ષકોએ તે બરાબર વાંચવાં. વળી આધુનિક કેળવણીને લગતાં થોડાં એક પુસ્તકો પુસ્તકાલયમાં અવશ્ય હોવાં જોઈએ. મુખ્ય શિક્ષકે તેનો અભ્યાસ કરી શાળાના બીજા શિક્ષકોને તે વાંચવા કહેવું અને પછી તે મુજબ શિક્ષણ અપાય છે કે કેમ તે તેણે કાળજીપૂર્વક જોવું. પુસ્તકાલયમાંની ચોપડીઓ કે ચોપાનીયાની બરાબર સંભાળ રાખવી અને તેમને ક્રમવાર ગોઠવવાં જોઈએ. ચોપડીઓનો યોગ્ય ઉપયોગ થાય તેની મુખ્ય શિક્ષકે કાળજી રાખવી. ચોપડીઓ પેટીમાં પડી રહે એ ઇચ્છવા જોગ નથી. પુસ્તકાલયનો હેતુ પાર પડે, એટલે શિક્ષકો તે પુસ્તકો વારાફરતી વાંચે તે વાસ્તે યોજના થવી જોઈએ. વળી વિદ્યાર્થીઓ પણ તેનો ઉપયોગ કરે એવી વ્યવસ્થા શિક્ષકે કરવી. શાળાના પુસ્તકાલયમાં નકામી તથા વિદ્યાર્થીની નીતિમાં બગાડ

કરનારી ચોપડીઓ કદી હોવી જોઈએ નહિ; તેથી પુસ્તકો પસંદ કરતી વખતે ઘણી સંભાળ રાખવાની જરૂર છે.

પાટીઆને પ્રસંગોપાત રંગ લગાડવો જોઈએ, તેમજ સારા ચાકનો ઉપયોગ કરવો કે જેથી લખાણ સ્પષ્ટ વાંચી શકાય. લખવા માટે લાકડાની હળતી ઘોડી હોય તો સારૂં, નહિ તો પુષ્ટિપત્રની જરૂર છે. નકશા જુદી જુદી જાતના સારા અક્ષરે લખેલા જોઈએ. વળી એકાદ નકશાનું ખાખું હોવું જોઈએ કે જેમાં જોઈતી હકીકત પાઠ ચાલે ત્યારે મૂકી શકાય. પૃથ્વીનો ગોળો એ ઉપલા ધોરણ માટે જરૂરી વસ્તુ છે. તેણે ચિત્રનો થોડો સંગ્રહ કરવો જોઈએ. કેટલાંક સાધનો શિક્ષક પોતે શિક્ષણ રસિક કરવાને ઉત્પન્ન કરી શકે એમ છે અને બીજાં હસ્તઉદ્યોગના સમયમાં વિદ્યાર્થીઓ તેની સૂચના મુજબ તૈયાર કરી શકશે. ચિત્રકામમાં પદાર્થચિત્ર માટે કેટલીક વસ્તુઓની જરૂર પડે છે. તે તેણે ધીમેધીમે શાળામાં વસાવવી. વર્ગની અંદર બધા જોઈ શકે તેમ વખતપત્રક મૂકવું જોઈએ. તેમજ બાર માસના અભ્યાસક્રમ પૂંઠા કે પાટી ઉપર લખીને યોગ્ય જગ્યાએ ટાંગવો. તેમાં ચિત્રકામ, પદાર્થપાઠ, હસ્તકામ. નિબંધ વગેરે વિષયને લગતા આખા વરસના કામની યાદી હોવી જોઈએ.

આવી રીતે શાળાની વ્યવસ્થામાં તેનાં બાહ્ય સાધનોની ગોઠવણ ઉપરાંત વિદ્યાર્થીનો સારો અભ્યાસ થાય અને તેનું વ્યક્તિત્વ બરાબર ખીલે એવી આંતર વ્યવસ્થાની વધારે જરૂર છે.

**આંતર વ્યવસ્થા**

(૧) વિદ્યાર્થીની શક્તિમાં તેને વિશ્વાસ હોવો જોઈએ અને તેથી તેણે તેનામાં આત્મશ્રદ્ધા ઉત્પન્ન કરવી જોઈએ. આપણા વિદ્યાર્થીઓમાં આ ગુણની મોટી ખામી માલમ પડે છે. તેની આંતર શક્તિ જાગૃત કરી તેના કામ પરત્વે તેની શ્રદ્ધા પેદા કરવી જોઈએ. (૨) તેને બને ત્યાં સુધી જાતેજ વિચાર કરવાની તથા તેનું કામ કરવાની ટેવ પાડવી. ટુંકામાં તેને સ્વયંશિક્ષણ મળે તેવું તેનું ચારિત્ર ઘડવું. (૩) તેના વ્યક્તિત્વને દબાવી દેવું

નહિ, પણ તેને યોગ્ય સ્વતંત્રતા આપી તેનો વિકાસ થવા દેવો જોઈએ. (૪) તેના શરીર, બુદ્ધિ અને હૃદયની શક્તિઓનો યોગ્ય વિકાસ થાય તેવું જ્ઞાન તેને આપવું, તેમજ તે સારી ટેવો પાડે એવો ખાસ પ્રયત્ન કરવો. (૫) તેને સ્વતંત્ર અને સ્વાશ્રયી થવાની ટેવ પાડવી. આવી રીતે શાળામાં તેના ચારિત્રનો સારો વિકાસ થાય એ ખાસ જરૂરનું છે.

## પ્રકરણ ૧૫—વર્ગનું બંધારણ

**શાળા વ્યવસ્થામાં વર્ગનું બંધારણ એ અગત્યની બાબત છે.**

**વર્ગની સંખ્યા અને શિક્ષણ**

નીચલા ધોરણમાં બાળકોની સંખ્યા ૨૫ કે ૩૦ હોવી જોઈએ; કારણકે તેમનામાં ચપળતા વિશેષ હોય છે, એટલે એમને કાબુમાં રાખવાનું કામ મુશ્કેલ છે. વળી તેઓ થોડા વખત ધ્યાન આપી શકે છે, તેથી શિક્ષણની સફળતા માટે તેમને કુનેહથી કામમાં રોકેલાં રાખવાં પડે છે. ઉપલા ધોરણમાં ૩૦ થી ૩૫ વિદ્યાર્થીઓ હોય તો શિક્ષણ સારૂં આપી શકાય, કારણકે તેઓ ઐચ્છિક ધ્યાન આપી શકે છે. વર્ગમાં થોડા છોકરાઓ હોય છે, ત્યારે તેમનો સ્વભાવ જાણવામાં આવે છે, અને તેને લીધે તેમની પ્રકૃતિ મુજબ વ્યક્તિગત શિક્ષણ આપવું એ સારા શિક્ષણ માટે ઘણી જરૂરની બાબત છે. પહેલાના વખતમાં શીખવવાની પદ્ધતિ મુખ્યત્વે વ્યકિતવાર હતી. ગુરુ દરેક વિદ્યાર્થીને પોતાની પાસે બોલાવી તેનો પાઠ લેતા અને તે બરાબર આવડે છે એવી ખાતરી થયા પછી નવો પાઠ આપતા અને તે વિદ્યાર્થીને સમજાવતા. તે સંબંધી વિદ્યાર્થી જે કંઈ પૂછતો તેનો ખુલાસો કરવામાં આવતો. દરમ્યાન બીજા વિદ્યાર્થીઓ તેમનો પાઠ તૈયાર કરતાં. આ રીત મુજબ દરેક વિદ્યાર્થીને તેના અધિકાર મુજબ જ્ઞાન મળતું અને તેથી તેના વ્યકિતત્વનો વિકાસ થતો. તેને પોતાની

મહેનત ઉપર આધાર રાખવો પડતો, તેથી તે સ્વતંત્રપણે કામ કરતો. જ્યાં શાળામાં થોડા વિદ્યાર્થી હોય અને શીખવવાના વિષય થોડા હોય, ત્યાં શિક્ષણની આ પદ્ધતિ ઉપયોગી નીવડે છે. હજુ પણ સંસ્કૃત શાળામાં તેમજ રઢીખડી ગામઠી નિશાળમાં વ્યક્તિશિક્ષણ મુજબ કામ થાય છે.

ઘણાં છોકરાંને એકી વખતે શીખવવા માટે વર્ગશિક્ષણ અપાય છે. તેને લીધે વખતનો બચાવ થાય છે. જેમનો અભ્યાસ લગભગ સરખો હોય છે તે વર્ગમાં ચાલી શકે છે; પણ સાધારણ રીતે વર્ગમાં બાળકોની બુદ્ધિ શક્તિ જુદી જુદી જાતની હોય છે અને તેમના જ્ઞાનનું પ્રમાણ પણ જુદું હોય છે. કોઈ બાળક પાઠ ઝટ તૈયાર કરે છે અને બીજાને વાર લાગે છે. કોઈ વિદ્યાર્થી જલદીથી યાદ રાખે છે, તો કોઈ તરતજ ભણેલો પાઠ ભૂલી જાય છે. આવી વસ્તુસ્થિતિ હોવાથી જે છોકરાં વર્ગમાં ચાલી શકે એમ હોય તેમનેજ ઉપર ચઢાવવા જોઈએ. કાચા

**બાળકની શક્તિ અને વર્ગ ચઢાવવા**

છોકરાંને ઉપર લેવાથી તેમને કામમાં રસ પડતો નથી, અને બીજાં છોકરાંને આગળ જતાં તે અટકાવે છે. તેને લીધે બધાને નુકસાન થાય છે અને શિક્ષકને શીખવવાનું મુશ્કેલ થઈ પડે છે. વળી તેને પાઠમાં રસ પડતો નથી, તેથી બીજા છોકરા જોડે તેને ઘસડાવું પડે છે. છેવટે કંટાળીને તે છોકરાઓ શાળા છોડી જાય છે. જે બાળકો વર્ગમાં પાછળ પડી જાય છે, તેમને માટે ખાસ ગોઠવણ કરી તેમના ઉપર વિશેષ લક્ષ આપવાની જરૂર છે. નબળાં બાળકો ઉપર વધારે ધ્યાન આપવાથી તેઓ આગળ વધેલા બાળકોને આવી મળે છે. જો બહુ કાચા છોકરાને ઉપલા વર્ગમાં લેવામાં આવે છે, તો તેને અભ્યાસમાં રસ પડતો નથી અને તે અભ્યાસમાં વધારે પાછળ પડી જાય છે. જો આવા વિદ્યાર્થીને નીચલા વર્ગમાં ઉતારવામાં આવે, તો શિક્ષક અને બાળક બંનેને લાભ થાય છે. આવી વસ્તુસ્થિતિ અટકાવવા માટે વર્ગ બાંધતી વખતે બહુ સંભાળ રાખવાની છે.

સાધારણ રીતે બાળકોની બુદ્ધિશક્તિમાં ઘણો તફાવત જોવામાં આવે છે. બહુ હોશિયાર અને મંદ છોકરા વચ્ચે જુદી જુદી જાતની શક્તિવાળા ઘણા વિદ્યાર્થીઓ જોવામાં આવે છે. બુદ્ધિશાળી વિદ્યાર્થીને બીજા છોકરાઓના ઓછા અભ્યાસને અંગે અટકવું પડે છે, તેથી તેને તે વિષય ઉપર અરુચિ થાય છે. મંદ અને પાછળ રહેનાર છોકરાં સાથે તેને આખું વરસ એકજ વર્ગમાં ઘસડાવું પડે છે; તેથી તે કંટાળે છે અને અભ્યાસમાં બેદરકાર રહે છે. આ કારણને લીધે તેને ઉપલા વર્ગમાં ચઢાવવાની છૂટ મળવી જોઈએ. મંદ બુદ્ધિવાળાને પોતાના પાઠ તૈયાર કરવામાં ઘણી મહેનત કરવી પડે છે. કારણકે વર્ગશિક્ષણ સામાન્ય હોવાથી તેની ખાસ જરૂરીઆતો ઉપર ધ્યાન આપવામાં આવતું નથી. હોશિયાર વિદ્યાર્થીને અભ્યાસમાં આગળ વધારવાને માટે તેણે તેને અનુકૂળ પડે તેવી વિશેષ કામની યોજના કરવી. આ કારણને લીધે મંદ અને કાચા છોકરાને ઉપર ચઢાવવા નહિ. વર્ગ બાંધવામાં મુખ્ય શિક્ષકે ઘણી કાળજી રાખવાની છે. સારા શિક્ષણનો આધાર વર્ગના બંધારણ ઉપર રહે છે. કેટલીક વખત માબાપ તેમના છોકરાને ઉપર ચઢાવવા માટે ખૂબ આગ્રહ કરે છે. તે પ્રસંગે શિક્ષકે મક્કમ રહી તેમને સ્નેહથી સમજાવવું અને કહેવું કે અભ્યાસ કાચો હોવાથી છોકરો કંટાળી જશે અને તે વિષય-માં હદ સુધી કાચો રહેશે, એટલે તેને શીખવવામાં ઘણો કંટાળો આવશે. જો કોઈ વિદ્યાર્થી એકાદ વિષયમાં કાચો હોય અને તેને ઉપર લેવામાં આવે અને બીજે વરસ તેજ વિષયમાં તે નાપાસ થાય, તો તેને પછી ઉપર ચઢાવવો નહિ. જો તેને ઉપરના વર્ગમાં ચઢાવવામાં આવે, તો તેને તે વિષયમાં રસ પડતો નથી અને તેનો તે વિષય હંમેશને માટે કાચો રહે છે. કેટલીક વાર વિદ્યાર્થીઓ એક ધોરણમાં બે વરસ રહે છે, તો આગળ ઉપર તે સારો અભ્યાસ કરી શકે છે. ઉપર ચઢાવતી વખતે વાર્ષિક પરીક્ષાના પરિણામ ઉપરાંત, છોકરાના આખા વર્ષનું કામ પણ ધ્યાનમાં લેવાની જરૂર છે. જો તે

મંદવાડ, ગભરાટ કે કોઈ અકસ્માત ને લીધે બરાબર પરીક્ષા આપી શક્યો હોય નહિ, તો તેના વરસ દરમ્યાનના અભ્યાસની બાબત ધ્યાનમાં લેવી જોઈએ. જે બાળકો ખાનગી કે બીજી શાળામાંથી દાખલ થવા આવે, તેમની વિષયવાર બરાબર પરીક્ષા લેવાની જરૂર છે; કારણકે તેના બધા વિષય ઉપર બરાબર ધ્યાન આપવામાં આવ્યું છે કે કેમ તેની ખાતરી કરવી જોઈએ. કેટલીક વખત તેવાં છોકરાં ઉપલા વર્ગમાં જવાને લાયક હોતાં નથી.

**વર્ગની સુપરત**

શિક્ષકની યોગ્યતા અને આવડત મુજબ મોટી શાળામાં વર્ગની સુપરત કરવી જોઈએ. બાળવર્ગ માટે તાલીમ પામેલા શિક્ષક અવશ્ય હોવો જોઈએ. ગમે તેવો બીનઅનુભવી જુવાન શિક્ષક બાળવર્ગ શીખવી શકતો નથી. વળી શિક્ષકને અમુક વિષયનો શોખ હોય, તો તેને તે શીખવવા આપવો. ઉપલા ધોરણ માટે અનુભવી અને સારા જ્ઞાનવાળો શિક્ષક મૂકવાની જરૂર છે. કેટલીક વાર બીન અનુભવી ઉગતા શિક્ષકને મોટા વર્ગ સોંપવામાં આવે છે. તેને છોકરાં ગોઠતાં નથી અને વર્ગમાં ઘોંઘાટ થાય છે. વળી ઘણી વાર તેવા શિક્ષકને નીચલાં ધોરણ સોંપવામાં આવે છે. તેને લઈને બાળકની યોગ્યતા મુજબ શિક્ષણ આપવામાં આવતું નથી. વળી ઓછા જ્ઞાનવાળો શિક્ષક ઉપલાં ધોરણ શીખવી શકતો નથી. જે સારો તાલીમ પામેલો ઉત્સાહી શિક્ષક હોય તેને બાળવર્ગ આપવો. જેની ઉમર નાની હોય તે મોટી ઉમરનાં કે નાના બાળકો ઉપર કાબુ રાખી શકતો નથી. કન્યાશાળામાં તરૂણ શિક્ષકો રાખવા નહિ. અણઘડ જુવાન શિક્ષકને બાળવર્ગ સોંપવાથી ઘણું નુકસાન થાય છે. બાળસ્વભાવને જાણનાર તથા બાળશિક્ષણમાં રસ લેનાર અનુભવી શિક્ષકને તેવું કામ આપવાથી સારૂં પરિણામ આવે છે. મુખ્ય શિક્ષકને ઉપલું ધોરણ શીખવવાનું હોય છે તથા શાળાના કામની દેખરેખ તેને રાખવાની હોય છે. તેથી બાળવર્ગનું કામ તે કરી શકતો નથી; પણ તેણે તે વર્ગમાં વારંવાર

જઈ કામ તપાસી યોગ્ય સૂચના આપવાની જરૂર છે. ઘણી વખત મુખ્ય શિક્ષક બાળવર્ગ તરફ કંઈ નજર પણ કરતો નથી અને શિક્ષકો પર વિશ્વાસ રાખી તેનાથી સંતુષ્ટ રહે છે. આ વસ્તુસ્થિતિ ખરેખર દીલગીર થવા જેવી છે. તેમાં મહેતાજી તેનું કર્તવ્ય ચૂકે છે એ નક્કી છે.

કેટલીક વાર વર્ગની સાથે શિક્ષક પણ ઉપર ચઢે છે, તો તેથી શિક્ષક વિદ્યાર્થીના શક્તિથી માહિતગાર હોવાથી તેને શીખવવું સુગમ પડે છે; પણ વિદ્યાર્થીઓને બીજા શિક્ષકોના શિક્ષણનો લાભ મળતો નથી, તેમજ તેમના સમાગમમાં આવવાથી જે બહોળા અનુભવનો ફાયદો તેને થવો જોઈએ તે મળતો નથી. વળી એકજ શિક્ષકના સંબંધને લીધે તેનામાં જે વિચિત્રતા હોય છે તેની અસર તેના સ્વભાવ ઉપર થાય છે. અમુક શિક્ષકને એકનું એક ધોરણ લાંબા વખત સુધી આપવું નહિ. અનુભવથી તે શિક્ષક વર્ગનું કામ સારૂં કરે છે, પણ લાંબી મુદતે તેને કંટાળો આવે છે અને તેનામાં એક જાતની જડતા આવે છે, માટે તેવે વખતે તેમાં ફેરફાર કરવો જોઈએ. જોકે તે શિક્ષક તે ધોરણના વિષયો સારી રીતે શીખવી શકે છે, તોપણ એક કામ કરવાથી તેને કંટાળો આવે એમાં નવાઈ નથી. તેના વિદ્યાર્થીઓ દરવરસે બદલાવાથી તેમના સ્વભાવનું મેળવેલું જ્ઞાન તેના કામમાં આવતું નથી. વરસ દરમિઆન બનતા સુધી વર્ગ બદલવા નહિ, કારણકે તેથી શિક્ષકની જવાબદારી ઓછી થાય છે અને તેને લીધે બંને વર્ગ બગડે છે. શિક્ષકની બદલી થાય ત્યારે ફેરફાર કરવો પડે તો તે કરવો, પણ વારંવાર વર્ગના શિક્ષકો બદલવાથી પરીક્ષા વખતે છોકરાંનું પરિણામ સારૂં આવતું નથી.

દરેક શિક્ષકે શાળામાં દશ મિનિટ પહેલાં હાજર રહેવું અને ઘંટ થાય ત્યારે વર્ગમાં જઈ હાજરી લઈ લેવી. વર્ગમાંથી છોકરાં નીચે જાય કે એક વર્ગમાંથી બીજા ખંડમાં જાય ત્યારે તેમણે સીધી હારમાં શાંતિથી જવું. જતી વખતે કંઈ પણ ગરબડાટ થવો જોઈએ

**બાળકોની આવજા**

નહિ. દાદર ઉપર ધક્કામુક્કી થાય નહિ તે શિક્ષકે જોવું. એક પછી એક એમ હારમાં વિદ્યાર્થીઓએ જવું જોઈએ. બધાં છોકરાંએ હુકમની સાથે બેસવું કે ઉઠવું જોઈએ એવી ટેવ તેમને પાડવી. રિસેસ વખતે વર્ગને નિયમિત રીતે રજા આપવી.

વર્ગશિક્ષકે છોકરાંઓ વારંવાર ગેરહાજર રહે નહિ તેની તપાસ કરવી. કેટલીક વખત નજીવા કારણસર છોકરાં ગેરહાજર રહે છે.

**બાળકની ગેરહાજરી**

તેણે ગેરહાજરીની ખબર વાલીને આપવી અને તેનું કારણ શોધી કાઢવું. કેટલીક વખત છોકરાં ગમે તેમ રખડે છે અને સાંજે ઘેર જાય છે. વિદ્યાર્થી ઘણો વખત ગેરહાજર રહે છે, ત્યારે તે પાછળ પડી જાય છે. જે વિદ્યાર્થીઓ મોડા આવતા હોય તેની તપાસ કરી જરૂર પડે તેમને નશીયત કરવી, કારણકે મોડા આવવાથી શીખવવામાં હરકત પડે છે અને તેઓ પાઠ બરાબર સમજી શકતા નથી. બધાં છોકરાં વખતસર આવે એવી તેમને ટેવ પાડવી. જ્યારે છોકરાંની હાજરી અનિયમિત હોય છે અથવા ઘણા દિવસ ગેરહાજર રહે છે, તો તેમનો અભ્યાસ બગડે છે. આ બાબત ઉપર મુખ્ય શિક્ષકે ખાસ ધ્યાન આપવું જોઈએ. જો શાળાનો વખત છોકરાંને અનુકૂળ ન હોય, તો તેમાં ફેરફાર કરવો. સવારની વેળામાં વહેલો વખત હોય તો જરા મોડો થઈ શકે છે. શિક્ષકે પોતે વખતસર આવી તેમને નિયમિત-પણાનો સારો દાખલો બેસાડવો.

મુખ્ય શિક્ષકે દફતરી કામ જુદા જુદા શિક્ષકોને તેમને અનુકૂળ પડે, તેમજ તેમને સરખો બોજો પડે તેવી રીતે વહેંચી આપવું. કોઈ

**દફતરી કામ**

શિક્ષકને વધારે કામ મળે નહિ તે તેણે જોવું. જો તે આપવાની જરૂર પડે, તો તે તેણે અમુક વખત પછી બદલવું. વળી તેમાં શિક્ષકની કામ કરવાની યોગ્યતાનો પણ વિચાર કરવાનો છે. જો શિક્ષકને દફતરી કામ ન આવડતું હોય તેને તે શીખવવું. છોકરાં બેસી રહે અથવા

તેમને વાંચવાનું કે લખવાનું કામ સોંપી શિક્ષક દફતરી કામ કરે તેમ કદી થવું જોઈએ નહિ. શિક્ષકે દફતરી કામ બીજી વખતે કરવું. દફતરીકામ કાળજીપૂર્વક થાય છે કે કેમ તેની તેણે બરાબર તપાસ રાખવી. સામાન્ય રજિષ્ટર, વખપત્રક, હાજરીપત્રક, શિક્ષકોની હાજરીનું રજિષ્ટર, સામાન, પુસ્તકો તથા શિક્ષણ સાહિત્યનું રજિષ્ટર, માસિકપત્ર, લોકલફંડ ભરનારાઓનું રજિસ્ટર, માસિક પગારની પહોંચવહી, વાર્ષિકપત્રકો, જાવક બારનીશી, આવક બારનીશી, પરીક્ષાના પરિણામપત્રક વગેરે સ્વચ્છ અને કંઈ પણ ભુલ વગરનાં રાખવાં.

**શાળાની અન્ય પ્રવૃત્તિઓ**

બાળકને વર્ગના બીજા વિદ્યાર્થીના સહવાસથી ઘણું જાણવાનું મળે છે, જ્યારે આખી શાળાના વિદ્યાર્થીઓ રમતગમત, પર્યટન, ડ્રિલ, સ્કાઉટિંગ, વાદવિવાદ મંડળી કે જલસામાં અથવા સ્નેહીમનના મેળાવડામાં ભાગ લે છે, ત્યારે તેમને ઘણો લાભ થાય છે. બીજી વ્યક્તિઓના સમાગમથી તેની સામાજિક લાગણી ખીલે છે. તેનામાં સભ્યતા તથા વિવેકના ગુણ આવે છે. વળી સહકારની અને અંગત સ્વાર્થનો ત્યાગ કરવાની તેની વૃત્તિ પોષાય છે. આ ઉપરાંત મોટી શાળામાં ચોપડીઓ, કાગળ, કોપિ, રજિસ્ટર, નોટબુકો, હોલ્ડર, ડ્રોઈંગનો સામાન વગેરે ઘણી ચીજો બજારમાંથી વેચાતી લાવવી પડે છે. તેને બદલે શાળાના વિદ્યાર્થીઓ પાસેથી કામ ચલાઉ અમુક રકમ ઉઘરાવી તે વસ્તુઓ મોટા પાયા ઉપર લઈને વિદ્યાર્થીને જુજ નફો ખાઈ આપવામા આવે, તો તેઓ સહકારનો લાભ સમજે છે, અને કિંમતમાં તેમને ફાયદો થાય છે. શહેરમાં છોકરાઓ બપોરના ચવાણા માટે ઘેરથી પૈસા લાવે છે, તથા પૈસાદારનાં છોકરાઓને થોડું ગજવાખર્ચ મળે છે. તેમાંથી તેઓ કંઈક બચાવે એવો ઉપદેશ આપી તેમને તેમના વર્ગમા એક ફંડ ઉભું કરવા સમજાવવા. પ્રસંગોપાત તેમાં કંઈક ઉમેરો કરવાથી વરસ આખરે તેની ઠીક રકમ ભેગી થાય છે. તેનો હિસાબ વર્ગશિક્ષકે રાખી તે રકમ

વિદ્યાર્થી શાળા છોડે, ત્યારે તેની સહી લઈ તેને આપી દેવી. આવી રીતે બચાવવાથી નાનપણમાં તેમને કરકસર કરવાની ટેવ પડે છે.

જો શાળા મોટી હોય અને તેમાં સાત ધોરણ હોય, તો ત્યાં એક છ માસિક પત્ર કાઢવાનું બની શકે તેમ છે. તે હસ્તલિખિત હોવું જોઈએ. જે વિષય ઉપર વિદ્યાર્થીને શોખ હોય તેને લગતા લેખ તેઓ લખે તેવું પ્રથમ તેને ઉત્તેજન આપવું. તેને લીધે તેમને અવલોકન તથા વિચાર કરવો પડે છે. વળી તેની લેખનશક્તિ સુધરે છે. જો તેનામાં કાવ્યશક્તિ હોય તો તેના વિકાસ માટે ઠીક અવકાશ મળે છે. તે તૈયાર કરવા ઉત્સાહી શિક્ષકની દેખરેખ નીચે એક નાનું વિદ્યાર્થી મંડળ સ્થાપવું અને તે મંડળે તેનો બધો વહીવટ કરવો.

આપણે ત્યાં ખાસ કરીને પુસ્તકના જ્ઞાન ઉપર વિશેષ આધાર રાખવામાં આવે છે એ મોટી ભૂલ છે. શાળાની જુદી જુદી પ્રવૃત્તિઓને લીધે વિદ્યાર્થીની શક્તિ કેળવાય છે અને તે ઘણું શીખે છે. વળી તેને લીધે તેનું ચારિત્ર ખીલે છે. શાળાનો સોભા વધારવા માટે શિક્ષકોએ ઉપર જણાવેલી પ્રવૃત્તિઓમાં ઉત્સાહપૂર્વક ભાગ લેવો જોઈએ.

---

## પ્રકરણ ૧૬—વખતપત્રક

---

### વખત એ પૈસો છે.

ગમે તેવો હોશિયાર શિક્ષક હોય પણ જો વર્ગની ગેરવ્યવસ્થા હોય તો તેનું શિક્ષણ સફળ નીવડતું નથી; તેથી પ્રથમ વર્ગની વ્યવસ્થા સારી હોવી જોઈએ. વ્યવસ્થામાં વખતપત્રક એ એક ઉપયોગી

**વખતપત્રકની જરૂર**

બાબત છે. કયો વિષય કયે દિવસે અને કયે વખતે શીખવવો તે ક્રમ નક્કી કરવા જે પત્રક બનાવવું તેને **વખતપત્રક** કહે છે. જો વખતપત્રક હોય નહિ અને શિક્ષણની વ્યવસ્થા શિક્ષકની મરજી ઉપર રાખવામાં આવે, તો વરસ આખરે કેટલાક વિષયો આખાને આખા

શીખવ્યા વગર રહી જવાનો સંભવ રહે છે અને કેટલાક અપર્ણ રહે છે. વળી કયા શિક્ષકે અમુક કામ કરવાનું છે તે પ્રથમ મુકરર નહિ કરવાથી, શિક્ષકોના કામમાં ગરબડ થઈ જવાનો સંભવ રહે છે. લાંબા વખત સુધી એકનો એક વિષય શીખવવાથી બાળકોને કંટાળો આવે છે, એટલે વખતપત્રકની ખાસ જરૂર છે એમ લાગે છે.

**તેના ફાયદા અને ગેરફાયદા**

વખતપત્રકને લીધે વખતનો બચાવ થાય છે અને કામની યોગ્ય વહેંચણી થવાથી દરેક વિષયના શિક્ષણ માટે પુરતો અવકાશ મળે છે, કારણકે અમુક નક્કી કરેલા વખતે અમુક વિષય શીખવવામાં આવે છે. વિદ્યાર્થીઓને મુકરર કરેલા વખતે તેમનો અભ્યાસ કરવાનો હોવાથી તેમને નિયમિત અને વ્યસ્થિત રીતે કામ કરવાની સતત ધ્યાન આપવાની ટેવ પડે છે અને શાળાનું કામકાજ વ્યવસ્થિત રીતે ચાલે છે. વખતપત્રકને લીધે નકામો વખત નહિ જવાથી વખતનો ફાયદો થાય છે. આવી ટેવો આગળ ઉપર તેને સંસારવ્યવહારમાં ઉપયોગી થઈ પડે છે. વખતપત્રકની વિરુદ્ધ એ દલીલ થાય છે કે તેને લઈને વિદ્યાર્થી તેની વ્યક્તિગત જરૂરિઆત અને ઇચ્છા મુજબ કામ કરી શકતો નથી. જ્યારે આગળ ઉપર તે તેની આવડત મુજબ આગળ વધે છે, ત્યારે વખતપત્રક અડચણ કર્તા નીવડે છે. વખતપત્રક નહિ હોવાથી તેની સગવડ મુજબ તે વધારે કે ઓછું કામ કર્યાં જાય છે. જ્યારે તેના અભ્યાસમાં ખૂબ રસ પડતો હોય, ત્યારે ઘંટ વાગ્યાની સાથે તેને કામ અધુરૂં મૂકવું પડતું નથી અને કેટલીકવાર થાકને લીધે કંટાળો આવ્યો હોય, તોપણ પરાણે ધ્યાન આપવું પડતું નથી. વળી બધાં બાળકો એકી વખતે ભૂગોળનો સમય ૧–૧૫ મિનિટે પુરો થાય, એટલે બીજા વિષયમાં ધ્યાન આપે એ અઘટિત અને અસંભવિત બાબત છે. આવી રીતે વર્ગશિક્ષણના દોષ કાઢવામાં આવે છે, પણ વ્યક્તિશિક્ષણમાં જ્યારે વિદ્યાર્થીનો રસ કમી થાય છે; ત્યારે બપોરના સમયમાં સમૂહશિક્ષણ આપે છે અને વર્ગને પડતી મુશ્કેલીઓ સમજાવવામાં આવે છે. જો

બાળકો લાંબા વખત સુધી ધ્યાન આપી શકે નહિ, તો શિક્ષણનો સમય ટુંકો રાખવાની જરૂર છે. ઘણી વખત વર્ગ શીખવતી વખતે બાળકોને વિષયમાં રસ પડે છે, ત્યારે શિક્ષક પાંચ દશ મિનિટ તેનું કામ જારી રાખે છે અને તે એકદમ બંધ કરતો નથી. કેટલીક વખત મોટી ઉંમરના વિદ્યાર્થીને લાંબા સમય સુધી સતત અભ્યાસ કરવા માટે વખત પત્રકમાં થતા ફેરફાર અનુકૂળ આવતા નથી એ વાત ખરી છે, પણ શાળાના વિદ્યાર્થીઓ મોટા પંડિત નથી. તેઓ નાના હોવાથી તેમને થોડા થોડા વખત જુદી જુદી જાતનું જ્ઞાન મળવાથી આનંદ થાય છે. આવી રીતે શાળામાં વખતપત્રકની જરૂર છે. વળી જે શાળામાં ડાલ્ટન પદ્ધતિ મુજબ વિદ્યાર્થીઓ મરજીમાં આવે તે વિષયોનો અભ્યાસ દિવસના દિવસ સુધી કરે છે, ત્યાં પણ અઠવાડિક કે પાક્ષિક અભ્યાસનો હિસાબ લેવામાં આવે છે અને કાચા વિષયો પુરા કરવાની ગોઠવણ થાય છે.

પ્રથમ તો અઠવાડીઆમાં કેટલા કલાક (પિરિઅડ) કામ કરવાનું છે તે નક્કી કરવું. ત્યારબાદ દરેક વિષય માટે તેની ઉપયોગીતા પ્રમાણે કેટલા પિરિઅડ રાખવાના છે તે મુદ્દાનો નિર્ણય કરવો. કોઈ વિષય રહી જાય નહિ તે ખાસ મુખ્ય શિક્ષકે જોવું. બધા વિષયના પિરિઅડનો સરવાળો અઠવાડીઆના નક્કી કરેલા વખત સાથે મળવો જોઈએ. હવે વખતપત્રક ગોઠવતી વખતે (૧) વેળાની શરૂઆતમાં અઘરા વિષયો જેવા કે ગણિત, વાચન, ઇતિહાસ કે ભૂગોળ રાખવા, પણ તે સાથે સાથે આવવા જોઈએ નહિ. (૨) બે પિરિઅડને અંતે ૧૦ મિનિટની રજા જોઈએ. (૩) વિદ્યાર્થીની ઉંમરના પ્રમાણમાં વિષયનો વખત રાખવાની જરૂર હોવાથી બાળવર્ગને માટે ૨૦ થી ૨૫ મિનિટનો પિરિઅડ રાખવો. પહેલા ધોરણ માટે ૩૦ મિનિટ તથા બીજા, ત્રીજા અને ચોથા ધોરણ માટે ૪૦ મિનિટ કામ હોવું જોઈએ. (૪) બોલવાનું, જોવાનું, સાંભળવાનું તથા હાથનો ઉપયોગ થાય એવા વિષય એક પછી એક રાખવા. દા. વાચન, કોપી, ભૂગોળ, શ્રુતલેખન. બે અઘરા અને લુખા વિષયો

**વખતપત્રકના નિયમો**

સાથે સાથે રાખવા નહિ. વારા ફરતી વિષયો આવવાથી બાળકોને કંટાળો આવતો નથી. (૫) વ્યાકરણ તથા ગણિત જેવા વિષયો છેલ્લા રાખવા નહિ, પણ વેળાની શરૂઆતમાં રાખવા અને તેઓ થાકયા હોય, ત્યારે સહેલા એટલે મગજને ઓછી તસ્દી પડે તેવા વિષયો જેવા કે હસ્તકામ, સીવણ, વાર્તા, રમત વગેરે રાખવા. (૬) બધા વર્ગની અંદર વાંચવાનું, ગાવાનું કે મોઢેથી બોલવાનું સાથે સાથે આવે એમ રાખવું નહિ, કારણકે તેથી બહુ ઘોંઘાટ થાય છે તથા કામમાં ખલેલ પડે છે અને તેથી બંદોબસ્ત જળવાતો નથી; માટે એક વર્ગમાં વાચન, બીજામાં લેખી કામ, ત્રીજામાં ડ્રોઈંગ કે હસ્તકામ, એમ વિષયો ગોઠવવા. (૭) અગત્યના અને કઠણ વિષયો મહેતાજીએ પોતે શીખવવા. (૮) ગામની સ્થિતિને અનુસરી તથા મોસમ પ્રમાણે વખતપત્રકની વેળા રાખવી. (૯) ડ્રિલ તથા રમતગમતના વ્યવસ્થા શાળાના વખતમાં હોવી જોઈએ. તે બધા માટે ફરજિઆત હોવાથી વખતપત્રકમાં તેને માટે ગોઠવણ કરવી. (૧૦) મોટી શાળામાં મુખ્ય શિક્ષકે એસિસ્ટંટ ઉપર દેખરેખ રાખવા તથા નવા શિક્ષકોને તાલીમ આપવા થોડો વખત ફાજલ પાડવો.

વખતપત્રક ઘડતાં પહેલાં આખા અઠવાડીઆના કલાક કે પિરિઅડ નક્કી કરવા અને કેટલાક શિક્ષકો તથા કેટલા વર્ગ છે તે પણ નક્કી કરવું. શિક્ષકોની સંખ્યા ઉપરાંત તેમની કામ કરવાની લાયકાત તથા વર્ગની સંખ્યાની સાથે વર્ગના કદનો વિચાર કરવાની જરૂર છે. જો શાળામાં જેટલા ખંડ હોય તેના કરતાં વર્ગ વધારે હોય, તો કેટલાક વર્ગ ભેગા લેવા પડે છે. જો છોકરાંની સંખ્યા વિશેષ હોય છે, તો વર્ગો ભેગા લઈ શકતા નથી. વર્ગના પ્રમાણમાં ખંડ હોય છે, તો વિદ્યાર્થીને બેસવાનું સુગમ થઈ પડે છે. જો વર્ગ પુરતી શિક્ષકની સંખ્યા હોય છે, તો વખતપત્રક બનાવવામાં મુસ્કેલી પડતી નથી. જો વર્ગની સંખ્યા કરતાં શિક્ષકો ઓછા હોય છે તો વખતપત્રક ગોઠવવું અઘરું થઈ પડે છે. વળી દરેક પાઠ કેટલી મિનિટ (પિરિઅડ) શીખવવાનો છે તે નક્કી કરવું, અને પછી દરેક વિષય માટે કેટલા કલાક

રાખવા જોઈશે તે બાબત નક્કી કર્યા પછી વખતપત્રક ગોઠવવું. મોટી શાળામાં જ્યાં વર્ગ દીઠ શિક્ષક હોય, ત્યાં કયો વિષય કયો શિક્ષક સારી રીતે શીખવી શકે છે તે મુદ્દો પણ નક્કી કરવો અને તે મુજબ તેમને કામ સોંપવું. વળી ઘણી શાળામાં એક શિક્ષકને એકથી વધારે વર્ગો શીખવવાના હોય છે. તેવે પ્રસંગે લખવાનું અથવા પાઠ તૈયાર કરવાનું કામ બીજા વર્ગોને સોંપી શિક્ષકે અમુક ધોરણના પાઠ લેવા. તેની સાથે હોશિયાર વિદ્યાર્થીની મદદ લેવી અને કોઈ કોઈ વિષયમાં બે વર્ગ સાથે લેવા.

વાચન, ડ્રિલ તથા કવિતા સાથે સાથે લઈ શકાય છે. એક વર્ગને શીખવતી વખતે બીજા વર્ગના વિદ્યાર્થીઓને કામમાં રોકવા માટે, તેણે પ્રથમથી સવાલની સારી યોજના ઘડવી જોઈએ. જેને પાઠ તૈયાર કરવાના હોય તેમને માટે સવાલના જવાબ લખવાનું, નકશામાં સ્થળ શોધવાનું, શબ્દોના અર્થ શોધી કાઢવાનું, શ્રુતલેખનનો પાઠ વાંચવાનું, આંક લખવાનું કે હિસાબ ગણવાનું, પાઠનો સાર લખવાનું વગેરે જુદી જુદી જાતના લેખી કામની તૈયારી રાખી હોય છે, તો એકંદર કામ સંતોષકારક થાય છે. વખતપત્રક કર્યા પછી વારંવાર બદલવું નહિ અને મુખ્ય શિક્ષકે તેમાં સહી કરી તથા તારીખ નાખી જોઈ શકાય એવી જગાએ તે ટાંગવું. મોટી શાળામાં મુખ્ય શિક્ષકની ઓફિસમાં બધા વર્ગનું સામાન્ય વખતપત્રક હોવું જોઈએ કે જરૂર પડે તરત તેનો ઉપયોગ થઈ શકે.

**ગામડાના શિક્ષકની મુશ્કેલી**

સાધારણ રીતે નાના ગામડામાં એક શિક્ષક હોય છે અને તેને જુદાં જુદાં ધોરણો શીખવવાનાં હોય છે. ટ્રેનિંગ કૉલેજમાં હાલમાં બે કે ત્રણ ધોરણો સાથે કેમ શીખવવાં તેની તાલીમ શિક્ષકોને આપવામાં આવે છે. તોપણ જ્યારે તે ગામડામાં જાય છે ત્યારે તેને ઘણી મુશ્કેલીઓ નડે છે. ટ્રેનિંગ કૉલેજ કરતાં જુદાજ સંજોગોમાં તેને કામ કરવાનું હોય છે, તેથી પ્રથમ તેને મુંઝવણ થાય છે. શિક્ષણની જે તાલીમ તેને કૉલેજમાં મળી હોય તેને તિલાંજલિ આપી, તેણે

એક યંત્રની માફક કામ કરવું એ ઇષ્ટ નથી. શાળાની વ્યવસ્થા તથા શિક્ષણની પદ્ધતિના તેને જે સંસ્કાર મળ્યા હોય તેમાં સંજોગોને અનુસરી તેણે ફેરફાર કરવો જોઈએ અને સારી રીતે શિક્ષણ આપવું જોઈએ. કંઈ પણ જાતની તાલીમ લીધી હોય નહિ એવી રીતે શિક્ષણ આપવામાં આવે, તો એ શિક્ષકનો દોષ છે. અલબત્ત વસ્તુસ્થિતિને અનુસરીને તેણે ઉંચા પ્રકારનું કામ કરી બતાવવું.

શહેરના મુકાબલે ગામડાનું વાતાવરણ ઘણું મંદ હોય છે. ત્યાં ખેડુતોની મુખ્યત્વે વસ્તી હોવાથી તેઓ તેમના કામમાં આખો દિવસ રોકાએલા રહે છે. એટલે જ્ઞાન વિષયક કોઈ પણ પ્રવૃત્તિ ત્યાં જોવામાં આવતી નથી. લોકોની ધમાલ કે દરરોજ બનતા અવનવા બનાવ, વિદ્વાન માણસોનો સમાગમ, પુસ્તકશાળા વગેરે ચેતન અર્પનારી બાબતો ત્યાં નહિ હોવાથી ઘણેભાગે શિક્ષકના ઉપર ત્યાંના વાતાવરણની અસર થાય છે. વળી શાળામાં વર્ષ દરમ્યાન ગમે તે વખતે છોકરાને દાખલ કરવામાં આવે છે. એટલે બાળવર્ગમાં પાછળથી આવનાર છોકરાને બીજાની હારમાં લાવવો એ મોટી મુસ્કેલી છે. જો તે એકાદ બે માસ મોડા આવ્યા હોય છે, તો સારો શિક્ષક તેમના ઉપર ખાસ લક્ષ આપી તૈયાર કરી શકે છે; પણ વરસમાં ગમે ત્યારે છોકરાને દાખલ કરવાથી તેમનો અભ્યાસ જુદો જુદો હોય છે, એટલે તેમને બરાબર શીખવવું એ ભારે પ્રશ્ન થઈ પડે છે. કેટલીક વખત સાધારણ બુદ્ધિવાળાં બાળકોને હરિફાઈને લીધે અભ્યાસમાં બીજાની સાથે થઇ જવાની ઇચ્છા થાય છે અને તેઓ અભ્યાસમાં તેમની સાથે આવી જાય છે. હવે શિક્ષક બધાને સાથે બરાબર શીખવી શકે છે. જો મોડા આવનાર બાળકોની સંખ્યા વધારે હોય, તો તેમની એક જુદી ટુકડી પાડવી અને તેમને તે પ્રમાણે શીખવવું. તેમનો અભ્યાસ પહેલી ટુકડીના જેટલો થઈ શકશે નહિ એ ખુલ્લુંજ છે. મોડા આવનારની ખાતર પ્રથમ દાખલ થયેલા બાળકોને નુકસાન થવું જોઈએ નહિ. પહેલી ટુકડીવાળા વરસ આખરે ઉપલા ધોરણમાં ચઢી શકશે, પણ બીજી ટુકડીના જે હોશિયાર બાળકો હોય તેનો અભ્યાસ પુરો માલમ પડે, તો તેમને પણ ઉપર લેવા જોઈએ.

આના કરતાંએ ગામડાની શિક્ષકની વધારે મોટી મુશ્કેલી વખતપત્રકની છે. એક શિક્ષક ચોથા ધોરણ સુધીના પાંચ વર્ગો કેવી રીતે શીખવે એ હાલમાં કેળવણીનો કૂટ પ્રશ્ન થઈ પડ્યો છે. જ્યાં વિદ્યાર્થીની સંખ્યા ધોરણમાં ચાર, પાંચ કે છ હોય ત્યાં ધોરણ-દીઠ જુદો શિક્ષક મળી શકે નહિ. વળી જ્યાં નાના ગામડામાં શાળામાં બધા વિદ્યાર્થીની સંખ્યા ૨૫ કે ૩૦ હોય, ત્યાં એકજ શિક્ષક મળી શકે છે. આવા સંજોગોમાં વર્ગદીઠ મળતા શિક્ષકના જેવું કામ થઈ શકે નહિ એ સ્પષ્ટ છે અને તેના કામની તુલના પણ તેની સ્થિતિને અનુસરી કરવી જોઈએ. આ ઉપરથી એક શિક્ષકની શાળાનું વખત-પત્રક ઘણી કાળજીપૂર્વક તૈયાર કરવું જોઈએ. તેમાં એક વિષય રહી જવો જોઈએ નહિ અને બધા વર્ગો કામમાં રોકાએલા રાખવા જોઈએ કે જેથી તેમનો વખત નકામો જાય નહિ. જે વખતપત્રક બનાવ્યું હોય તે મુજબ તે મિનિટે મિનિટે કામ કરી શકશે નહિ. કોઈ ધોરણમાં થોડો વધારે વખત અમુક દિવસે જાય, તો બીજે દિવસે તેણે બીજા ધોરણો ઉપર વિશેષ લક્ષ આપી તેમનું કામ પુરૂં કરી નાખવું. બાળવર્ગ કે પહેલા ધોરણના બાળકોના કામ ઉપર તેણે પુરતું ધ્યાન આપવું; કારણકે તેમને શરૂઆતની તાલીમ મળે છે. વળી તેમને જાતે અભ્યાસ કરવાની ટેવ પડેલી હોતી નથી. તેમને બીજા બાળકોના કરતાં થોડો વખત વહેલી રજા આપવી.

જ્યારે તે એક વર્ગમાં શીખવતો હોય, ત્યારે બીજા વર્ગમાં લખવાનું કે પાઠ તૈયાર કરવાનું કામ સોંપી તેમાં તેમને રોકવા જોઈએ. આને માટે તેને એક વધારે ધોરણ સાથે લેવાની જરૂર પડે છે અને તેથી તે પ્રમાણે કામ કરવું. કોઈપણ વર્ગ કામમાં રોકાએલો હોતો નથી, તો છોકરાંઓ ઘોંઘાટ કરી મૂકે છે અને બીજા વર્ગના કામમાં ખલેલ ઉપજાવે છે. તેણે જરૂર પડે મોનિટરની મદદ લેવા ચુકવું નહિ. આ સાથે આપેલું વખતપત્રક નમુનાનું છે. તેમાં સંજોગોને અનુસરી શિક્ષકે ફેરફાર કરવો જોઈએ, કારણકે આતો એક સામાન્ય યોજના છે. તે બધાને સરખી રીતે લાગુ પડી શકે નહિ એ સ્પષ્ટ છે.

---

## એક શિક્ષકની શાળાનું બાળવર્ગથી

| પિરિયડ | સોમવાર | મંગળવાર | બુધવાર |
|---|---|---|---|
| ૧ | બા. વ., ૧ વાચન<br>૨, ૩, ૪, ગણિત | બા. વ., ૧ વાચન<br>૨, ૩, ૪, ગણિત | બા. વ., ૧ વાચન<br>૨, ૩, ૪ ગણિત |
| ૨ | બા. વ. ૧, સંખ્યાલેખન, આંક<br>૨–૩ વાચન<br>૪ કૉપિ | બા. વ., ૧ સંખ્યા ગણતરી, આંક<br>૨, ૩ વાચન<br>૪ ભૂમિતિ | બા. વ., ૧ સંખ્યા-લેખન, આંક<br>૨, ૩, ૪ કૉપિ |
| ૩ | બા. વ., ૧ વાર્તા<br>૨, ૩ વાચન<br>૪ હસ્તકામ | બા. વ. ૧ શબ્દલેખન<br>૨, ૩ ભૂમિતિ<br>૪ વાચન | બા. વ., ૧ વાર્તા<br>૨, ૩ અનુલેખન<br>૪ વાચન |
| ૪ | બા. વ., ૧ સૃષ્ટિજ્ઞાન<br>૨, ૩ કવિતા<br>૪ ચિત્રકામ | બા. વ., ૧ રમત<br>૨, ૩ પદાર્થપાઠ<br>૪ ભૂગોળ | બા. વ., ૧ શબ્દલેખન<br>૨, ૩ કવિતા<br>૪ વ્યાકરણ |
| ૫ | બા. વ., ૧ સંખ્યા<br>૨, ૩ ચિત્રકામ<br>૪ ભૂગોળ | બા. વ., ૧ સંખ્યાગણિત<br>૨, ૩ શ્રુતલેખન<br>૪ ઇતિહાસ | |
| ૬ | બા. વ. ૧ શબ્દલેખન<br>૨, ૩ ભૂગોળ<br>૪ પદાર્થપાઠ | બા. વ., ૧ ચિત્રકામ<br>૨, ૩ વાચન<br>૪ પદાર્થપાઠ | |
| ૭ | બા. વ. ૧ રમત અને ડ્રિલ<br>૨ અનુલેખન<br>૩, ૪ શ્રુતલેખન | બા. વ., ૧ ગીત<br>૨, ૩, ૪ સૃષ્ટિજ્ઞાન | |
| ૮ | ૨ રમત<br>૩, ૪ ડ્રિલ | ૨, ૩, ૪ બાગકામ | |

સૂચના:—જે વર્ગમાં શિક્ષક શીખવી શકે નહિ, તે વર્ગમાં મોનિટરની
બીજા અને છઠ્ઠા પિરિયડને અંતે દસ મિનિટની અને

# ચોથા ધોરણ સુધીનું વખતપત્રક

| પિરિયડ | ગુરુવાર | શુક્રવાર | શનિવાર |
|---|---|---|---|
| ૧ | બા. વ., ૧ વાચન<br>૨, ૩, ૪ ગણિત | બા. વ., ૧ વાચન<br>૨, ૩, ૪ ગણિત | બા. વ., ૧ વાચન<br>૨, ૩, ૪ ગણિત |
| ૨ | બા. વ., ૧ સંખ્યા-<br>ગણતરી, આંક<br>૨, ૩ ભૂગોળ<br>૪ વાચન | બા. વ. ૧ સંખ્યા-<br>લેખન આંક<br>૨, ૩ વાચન<br>૪ ઇતિહાસ | બા. વ. ૧ ભૂમિતિ<br>૨, ૩ વાચન<br>૪ શ્રુતલેખન |
| ૩ | બા. વ. ગીત<br>૧ કવિતા<br>૨, ૩, ૪ શ્રુતલેખન | બા. વ. ૧ વાર્તા<br>૨, ૩ મુખપાઠ<br>૪ નામું | બા. વ. ૧ ગીત<br>૨, ૩ ભૂગોળ<br>૪ કવિતા |
| ૪ | બા. વ., ૧ રમત<br>૨, ૩ પદાર્થપાઠ<br>૪ ચિત્રકામ | બા. વ. ૧ રમત<br>૨, ૩ કવિતા<br>૪ વ્યાકરણ | બા. વ. ૧ ચિત્રકામ<br>૨, ૩ મુખગણિત<br>૪ ઇતિહાસ |
| ૫ | બા. વ. ૧ સંખ્યા, ગણિત<br>૨, ૩ ચિત્રકામ<br>૪ ભૂગોળ | બા. વ. ૧ સંખ્યા, ગણિત<br>૨, ૩ કોપિ<br>૪ વાચન | બા. વ. ૧ પદાર્થપાઠ<br>૨, ૩ હસ્તકામ<br>૪ ભૂગોળ |
| ૬ | બા. વ. ૧ શબ્દલેખન<br>૨, ૩ આંક, કોઠક<br>૪ કવિતા | બા. વ. ૧ શબ્દલેખન<br>૨, ૩ પદાર્થપાઠ<br>૪ વાચન | બા. વ. ૧ શબ્દલેખન<br>૨, ૩ ભૂમિતિ<br>૪ વાચન |
| ૭ | બા. વ. ૧ પદાર્થપાઠ<br>૨ શ્રુતલેખન<br>૩, ૪ અનુલેખન | બા. વ., ૧ હસ્તકામ<br>૨, ૩ મુખગણિત<br>૪ શ્રુતલેખન | બા. વ. ૧ ગણિત<br>૨, ૩, ૪ સૃષ્ટિજ્ઞાન |
| ૮ | ૨ ડ્રિલ<br>૩, ૪ રમત | ૨, ૩, ૪ બાગકામ | ૨ રમત<br>૩, ૪ ડ્રિલ |

મદદ લેવી. દરરોજ પહેલી દસ મિનિટ પ્રાર્થના અને હાજરી માટે છે. ચોથા પિરિયડને અંતે ૩૦ મિનિટની રજા આપવી.

# પ્રકરણ ૧૭–મુખ્ય શિક્ષકની ફરજો

## જેવા શિક્ષક તેવી તેની શાળા.

**જવાબદારી**

મોટી કે નાની શાળામાં મુખ્ય શિક્ષકની ભારે જવાબદારી હોય છે. જેમ યંત્રની સરળ ગતિનો આધાર ઈજનેરની કુશળતા ઉપર છે; તેમ આખી શાળાની વ્યવસ્થા તથા શિક્ષણની યોજનાનો બરાબર અમલ મુખ્ય શિક્ષકના ઉત્સાહ, કુનેહ અને પ્રેરણા ઉપર આધાર રાખે છે; તેથી શિક્ષણશાસ્ત્રનું એક ઉપયોગી સૂત્ર છે, કે 'જેવો શિક્ષક તેવી તેની શાળા' તે ખરેખર સત્ય છે. તેણે હંમેશાં નિયમિત રીતે શાળામાં આવવું અને બધા શિક્ષકો હાજર છે કે કેમ તેની પ્રથમ તપાસ કરવી; કારણકે વર્ગમાં શિક્ષક હોતો નથી, તો છોકરાંઓ બેસી રહે છે, ગરબડ કરે છે અને તેનું દેખી તેઓ મોડા આવે છે. મોટી શાળાના શિક્ષકે ઘંટ વાગ્યા પછી બધા વર્ગના વિદ્યાર્થીઓની સામાન્ય પ્રાર્થના થયા બાદ વર્ગ શિક્ષકે પુરેલાં હાજરી પત્રક વખતસર મંગાવી તે તપાસી જોવાં. જો વધારે છોકરાં ગેરહાજર રહેતાં હોય, તો તેનાં કારણ શોધી કાઢી યોગ્ય ઉપાય લેવા. તેણે અઠવાડીઆમાં એક વખત તો જુદા જુદા વર્ગમાં જઈ શિક્ષકની કામ કરવાની રીતની માહિતી મેળવવી. વળી વિદ્યાર્થીઓએ કેટલો અભ્યાસ કર્યો છે તે જોવું, અને તેમને પ્રશ્નો પૂછી કેટલું આવડે છે તે બરાબર તપાસવું. કેટલીક વખત મુખ્ય શિક્ષક મોડા આવે છે, તો બીજા શિક્ષકો પણ અનિયમિત રીતે આવે છે અને તેની ખરાબ અસર વિદ્યાર્થીઓ ઉપર થાય છે. વળી જુદા જુદા વર્ગની સ્વચ્છતાની તપાસ કરવી. શાળાનાં બધાં બારીબારણાં ખુલ્લાં છે કે નહિ તે તેણે બરાબર જોવું. ઉનાળામાં ખાસ કરીને પાણીની ગોઠવણ કરવાની જરૂર છે. તેને માટે પાણીનાં માટલાં વગેરે સ્વચ્છ છે કે કેમ તે જાતે જોવું. શાળાનો સરસામાન વ્યવસ્થિત

રીતે મૂકવામાં આવે છે કે નહિ તે પણ તેણે તપાસવું. કોઈ સાહિત્ય ખૂટતું હોય કે કોઈ દુરસ્ત કરાવવાનું હોય, તો તેણે તે સાધન લાવવું અથવા તે તરત સુધરાવવું. આખી શાળાની જવાબદારી તેને માથે હોવાથી નિશાળના કામકાજ ઉપર તેણે સારી દેખરેખ રાખવાની જરૂર છે. શાળાના તંત્રમાં ક્યાં ખામી છે તે શોધી કાઢી તેનો ઇલાજ તરત કરવો જોઈએ. નિશાળના સારા કામનો આધાર મુખ્યત્વે તેની દેખરેખ ઉપર રહે છે એ સ્પષ્ટ જ છે; જેથી તેણે એસિસ્ટંટ માસ્તરના કામની પુરતી અને યોગ્ય દેખરેખ રાખવી. તેણે જાતે બહુ કામ કરવું. શાળાનો મુખ્ય શિક્ષક પોતે છે, એટલે તેણે હવે આરામ લેવો એવો જરાપણ વિચાર કરવો નહિ. શાળાનાં ઉપલાં ધોરણોમાં અંકગણિત, ભૂમિતિ, નિબંધ કે ભૂગોળ જેવા અઘરા વિષયો તેણે પોતે લેવા, તેમજ તેણે બાળવર્ગમાં પણ કામ કરવું. તેના જ્ઞાન અને અનુભવનો લાભ નાનાં બાળકોને આપવો જોઈએ. તેણે ફાજલ વખતમાં કોઈ વર્ગમાં ઓચિંતા જઈ શિક્ષકોના કામની તપાસ રાખી, તેમને સારાં શિક્ષણની યોગ્ય સૂચનાઓ આપવી અને જાતે જુદા જુદા વિષયો શીખવી બતાવવા. વિદ્યાર્થીઓની સભ્યતા, તેમની સ્વચ્છતા, વાણીની શુદ્ધિ, વિવેક અને વિનય, શાંતિથી કામ કરવાની વૃત્તિ, હુકમ માનવાની ટેવ, તેમનાં આચરણ તથા શિક્ષકોની રીતભાત અને શિક્ષણની તૈયારીની તેણે પ્રસંગોપાત તપાસ કરવાની જરૂર છે. શાળાના દરેક વિદ્યાર્થીને તેણે ઓળખવો જોઈએ. વળી શાળાની દરેક બાબતની તેણે માહિતી હોવી જોઈએ. શિક્ષકોની લાયકાત, તેમની રીતભાત અને શિક્ષણથી તેણે સારી રીતે વાકેફગાર રહેવું. મહેતાજીની સત્તા શાળામાં સર્વત્ર ફેલાએલી હોવી જોઈએ. કેવળ અધિકારની રૂએ, એટલે ભયથી સ્થાપિત થએલી સત્તાની સારી અસર થતી નથી, પણ મમતા, સ્નેહ અને સારી વ્યવસ્થાને લઈને તેની સત્તા સારી જામે છે અને તેથી શાળાનું યંત્ર વિક્ષેપ વગર શાંતિથી ચાલે છે. કોઈ કોઈવાર મુખ્ય શિક્ષકના ભલા સ્વભાવને

લઈને બીજા શિક્ષકો મરજી માફક કામ કરે છે. આને લીધે શાળાનું કામ બગડે છે, તેથી મહેતાજીએ બધી સત્તા પોતાની પાસે રાખી તેનું કર્તવ્ય કાળજીપૂર્વક કરવું. જો શિક્ષક તેના કામમાં બેદરકાર હોય, તેને તેનું કામ સુધારવા સૂચના કરવી અથવા ઠપકો આપવો. તેણે શિક્ષકના કામની કદર કરવી અને ખુશામતથી ભ્રમમાં પડવું નહિ.

મુખ્ય શિક્ષક તેમની ભૂલો કાઢવા માટે તેમનું કામ તપાસે છે, એવો ખોટો ખ્યાલ શિક્ષકોમાંથી દૂર થવો જોઈએ. તેણે વર્ગમાં થયેલા

**શિક્ષણમાં મદદ**

કામની તપાસ કરી તે સુધારવા માટે રચનાત્મક સૂચનાઓ આપવી. વળી વર્ગમાં અભ્યાસ-ક્રમ મુજબ કામ થાય છે કે નહિ, તે તેની નજર બહાર રહેવું જોઈએ નહિ. કોઈ કોઈ પ્રસંગે શિક્ષકોને ભેગા કરી શાળાને લગતા કામ સંબંધી વાતચીત કે ચર્ચા કરવી. જરૂર પડે તો તેણે નમુનાનો પાઠ આપી બતાવવો. ઉછરતા શિક્ષકોને તેણે સંગીન મદદ કરવી. શિક્ષણને લગતાં જુદાં જુદાં પુસ્તકો વાંચીને તેણે તેનો લાભ તેમને અવશ્ય આપવો. જુવાન શિક્ષકોને નમુનાનો પાઠ આપી યોગ્ય માર્ગે દોરવાની ઘણી જરૂર છે. તેમની સાથે શિક્ષણને લગતી વારંવાર ચર્ચા કરવી. શાળામાં ઘણી વખત બીનતાલીમ પામેલા શિક્ષકો હોય છે. આપણે ત્યાં હજુ લગભગ પચાસેક ટકા અણઘડ શિક્ષકો છે. આવા શિક્ષકોને જોઈતી સૂચના અને મદદ આપી સુધા-રવાની બહુ જરૂર છે. શાળાનું કામ ઉંચા પ્રકારનું થાય તે માટે તેમને તાલીમનો લાભ આપવો જોઈએ. મુખ્ય શિક્ષકે તેનો અનુભવ અને અભ્યાસનો લાભ તેવા શિક્ષકોને આપી તેમને સુધારાની રાહ ઉપર મૂકવા જોઈએ. જ્યાં સુધી શિક્ષકો આળસુ અને તાલીમ વગરના હોય, ત્યાં સુધી શાળાના વિદ્યાર્થીને શિક્ષણનો જોઈતો લાભ મળતો નથી. તેમના કામ ઉપર બરાબર દેખરેખ રાખી તેમને પ્રસંગોપાત યોગ્ય સલાહ આપવી. વળી બીજા શિક્ષકો સાથે પણ પ્રસંગોપાત શિક્ષણ-ની વાતચીત કરી તેમનું માનસ સુધારવું અને તેમની ભાવના

ઉચ્ચ કરવી. વર્ગના જુદા જુદા ઓરડાઓ અનુકૂળ ચિત્રો તથા નમુનાથી આકર્ષક બનાવવા.

દરેક શિક્ષકના કામની ટુંકી નોંધ તેમની પાસે હોવી જોઈએ એવો તેણે આગ્રહ રાખવો. દરેક વર્ગનું માસિક અભ્યાસપત્રક તેણે

**જુદી જુદી ફરજો**

બનાવરાવવું અને મહીનાની આખરે તે ઉપરથી કેટલું કામ બાકી છે તે જોવું અને બીજા માસમાં તે પુરૂં કરાવવા તજવીજ કરવી. વળી તેણે દફતરી કામ તથા કોપિ, નિબંધ વગેરે જે લખાણ હોય, તે બરાબર તપાસી તેમાં સહી કરવી. જુદા જુદા વર્ગમાં ક્યા ક્યા છોકરાંઓ મોડા આવે છે તેની તપાસ કરવી. જે છોકરાં નબળા બાંધાનાં કે ટુંકી નજરવાળાં હોય કે ઓછું સાંભળી શકતાં હોય, તે બાબત તેણે તેનાં માબાપના કે વાલીના લક્ષ ઉપર લાવવી. વળી તેણે શાળાના ઘણા વિદ્યાર્થીના સમાગમમાં આવવું, અને તેમનાં માબાપોની સાથે છૂટથી હળવું મળવું કે જેથી તે તેમના બાળકોના અભ્યાસ સંબંધી સૂચના આપી શકે. આવી રીતે તેમના તરફ સહાનુભૂતિ બતાવવાથી શાળાના કામની સારી કદર થાય છે અને તેમના તરફથી શાળાના કામમાં જોઈતી મદદ મળે છે. ડાહ્યો શિક્ષક ગામ લોક પાસેથી ઘણી મદદ મેળવી શકે છે. માબાપની સાથે સહકાર રાખવાથી શાળાનું કામ સરળ થાય છે. કોની પાસે કેવી રીતે કામ લેવું તે તે સારી પેઠે જાણતો હોવો જોઈએ. મહેતાજીએ ગામ લોકો સાથે સહૃદયથી વર્તવું. વળી ગામની ખટપટથી તેણે અલગ રહેવું અને બધા લોકો તરફ સમભાવ બતાવવો. વિદ્યાર્થીના માબાપ મળે ત્યારે તેની હાજરી, ગેરહાજરી, શાળામાંની તેની ચાલચલગત તથા અભ્યાસ સંબંધી વાતચીત કરી તેને સુધારવાની સૂચનાઓ કરવી. આવી રીતે વિદ્યાર્થી તરફની દીલસોજી અને કાળજીને લીધે લોકો તેને ચહાય છે અને તે ગામમાં લોકપ્રિય થાય છે.

વિદ્યાર્થી સાથે સભ્યતાથી અને માયાળુપણાથી વર્તવામાં આવે, તો તેઓ તેની સૂચનાઓનો ઘણા ઉમંગથી અમલ કરે છે. તેણે

**અન્ય પ્રવૃત્તિઓ** છોકરાંના માબાપ અને વાલી સાથે સારો સંબંધ રાખવો. તેણે ખાસ કરીને વિદ્યાર્થીઓની રમતગમત તથા ડ્રિલની સારી વ્યવસ્થા કરવી, અને બાળકોને શારીરિક તાલીમ લેવા ઉત્તેજન આપવું. જે છોકરો માંદલો હોય કે હરરોજ લેવાતે જતો હોય, તેના સંબંધમાં તેણે તેનાં માબાપને યોગ્ય સૂચના આપવી ઘણી વખત યોગ્ય વખતે શરીરની સંભાળ રાખવાથી કે થયેલા દરદની દવા કરવાથી તેને આરામ થાય છે. અથવા વધારે નુકસાન થતું નથી

આબરૂદાર ગૃહસ્થો તેમજ અધિકારીઓને શાળાનું કામ તપાસવા આવવા તેણે વિનંતિ કરવી. દર વરસે શાળાના ઇનામના મેળાવડો તેણે અવશ્ય ભરવો. આવી રીતે વરસમાં એક દિવસ તેણે ગામ લોકોના પરિચયમાં આવવું જોઈએ. ચિત્રકામ, હસ્તઉદ્યોગ, લેખી કામ, સૃષ્ટિજ્ઞાનનું કામ વગેરે વિદ્યાર્થીના કામની માહિતી તેણે તેમને પ્રદર્શન દ્વારા આપવી. વળી તેમની જોડે તેમનાં બાળકોના અભ્યાસ સંબંધી વર્ગશિક્ષકે ખુલ્લા દીલથી વાત કરીને શાળાના કામમાં રસ લેતા કરવા જોઈએ. તેને લીધે માબાપો પણ તેમનાં બાળકો શું ભણે છે તે જાણે છે. નાટ્યપ્રયોગ, સંવાદ, ચિત્રકામ અને હસ્તકામનું પ્રદર્શન તથા ભાષણથી તેણે સર્વને આનંદ અને બોધ આપવો જોઈએ. હાલમાં નાટ્યપ્રયોગ અને સંવાદનાં જે પુસ્તકો બહાર પડ્યાં છે, તેનો લાભ લેવા તેણે ચુકવું નહિ.

તેણે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી. ગામના કોઈ સખી ગૃહસ્થ પાસેથી તેવી મદદ મળી શકે છે. આવા વિદ્યાર્થીઓ સાધારણ રીતે હોશિયાર હોય છે. તેમને આ પ્રમાણે મદદ મેળવી આપવાથી તેમનું જીવન આગળ જતાં યશસ્વી નીવડે છે તે તેણે યાદ રાખવું. ગામમાં જે કોઈ જનહિત પ્રવૃત્તિ હોય. તેમાં તેણે સક્રિય ભાગ લેવો. ગામમાં તાવ આવતો હોય તો તેણે કવનીન વહેંચવું. જાહેર ફાનસ દ્વારા સમાજસેવા કે આરોગ્યને લગતું ભાષણ આપવું. તેણે બરાબર યાદ રાખવું કે શાળા એ સમાજ સુધારવાનું કેન્દ્ર છે. તેનામાં ખાસ

કરીને સમભાવના હોવી જોઈએ, પણ તેની સાથે તેનું માન સમાજમાં સચવાવું જોઈએ.

આસિસ્ટંટ શિક્ષકો તરફનું તેનું વર્તન નિષ્પક્ષપાત અને ઉદાર હોવું જોઈએ. તેણે નકામી તથા નજીવી બાબતો ઉપર ખાસ લક્ષ આપવાની જરૂર નથી. જે શાળામાં પક્ષપાત હોય છે, તેનું કામ કુસંપને લીધે બગડે છે.

**શિક્ષકો તરફનું વર્તન**

કોઈ શિક્ષક ઉપર તેણે રાગદ્વેષ બતાવવો નહિ. વસ્તુસ્થિતિને અંગે તેને જે કંઈ યોગ્ય લાગે તે તેણે કરવું. જરૂર પડે તો તેમની સલાહ લેવી અને તેમની સાથે તેણે ભાઈચારાનો સંબંધ રાખવો, તેથી તેની પ્રતિષ્ઠામાં વધારો થાય છે અને તેઓ તેને ખરા દીલથી માન આપે છે. હેડમાસ્તર મોટા મનનો હોવો જોઈએ. કોઈને તરછોડવું કે કોઈનું અપમાન કરવું, સહેજ સહેજમાં ખોટું લગાડવું, ઈર્ષ્યા કરવી, વગેરે દુર્ગુણોથી તેણે મુક્ત રહેવું. ન્યાતજાત, તથા ધર્મના રાગદ્વેષ વગરનું તેનું વર્તન હોવું જોઈએ. તેણે પોતાની સત્તા ડહાપણથી વાપરવી.

વળી તેનામાં જનસ્વભાવ પારખવાની શક્તિ તથા સર્જનશક્તિ હોવી જોઈએ. કાર્યદક્ષતા, કર્તવ્યની ઉંચી લાગણી, વ્યવસ્થા કરવાની શક્તિ. અને વિશુદ્ધ ચારિત્ર એ ગુણ તેનામાં અવશ્ય હોવા જોઈએ. શિક્ષકવર્ગના ઉમંગ અને ઉત્સાહથી તથા સારા સહકારથી શાળાનું કામ દીપી નીકળે છે. બીજા શિક્ષકો ઉપર હુકમ બજાવવા માટે તે મેજિસ્ટ્રેટ નથી એમ તેણે સમજવું. ખરી રીતે તો તેના વ્યક્તિપ્રભાવની શાંત અસર તેમના ઉપર થવી જોઈએ અને તેમના કામમાં સારો રસ લેવાની તેણે પ્રેરણા કરવી જોઈએ. મુખ્ય મહેતાજીનું મન સ્થિર અને દૃઢ હોવું જોઈએ. જો તે ઘડી ઘડીમાં ગુસ્સો કરે તો તેની માઠી અસર વિદ્યાર્થીઓ તેમજ શિક્ષકો ઉપર થાય છે. વળી તેનામાં શિક્ષણની નવી પદ્ધતિ યોજવાની ચતુરાઈ હોવી જોઈએ. આ ઉપરાંત વ્યવસ્થા બનાવવા અને શીખવવા માટે સમયસૂચકતા હોવી જોઈએ. નવીન સંજોગોમાં કામ કેમ કરવું એવી તેના મનની ચપળતા હોવી જોઈએ.

વળી શિક્ષકો તેમજ વિદ્યાર્થીઓ તેમની ફરિયાદ નિખાલસપણે તેમની આગળ રજુ કરે તેવી દીલસોજીભરેલી તેની રીતભાત હોવી જોઈએ. તેણે વિદ્યાર્થીઓના સંસર્ગમાં આવી તેમના ઉપર સારી જાતની છાપ પાડવી, તથા તેમની રમતગમતમાં સક્રિયભાગ લેવો. જો મુખ્ય શિક્ષકમાં ઉત્સાહ અને ચપળતા હોય છે, તો શાળાનું તેવું વાતાવરણ જોવામાં આવે છે. તેણે આસિસ્ટંટને બીજાના દેખતાં કદી પણ ઠપકો આપવો નહિ અને તેને વિદ્યાર્થીની સમક્ષ હલકો પાડવો નહિ. તેમના કામ સંબંધી તેમને કહેવાનું હોય, તે તેણે ખાનગીમાં કહેવું. શાળાના હિત માટે જે નિયમો કર્યા હોય તે બધા સારી રીતે પળાવવા જોઈએ, પણ તેનું વર્તન મોળું હોવું જોઈએ નહિ. તેણે તેમની પાસે દઢતા રાખી બરાબર કામ લેવું.

**વિદ્યાર્થીને મદદ**

પરીક્ષાના જવાબ સ્વચ્છ અને સુઘડ રીતે લખવાની વિદ્યાર્થીઓને ટેવ પાડવી. તેમાં ભાષાની ભૂલો થાય નહિ તેની ખાસ સંભાળ રાખવી. પરીક્ષાના સવાલના જવાબ કેવી રીતે સારા લખવા તેની તાલીમ વિદ્યાર્થીઓને બરાબર રીતે આપવી જોઈએ. વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા વખતે કેટલાક વિદ્યાર્થીઓનું લખાણ એવું અવ્યવસ્થિત, પિષ્ટપેષણવાળું અને ગંદું હોય છે કે તેમને સવાલપત્ર લખવાની તાલીમ કદી આપેલી હોતી નથી એમ ચોકખું માલમ પડે છે. કોઈ પણ વિદ્યાર્થી શાળા છોડે તે વખતે તેને શાહીથી શુદ્ધ અને સ્વચ્છ રીતે લખતાં આવડવું જોઈએ. અઠવાડીઆમાં એકવાર બધા વિદ્યાર્થીઓને ભેગા કરી મહેતાજીએ બોધ આપવો. શાળામાંથી ઘેર જતી વખતે કેટલાક છોકરાઓ રસ્તામાં રઝળે છે અને એક બીજા સાથે ગાળાગાળી કે મારામારી કરે છે. વળી તેઓ ગંદાં લુગડાં પહેરીને નિશાળમાં આવે છે. આવી ઘણી બાબતો સંબંધી બુધવારે પહેલા પિરિઅડમાં દસેક મિનિટ તેમને શિખામણ આપવી. આવા પ્રસંગે દરેક શિક્ષકે વારાફરતી પોતાના અનુભવ મુજબ બાળકોને ઉપદેશ કરવો. વળી મોટી શાળામાં અઠવાડીઆમાં એક વખત દેશપરદેશની નવાજુની,

કંઈક જાણવા લાયક થયેલા બનાવો તથા વિદ્યા અને હુન્નરકળાની શોધખોળ અથવા સારા વ્યાખ્યાન સંબંધી તેમને કંઈક કહેવું અને વિદ્યાર્થીઓને પણ કંઈક તે સંબંધી બોલવા કહેવું. એવી રીતે તેમને ઉત્તેજન આપી સભાક્ષોભ નિર્મૂળ કરી હિંમતથી નિખાલસપણે તેમના વિચાર જણાવવા ઉત્સાહ પ્રેરવો જોઈએ. વળી જો બને તો દરરોજ વર્ગનું કામ શરૂ કરતાં પહેલાં પ્રથમની પાંચ મિનિટ સામાન્ય જ્ઞાન સંબંધી બાળકો સાથે વાતચીત કરવી કે તેમને ટુંકું વ્યાખ્યાન આપવું.

---

# પ્રકરણ ૧૮—શાળાની વિશેષ પ્રવૃત્તિઓ

## કુદરતનો અનુભવ અને મનુષ્યસહવાસ એ બાળકના હંમેશાંના શિક્ષકો છે.

હાલમાં આપણે પ્રજાશાસનના જમાનામાં રહીએ છીએ; તેથી નાગરિકો તેને લગતી પોતાની ફરજ યોગ્ય રીતે બજાવી શકે તે માટે શાળામાં વિદ્યાર્થીને સારી તાલીમ મળવી જોઈએ. તેને માટે નિયત કરેલા વિષયોનો અભ્યાસ અને શાળાના વિશેષ પ્રવૃત્તિ એ મુખ્ય કારણો છે.

### વિશેષ પ્રવૃત્તિઓની આવશ્યકતા

જે શિક્ષક ફક્ત વર્ગમાં પોતાના વિદ્યાર્થીઓને નક્કી કરેલા વિષયો શીખવીને સંતોષ માને છે તે ખરી રીતે જોતાં તેને વાસ્તવિક તાલીમ તથા જ્ઞાન આપતો નથી. વર્ગની ચાર દિવાલો માંહે આપેલું શિક્ષણ એ તો ખરા શિક્ષણનો એક નાનો ભાગ છે. હાલમાં કેળવણીકારનું એવું માનવું છે કે વિદ્યાર્થી નિયત કરેલાં પાઠ્યપુસ્તકો વાંચી પરીક્ષા પાસ કરે તે ખરી કેળવણી નથી. શાળામાં કે તેની બહાર જે નવા નવા પ્રસંગો ઉત્પન્ન થાય, તે દ્વારા નીતિની કેળવણી આપી શકાય છે. કેટલીક વખત શાળાની બહારના વાતાવરણમાં ઉપજતા પ્રસંગોનો ઉપયોગ કરવાથી વિદ્યાર્થીનામાં સારી ભાવના તથા વૃત્તિઓ ઉત્પન્ન કરી શકાય છે તથા સારી ટેવો પાડી નીતિની તાલીમ આપી

શકાય છે. આવી રીતે શાળાની બહારની જુદી જુદી પ્રવૃત્તિઓ દ્વારા તેનામાં નીતિના ગુણો ખીલે છે, તો તે ઉપરથી શિક્ષકનું કર્તવ્ય વધારે વિશાળ અને અગત્યનું બને છે. નાટયપ્રયોગ, પર્યટન, સ્કાઉટિંગ, કેળવણીનું પ્રદર્શન, ઇનામનો મેળાવડો, કસરતનું મંડળ—આવી જુદી જુદી પ્રવૃત્તિઓથી વિદ્યાર્થીનું માનસ વિશાળ બને છે અને તેનામાં કેટલાક સારા ગુણો આવે છે.

## (૧) શાળામાં નાટયપ્રયોગ

**નાટયપ્રયોગની જરૂર**

બાળક જે કંઈ શીખે તે જો તેને યાદ રહે નહિ, તો તેને કંઈ કામનું નથી. શીખવેલી બાબત તે બરાબર યાદ રાખી શકે તેને માટે તેના મગજમાં જે કંઈ છાપ પડે તે દૃઢ થવી જોઈએ. જે સંસ્કાર ઝાંખા પડે છે તે તરત ભૂંસાઈ જાય છે. તેથી તેને વધારે દૃઢ અને સબળ કરવાને માટે તેના જુદા જુદા ઉપયોગ કરવામાં આવે છે. એક શિક્ષક 'પારદર્શક' શબ્દ શીખવે છે. છોકરાંઓ તે વધારે યાદ રાખે તેમાટે તે શબ્દ કાળા પાટીઆપર લખેલો જોવાને માટે તે કહે છે. પછી તે પ્રમાણે તે બોલવામાં આવે છે, અને તેને વધારે દૃઢ કરવાને માટે લખાવવામાં આવે છે. આ પ્રમાણે નવા શબ્દની છાપ કાયમ કરવા માટે આંખ, જીભ અને હાથનો એકી સાથે ઉપયોગ થાય છે. તેથી તે છાપ મગજમાં સારી રીતે દૃઢ થાય છે. એટલે તે બાબત ભૂલી જવાતી નથી. આવી રીતે જે કંઈ શીખવવામાં આવે, તેની છાપ જુદા જુદી રીતે પ્રકટ કરવાથી તે વધારે વખત યાદ રહી શકે છે.

શાળાનું શિક્ષણ વધારે રસિક કરવાને અને તે યોગ્ય રીતે આપવાને માટે નાટયપ્રયોગ તે તેના એક જરૂરી અંગ તરીકે સ્વીકારવામાં આવ્યો છે. શાળામાં ઇનામનો મેળાવડો હોય કે કોઈ અવનવો પ્રસંગ હોય ત્યારે વિદ્યાર્થી નાટયપ્રયોગ કરે છે. તેની તૈયારી ઘણા દિવસ પહેલાં કરવામાં આવે છે. પસંદ કરેલા વિષયો ઘણું ખરું

**હાલનો નાટય-પ્રયોગ**

અભ્યાસક્રમને લગતા હોતા નથી. સુપ્રસિદ્ધ નાટક, કાવ્ય કે સાહિત્યમાંથી તે બાબતો પસંદ કરેલી હોય છે. કોઈ કોઈ વખત શાળાના શિક્ષકો પ્રયોગ યોજી કાઢે છે, અને બાળકો પાસે તે તૈયાર કરાવે છે. આ પ્રમાણે નાટ્યપ્રયોગ બાહ્ય પ્રવૃત્તિ હોવાથી વિદ્યાર્થીના હૃદય ઉપર તેની જોઈએ તેવી સારી અસર થતી નથી. અમુક પ્રસંગ માટે તૈયાર કરેલા નાટ્યપ્રયોગથી તેને ઝાઝો લાભ મળતો નથી. આડંબર અથવા સભાને રંજન કરવાનો મુખ્ય હેતુ હોવાથી કેળવણીની દૃષ્ટિથી તેવા નાટ્યપ્રયોગો બહુ આવકારદાયક ગણવા જોઈએ નહિ. અલબત્ત તેને લીધે વિદ્યાર્થીની ભાષા સુધરે છે. તે અમુક લલિત પદો યાદ રાખી શકે છે, તેની શબ્દશક્તિ વધે છે, તે અભિનયની કળા શીખે છે તથા સભાક્ષોભથી તે મુઝાતો નથી. વળી અમુક પાત્રની સાથે તેના માનસનું અભેદ કે તાદાત્મ્ય થવાથી તે ભાવ કે લાગણી તેટલો વખત તે અનુભવે છે અને તેનું હૃદય તેટલે અંશે કોમળ થાય છે. નાટ્યપ્રયોગના આ બધા લાભો શાળામાં નિયમિત રીતે જુદા જુદા વિષયને લગતા પ્રયોગ કરવાથી મળે છે; પણ તે ઉપરાંત શાળાના હંમેશના જીવનમાં નાટપ્રયોગને તેની આંતર પ્રવૃત્તિ ગણવાથી બાળકોને અનેરો આનંદ લાગે છે. આ પ્રમાણે નાટ્યપ્રયોગથી વિષયમાં વિશેષ રસ પડે છે અને તે તેના જીવનમાં ઓતપ્રોત થઈ રહે છે. આવી રીતે નાટ્યપ્રયોગને કેળવણીની દૃષ્ટિથી શાળાના જીવનમાં સ્થાન મળવું જોઈએ.

**કારણ અને ફાયદા**

બાળકમાં નકલ કરવાની પ્રબળ પ્રેરણા હોય છે. તેથી તે જે જુએ છે કે સાંભળે છે તે બધાનો અનુભવ કરવાને આતુર હોય છે. તેથી તેણે જે બાબત જોએલી કે સાંભળેલી હોય તેનો ભાવ ક્રિયા કરીને અનુભવમાં આવે તો તેને નાટ્યપ્રયોગ કહે છે. બાળકોને અમુક પાત્રનો વેશ ભજવી બતાવવાનું બહુ ગમે છે. કોઈ પણ જાતની ક્રિયા કરવાની કુદરતી પ્રેરણા તેનામાં હોય છે. કંઈ સાંભળ્યું કે

જોયું હોય તેને કહી દેવાની સ્વભાવિક લાગણી તેને થાય છે. આ બધાં કુદરતી કારણને લીધે વિદ્યાર્થીઓને નાટયપ્રયોગ કરવાને ગમે છે. ભાગ્યેજ કોઈ એવો વિદ્યાર્થી હશે કે જેને નાટયપ્રયોગ કરવો ગમતા નહિ હોય. કેટલીક વખત શરમાળ બાળકો શિક્ષકોની રૂબરૂ નાટયપ્રયોગ માટે આનાકાની કરે છે. જે બાળકો આગળ પડતા હોય છે તે તરત 'હા' કહે છે. શરમાળ બાળકો પણ ધીમે ધીમે તેમાં જોડાઈ જાય છે અને સારૂં કામ કરી બતાવે છે. તેમની પાસે શિક્ષકે કુનેહથી કામ લેવું જોઈએ.

સૌ કોઈએ નાનાં બાળકોને રમતાં જોયાં હશે. તેઓ તેમની આસપાસ જે બનાવો હંમેશાં બને છે, તેમને નાની નાની રમતોથી ભજવી બતાવે છે. મોટાં માણસોની જે વૃત્તિઓ હોય છે તેની નકલ બાળરમતોમાં થતી જોવામાં આવે છે. ગાડી, દુકાન, ઢીંગલા ઢીંગલી, ઘોડાની વગેરે તેમની રમતો એ નાટયપ્રયોગનાં બીજ રૂપ છે તે વખતે તેઓ નિખાલસપણે અને ખરા ઉમંગથી જે વેશ ભજવવાના હોય છે તે ભજવી બતાવે છે. તેમાં તેમને અપૂર્વ આનંદ થાય છે. થઈ ગયેલા કે દૂરના બનાવને કલ્પના વડે રમત દ્વારા તેને સમક્ષ તાજા કરી તેનો અનુભવ તે કરે છે. વળી તે કલ્પનાની મદદથી અમુક પાત્ર ભજવી બતાવી ઘણો આનંદ મેળવે છે. કોઈ કોઈ વખત તો સમૂહમાં પ્રયોગ કરવાથી આપણને અજાયબ લાગે તેવું કામ તેઓ કરી બતાવે છે. આ પ્રમાણે રમત દ્વારા તેઓ નાટયપ્રયોગ કરે છે. અને તેને લીધે તેની સર્જકશક્તિ પોષાય છે અને શરીર તથા બુદ્ધિની શક્તિઓ ખીલે છે. આવી રીતે બાળવિકાસમાં નાટય પ્રયોગ અગત્યનું સ્થાન ભોગવે છે. જ્યારે શાળાની બહાર બાળકો નાટયપ્રયોગ કરવા પ્રેરાય છે, ત્યારે તેવી સહજ વૃત્તિનો શાળામાં શા માટે લાભ લેવા જોઈએ નહિ? ઉપર જણાવ્યા મુજબ શાળામાં તો જ્ઞાનની સાથે ગમ્મત થઈ શકે એમ છે. નાટયપ્રયોગમાં કાઢેલા વખત નકામો જાય છે એ દલીલ ટકી શકે એમ નથી. તેને લીધે કલ્પના

શક્તિનો વિકાસ થાય છે અને નકલ, ક્રિયા તથા બોલવાની વૃતિઓનો સક્રિય ઉપયોગ થવાથી તેને ઘણો આનંદ મળે છે. જો તેવા કામની સમજણ હોય નહિ, તો શરૂઆતમાં કેટલોક વધારે વખત જાય, પણ જેમ જેમ તે દિશામાં અનુભવ થતો જાય છે, તેમ તેમ તે કામ સરળ થઈ જાય છે.

**નાટ્યપ્રયોગના દાખલા**

સાધારણ માન્યતા એવી છે કે ઇતિહાસના વિષયમાંજ નાટ્યપ્રયોગ થઈ શકે. ઇતિહાસમાં નાટ્યપ્રયોગની વધારે અનુકૂળતા છે એ ખરું છે. તેમાં આવતાં વિવિધ પાત્રો તથા થયેલા દીલ ઉશ્કેરનારા આકર્ષક બનાવોને લીધે તેમાં વધારે રસ પડે એ સ્વભાવિક છે; પણ બીજા વિષયોમાં તેના પ્રયોગો થઈ શકે એમ છે. વાર્તા કહી રહ્યા પછી તે બીજે પ્રસંગે ભજવી બતાવવામાં આવે, તો વિદ્યાર્થીને ઘણો આનંદ થાય છે અને તેથી તે યાદ રહી જાય છે. વાચનમાળામાં કેટલાક પાઠ એવા છે કે જેમાં બે કે વધારે વિદ્યાર્થીઓ જુદા જુદા પાત્રોનો વેશ ભજવી શકે. 'કેરી અને સાકર' એ પાઠ વંચાવતી વખતે એક વિદ્યાર્થીએ પોતે કેરી હોય એમ તેને લાગતું લખાણ વાંચવું અને બીજાએ 'સાકરની' બાબત વાંચવી. આવા સંવાદો અવશ્ય જુદા જુદા પાત્રની ગોઠવણથી વંચાવવા જોઈએ. 'પશુમાં પડી એક તકરાર' એ કવિતાનો મુખપાઠ કરતી વખતે અમુક અમુક છોકરાને એક એક પાત્રનો ભાગ બોલી જવા કહેવું. આવી રીતે વાચન કે મુખપાઠ કરાવવાથી બાળકો સારી રીતે તેનો અર્થ સમજે છે અને તેમને વળી આનંદ થાય છે. વાચનમાળાના કેટલાક પાઠને સંવાદ કે નાટ્યપ્રયોગમાં ફેરવી શકાય એમ છે. તેવે પ્રસંગે તેમાં શિક્ષકે ઇચ્છાનુસાર ફેરફાર કરવો જોઈએ. વસ્તુસંકલના ઉત્તમ રીતે થાય એ ઉદ્દેશને અનુસરી ફેરફાર કરવાની જરૂર છે. 'ગામડાના અમલદારો' એનો નાટ્યપ્રયોગ સારી રીતે થઈ શકે છે. ઇતિહાસના પાઠ નાટ્યપ્રયોગના રૂપમાં ફેરવી શકાય એમ છે, પણ તે માટે શિક્ષકનામાં યોજકબુદ્ધિ હોવી જોઈએ.

જે પ્રસંગો વધારે આકર્ષક લાગતા હોય તેના નાટયપ્રયોગ કરવા ઠીક છે. દા. 'વનરાજ અને ચાંપાની મુલાકાત,' 'રૂપસુંદરીનું વનમાં જવું,' 'ભુવડે સુરપાળને આપેલી લાલચ' વગેરે. આવી રીતે જે કોઈ ઐતિહાસિક બનાવ રસિક હોય તેનો નાટયપ્રયોગ થઈ શકે છે.

ભૂગોળના વિષયમાં પણ કોઈ કોઈ પ્રસંગે નાટયપ્રયોગ થઈ શકે છે. 'ગુજરાતની નદીઓ કે પર્વતો' એ વિષય માટે જુદા જુદા વિદ્યાર્થી અમુક નદી કે પર્વતનું વર્ણન વાદવિવાદના રૂપમાં બોલી જાય, તો બાળકોને તે વિષયમાં રસ પડે છે. વળી જમીન ઉપર ગુજરાત કે મુંબઈ ઇલાકાનો મોટો નકશો કાઢી કાગળની રેલવે-ટ્રેન બતાવી તેમાં વિદ્યાર્થી એક પછી એક જુદા જુદા મુસાફરી કરતા જાય અને ત્યાંની ભૂમિરચના, આબોહવા, વનસ્પતિ, પ્રાણી વગેરે બાબતોનું ચિત્રો કે નમૂનાની મદદથી વર્ણન કરે, તો તેથી બાળકોને તેમાં રસ પડે છે અને તેમને ભૂગોળ પરત્વે કંટાળો આવતો નથી. એક વિદ્યાર્થી કાગળની હોડીમાં જાણે બેસીને દરિયાના કિનારાનું સચોટ વર્ણન કરે, તો તે બાબત વધારે સ્પષ્ટ થાય છે. કોઈ કોઈ વખત દેશના જુદાજુદા ભાગના રહેવાશીઓનો નાટયપ્રયોગ થઈ શકે. તેમની બોલી, પહેરવેશ, તેમના દેશમાં બનતી ચીજો તથા વેપારરોજગારના અહેવાલ તેઓ તાદૃશ્ય રીતે આપે, તો બાળકોને તેમાં ઘણો આનંદ પડે છે અને તેને લગતો સચોટ ખ્યાલ તેમના મનમાં ઉત્પન્ન થાય છે. કોલંબસની અમેરિકાની શોધનો સારી રીતે નાટયપ્રયોગ થઈ શકે એમ છે. તેમજ જુદા જુદા ધર્મનો સ્પષ્ટ ખ્યાલ આપવા માટે જુદા જુદા વિદ્યાર્થીઓને તેને લગતો પહેર-વેશ પહેરાવી તેઓ તેનાં પવિત્ર સ્થળનું વર્ણન કરે, તો તેથી બાળ-કોને તેની સારી સમજણ પડે છે. કેટલાએક બાળકોને હિંદુસ્તાન દેશ રૂપે ગોઠવી કરાંચી, અમદાવાદ, પુના, મદ્રાસ, કલકત્તા, કાશી, દિલ્હી, આગ્રા, લાહોર, પેશાવર વગેરે શહેરોના ચિહ્ન રૂપ એક

એક બાળકને નીમવો અને તે જાણે કે મુસાફરી કરતો હોય એમ તે સ્થળનું વર્ણન કરે. તો તેથી બધી હકીકતનું રસપૂર્વક પુનરાવર્તન થઈ જાય છે. ગણિતના વિષયમાં પણ નાટ્યપ્રયોગ કરવાથી વિદ્યાર્થીઓને કેટલીક કઠણ અમૂર્ત બાબતોની સરળ અને સ્પષ્ટ સમજણ પડે છે. આણુપાણુના સરવાળા તથા બાદબાકી દુકાનદારીની રીતથી સરળ રીતે શીખવી શકાય છે. શેર અને લેનની રીત શેર બજાર ઊભું કરીને શીખવી શકાય. શેર તથા લોન શું છે તથા તેનું વેચાણ કેવી રીતે થાય છે તેનો સચોટ ખ્યાલ નાટયપ્રયોગ દ્વારા લેવડદેવડથી થઈ શકે છે. તેમાં વિદ્યાર્થીઓ ઉત્સાહથી કામ કરે છે. તેમજ વ્યાજ, બીલ, ડિસ્કાઉન્ટ, પેટ્યાળો, શેરનું વ્યાજ, નફોતોટો વગેરે અનેક બાબતો જુદી જુદી રીતે નાટયપ્રયોગથી શીખવવામાં આવે, તો વિદ્યાર્થીઓને તે વિષય સરળ અને રસિક થાય છે. તેવી રીતે સૃષ્ટિજ્ઞાન કે પદાર્થપાઠમાં પણ કંઈક તેનો ઉપયોગ થઈ શકે છે. તાંબું અને પિત્તળ, કલાઈ અને રૂપું, જેવા પદાર્થપાઠ પ્રથમ તેની હકીકત શીખવ્યા પછી સંવાદના રૂપમાં લઈ શકાય. વળી ઘઉં કે બાજરી તથા તુવર કે મગના છોડનું આત્મવૃત્તાંત છોકરાઓ રસિક રીતે બોલી શકે એમ છે. કન્યાવાચનમાળા પુસ્તક પહેલામાં આપેલી "વનસ્પતિની વાત" માં જુદી જુદી જાતનાં ઝાડ પોતાના ગુણનું બહુ રસિક રીતે વર્ણન કરે છે. તે ધ્યાનમાં રાખવા જેવો પાઠ છે. હાલમાં બાળસાહિત્યને અંગે જે જોરશોરથી પ્રવૃત્તિ ચાલી રહી છે. તેમાં જુદી જુદી જાતના નાટયપ્રયોગો થઈ શકે એવું ઘણું સાહિત્ય જોવામાં આવે છે. કેટલાક લેખકોએ શિક્ષકનું કામ સરળ કરવાને તેવાં પુસ્તકો પણ પ્રસિદ્ધ કર્યાં છે. કેટલાંક એકાંકી નાટકો તેવા ઉદ્દેશથી બહાર પાડેલાં છે. ટૂંકામાં અભ્યાસ કરવામાં નાટ્યપ્રયોગની ઉપયોગીતા સ્વીકારવામાં આવે અને જો શિક્ષકવર્ગ તેનો કંઈક ઉપયોગ કરે તો વિદ્યાર્થીની નિત્યની પ્રણાલિકામાં રસમય ફેરફાર ઉપજે છે અને તે ઉપરાંત ઉપર જણાવેલા લાભો પણ

તેમને મળે છે. વળી સુંદર કવિતા તથા ફકરાઓ મોઢે કરવાથી તેઓ ભાષાની ખૂબી સારી પેઠે સમજે છે અને તેમને સાહિત્ય ઉપ વિશેષ રુચિ થાય છે અને આગળ ઉપર તેમાંના કોઈ કોઈ સાહિત્યના ક્ષેત્રમાં સારો ફાળો આપી શકે એવી આશા રાખી શકાય

## (૨) શાળાનું પર્યટન

**પર્યટનની જરૂર**

હાલમાં પર્યટન કે બહાર ફરવા જવાનો રિવાજ વધતો જા છે, તેથી તેનો ખરો હેતુ શો છે તથા તે કેવી રીતે બરાબર થ શકે તે જાણવાની જરૂર છે. ઘણી વખ સહેલગાહ કે મોજમજાની ખાતર પર્યટ કરવામાં આવે છે તે આનંદ પર્યટન છે. પણ તે તેનો ખરો હે નથી. હાલમાં ચોપડીઓ દ્વારા એટલું બધું જ્ઞાન મળે છે કે તેને લી અવલોકન દ્વારા જે પ્રત્યક્ષ જ્ઞાન મેળવવું જોઈએ તે ગૌણ થયું છે અને તેથી કરીને વિદ્યાર્થીને શબ્દજ્ઞાન વધારે મળે છે. આવી વસ્ સ્થિતિનું એ પરિણામ આવ્યું કે બરાબર પ્રત્યક્ષ જ્ઞાનને અભાવે પરો જ્ઞાન વધ્યું છે. આ કારણને લીધે વિદ્યાર્થીને મુખ્યત્વે શાબ્દિક જ્ઞા મળે છે, એટલે ખરી વસ્તુસ્થિતિના અભાવે તેની વિચારશક્તિ ખીલવવા બદલે તેને ગોખવાની બહુ જરૂર પડે છે. વળી તેનું જ્ઞાન સચો થવાને બદલે ઝાંખું અને ભૂલભરેલું થયું છે. શિક્ષક પર્વત, દરિ કે નદીનું ગમે તેવું સુંદર શબ્દચિત્ર બાળકની આંખ આગળ ખ કરે, તોપણ તેથી તેનો સ્પષ્ટ અને સચોટ ખ્યાલ તેને આવતો નથ તેવી રીતે ભૌગોલિક કે બીજી બાબતોને લગતું તેને જે શબ્દજ્ઞા મળે છે, તેથી તેને તેમની ખરી સમજણ પડતી નથી. શિક્ષણ આવી અપૂર્ણ અને ઝાંખી છાપ દૂર કરી તેને તેના આબેહુ સંસ્કાર પાડવા માટે પ્રત્યક્ષ જ્ઞાન મોટા પ્રમાણમાં આપવાની જર છે. આ સ્થિતિ સુધારવાને જેમ બને તેમ બાળકને અવલોકન દ્વા વસ્તુજ્ઞાન વધારે મળવું જોઈએ એવું કેળવણીકારોએ નક્કી કર્યું. તેમ ગામ કે શહેરમાં અથવા તેની બહાર જે કંઈ જોવા જેવું હોય

વાસ્તે પર્યટન માટે મોકલવા જોઈએ એવો નિર્ણય થયો. આવી રીતે પર્યટનનો હેતુ કેળવણીની દૃષ્ટિથી વિદ્યાર્થીની અવલોકનશક્તિનો વિકાસ કરવાનો છે અને તેથી તેના પ્રત્યક્ષ જ્ઞાનનો ભંડાર વધારવાનો છે, કે જેથી તેની કલ્પના અને વિચારશકિત યોગ્ય રીતે કામ કરી શકે. આની સાથે શહેરી જીવન વધવાથી તેને અંગે યુવાવસ્થાની કેટલીક પ્રેરણાઓ અને વૃત્તિઓ દબાઈ જવાથી તેમનું વિકૃત સ્વરૂપ નીપજે છે. જુવાન વિદ્યાર્થીઓ સાહસનાં અદ્ભુત સ્વપ્ન સેવે છે. વળી તેમને કુદરતી જીવન ઉપર વિશેષ પ્રીતિ હોય છે. ખેતર કે જંગલમાં ફરવાથી તેની જિજ્ઞાસા અને સાહસની વૃત્તિ સંતોષ પામે છે. પર્યટનથી તેનામાં સમષ્ટિ ભાવના ખીલે છે. તે અંગત સ્વાર્થનો ત્યાગ કરી તેના મંડળનું હિત ઇચ્છે છે. જે વિદ્યાર્થી શાળામાં તોફાની અને પ્રમાદી હોય છે, તે બહારના પર્યટનમાં બહુ કામમાં આવે છે. વળી આવા પ્રસંગે શિક્ષકનું વ્યકિત્વ જુદી જાતનું હોવાથી તે વિદ્યાર્થીઓના અંગત સંબંધમાં આવે છે. અને તેમનો પરસ્પર સંબંધ વધારે દૃઢ અને માયાળુ બને છે. કુદરતની લીલાની તેના મન ઉપર અજાયબ પમાડે તેવી અસર થાય છે. જંગલની ગાઢ શાંતિ, નદીનો અસ્ખલિત પ્રવાહ, દરિયાના મોજાનું ખડકો સાથે વારંવાર અથડાવવું; સૂર્યાસ્ત વખતે સૂર્યનું ધીમે ધીમે ડૂબી જવું, બરફથી છવાએલા ડુંગર, વગેરે કુદરતનાં મનોહર દૃશ્યથી જોનારનું હૃદય અતિ આશ્ચર્યમાં મગ્ન થઈ જાય છે. આવા નવીન અનુભવના પરિણામે તેના મનમાં નવી બાબતોને લગતો રસ જામે છે. જંગલની શુદ્ધ હવાને લીધે વિદ્યાર્થીની તંદુરસ્તી સુધરે છે અને તેનામાં બળ વધે છે. બધા વિદ્યાર્થીઓ સાથે સાથે રહેવાથી એક બીજાના સહવાસને લીધે તેમનામાં સામાજિક જીવન, સહકાર અને આત્મશ્રદ્ધાનો વિકાસ થાય છે. અલબત્ત પર્યટનમાં વિદ્યાર્થીને તેના નિત્યના કામમાંથી ફારેગ થવાથી તેમજ કુદરતનાં દૃશ્યો તથા બીજી જગાઓના નવીન ફેરફાર અનુભવવાથી આનંદ થાય છે, પણ તેનો ખરો હેતુ તો જાતે વસ્તુ નિહાળીને પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરવાનો છે.

શિક્ષણની કેટલીક બાબતોનો સ્પષ્ટ ખ્યાલ વર્ગમાં આપી શકતો નથી, તેથી તેમને ગામમાં કે બીજે ઠેકાણે તે વસ્તુઓ બતાવી તેનું ખરૂં જ્ઞાન આપવું પડે છે. વાચન, ઇતિહાસ, ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન જેવા વિષયમાં કેટલીક બાબતનો તાદશ્ય ચિતાર આપવા માટે તેમને અમુક સ્થળે લઈ જવાની જરૂર પડે છે. પ્રથમ જો તે બાબત તેમણે નિહાળી હોય છે, તો પછીથી તેમને તેને લગતું સારૂં જ્ઞાન મળે છે. જો બાળકોને 'કોન્ટુર' સમજાવવાને પ્રથમ બહાર લઈને અમુક ઉંચી જગ્યાની સ્થિતિ બતાવી અને તેની ઉંચાઈ તથા નિચાઈનું માપ બાળકો પાસે લેવરાવવામાં આવે, તો પાછળથી વર્ગમાં તેની આકૃતિ કાઢતી વખતે તે પ્રત્યક્ષ જ્ઞાન ઉપયોગી થઈ પડે છે. જો જુદાં જુદાં 'ઘાસ'ના પાઠ હોય, તો પ્રથમ તેનું જ્ઞાન ખેતરમાં આપવું અને પછી તેનું વાચન વર્ગમાં થવું જોઈએ. આવી રીતે શિક્ષણના જુદા જુદા વિષયોના સચોટ જ્ઞાન માટે નાના પર્યટનની ખાસ જરૂર છે.

પર્યટન બે જાતનાં છેઃ (૧) નાનાં અને (૨) મોટાં. નાનાં પર્યટન વર્ગમાં ચાલતા વિષયનું સ્પષ્ટીકરણ માટે ગોઠવવામાં આવે છે. જે પાઠ ચાલવાનો હોય તેનો સચોટ ખ્યાલ પર્યટન દ્વારા આપવા માટે અગાઉથી શિક્ષકે તેની વિચારપૂર્વક યાદી કરવી જોઈએ. તે ઋતુને અનુસરીને કે બીજી અનુકૂળતા મુજબ રચવી જોઈએ. અભ્યાસક્રમને મદદ કરે તેવી તે યાદી હોવી જોઈએ. ભૂગોળની

**પર્યટનના પ્રકાર અને ગોઠવણ**

બાબતો સચોટ કરવાને, ઐતિહાસિક સ્થળનું પ્રત્યક્ષ જ્ઞાન મેળવવા માટે, તથા વનસ્પતિ, જાનવર, પક્ષી, વગેરે કુદરતી દશ્યનું અવલોકન કરવા માટે પર્યટનની યોજના વિચારપૂર્વક તૈયાર કરવાની જરૂર છે.

આવી રીતે વાચન, ઇતિહાસ, ભૂગોળ, સૃષ્ટિજ્ઞાન, પદાર્થપાઠ તથા ડ્રોઇંગ માટે પર્યટનો ગોઠવી શકાય છે. પાશ્ચાત્ય દેશમાં પર્યટનમાં મદદ કરનારાં મંડળો હોય છે. તેઓ તેને લગતી જોઈતી હકીકત પુરી પાડે છે તથા ખાવાપીવાની સગવડ કરે છે. આપણે ત્યાં મ્યુનિસિ-

પાલિટિ તથા લોકલબોર્ડના અમલદારોએ તેમની આસપાસના પ્રદેશને લગતાં પર્યટનની સંભાળપૂર્વક યાદી કરી રાખવી જોઈએ. વળી રેલવે મુસાફરીમાં વિદ્યાર્થીઓને સારી સગવડ ઓછા ખર્ચે મળે એવી ગોઠવણ તે મંડળના સેક્રેટરિએ કરવી જોઈએ. વારંવાર પર્યટન કરવાનું હોય, ત્યાં ખાવાપીવાની તથા રહેવાની યોગ્ય ગોઠવણ કાયમ માટે થાય તો બહુ સારૂં. આપણા દેશના ભવ્ય મકાનો, સુંદર સ્થળો તથા જુદા જુદા લોકના રીતરિવાજ જોવાથી વિદ્યાર્થીનું માનસ ઉદાર થાય છે અને તેને દેશના ગૌરવનું ભાન થાય છે.

ધારો કે શેરડી કે કપાસનો પાઠ હોય, તો પ્રથમ છોકરાંને શેરડી કે કપાસ થયો હોય તે ખેતરમાં લઈ જવાં અને તેના જુદા જુદા ભાગનું પ્રત્યક્ષ જ્ઞાન તેનું પૃથક્કરણ કરી આપવું જોઈએ. નદી, બેટ કે ટેકરીના ખ્યાલ માટે તો શિક્ષકે પ્રથમ ગામ બહાર છોકરાંને લઈ જઈ તેનું જ્ઞાન આપવું અને પછીથી તેનો આકાર વર્ગમાં કરાવવો.

આવી રીતે જુદા જુદા વિષયના સચોટ ખ્યાલ માટે તેનું પ્રથમ નિરીક્ષણ કરવાની જરૂર છે અને પછી શિક્ષકે વર્ગમાં તેનું વિવેચન કરવું જોઈએ. શિક્ષણની આવી શૈલીથી બાળકને જે ફક્ત શબ્દો દ્વારા અસ્પષ્ટ અને ખોટો ખ્યાલ આવતો હતો, તેને બદલે હવે તેનું યથાર્થ જ્ઞાન તેમને મળે છે. એક શિક્ષક કાપડની મિલનો પાઠ ચોપડીમાંથી છોકરા પાસે તેનું વાચન કરાવી, તેના શબ્દના અર્થ પૂછી અને છેવટે તેની મતલબ સંબંધી સવાલો પૂછી પુરો કરે છે. બીજો શિક્ષક પ્રથમ તેમને કાપડની મિલ બતાવે છે અને પછી તે પાઠનું વાચન કરે છે તથા તે સમજાવે છે. બીજી રીતે શીખનાર વિદ્યાર્થીને જે જ્ઞાન મળે છે તે સચોટ અને સ્પષ્ટ હોય છે અને પ્રથમની રીતે શીખેલા જ્ઞાનની છાપ આછી અને અપૂર્ણ હોય છે. થોડા ફેરફાર સાથે ઉપલો દાખલો બીજા વિષયોના સંબંધમાં લાગુ પડે છે. જો શિક્ષણના આવો હેતુ લક્ષમાં રાખી પર્યટનો કરવા માં આવે, તો અવશ્ય તે ફળદાયી નીવડે છે.

કોઈ કોઈ શાળાના વિદ્યાર્થીઓ પગે ચાલી અથવા રેલવેમાં આબુ, પાવાગઢ વગેરે ઉપયોગી સ્થળોએ જાય છે અને તેને લગતું જ્ઞાન મેળવે છે. બેશક આવાં પર્યટનથી વિદ્યાર્થીને અનેક રીતે લાભ થાય છે, પણ જો કેળવણીની દૃષ્ટિથી તેમને સંગીન લાભ આપવો હોય, તો પ્રથમ શિક્ષકે તેની યોજના વિચારપૂર્વક ઘડવી જોઈએ. જ્યાં પર્યટન કરવાનું હોય ત્યાં શું શું જોવાનું છે તેની બધી હકીકત શિક્ષકે પ્રથમ એકઠી કરવી જોઈએ. જ્યાં રસ્તામાં મુકામ કરવાનો હોય, ત્યાં જે ખાસ અવલોકન કરવાનું હોય તેની યાદી તેની પાસે હોવી જોઈએ. જે ઠેકાણે અમુક ખાસ બતાવવાનુ હોય તે શિક્ષકે બરાબર રીતે બતાવવું અને તેનું વિવેચન કરવું. અગાઉ જણાવ્યું છે તેમ મોજમજા કે સહેલગાહ એ શિક્ષણના પર્યટનનો ઉદ્દેશ નથી. જે પર્યટનથી કેવળ 'હરિભદ્ર વડોદરા' જેવું થાય તે વિદ્યાર્થીને કંઈપણ લાભકર્તા નથી. ખરી રીતે તો ઉપર જણાવ્યા મુજબ પ્રથમથી તૈયારી કરેલી હોતી નથી, તો તેનું તેવુંજ પરિણામ આવે છે. વળી શિક્ષકે ચિત્રકામનો પણ પર્યટન વખતે ઉપયોગ કરવો કે જે કંઈ સુંદર તેમના જોવામાં આવ્યું હોય તેની રૂપરેખા કે ચિત્ર તે વખતે કાઢી શકાય. વળી પર્યટનમાં જતાં પહેલાં શિક્ષકે વિદ્યાર્થીને શું શું જોવાનું છે તેનો કંઈક ખ્યાલ તેમને આપવો જોઈએ. એટલે તેઓ ઇંતેજાર બની અમુક દૃષ્ટિથી તેનું નિરીક્ષણ કરી શકે. વળી વિદ્યાર્થીઓની જુદી જુદી ટુકડીઓ પાડી તેમને પર્યટનને લાગતું જુદું જુદું કામ સોંપવું જોઈએ. એક ટુકડી પાસે દવા તથા તથા પાટાને લગતી વસ્તુઓ હોય. તેમાંના વિદ્યાર્થીએ અકસ્માતને લીધે કોઈને કંઈ ઇજા થાય તો તરત મદદ કરવી જોઈએ. બીજી ટુકડીએ પર્યટનમાં જે જે કંઈ અગત્યની ચીજો મળી આવતી હોય તે ભેગી કરી સંગ્રહસ્થાન માટે બરાબર રીતે લાવવી. ત્રીજી ટુકડીએ મુસાફરી દરમિયાન જોવામાં આવતાં સુંદર દૃશ્ય કે બનાવની નોંધ

રાખવી અને આકર્ષક દેખાવનું ચિત્ર અથવા તેનું રેખાચિત્ર કાઢવું તથા મુસાફરીનો નકશો ચીતરવો. કુદરતના દેખાવ જેવા કે વનસ્પતિ તથા પ્રાણીને લગતી હકીકતની ટુંક નોંધ લેવી. ખડક, ડુંગર, નદી કે ખીણનો દેખાવ,વગેરે જાણવાલાયક બાબતની નોંધ કરવી.ચોથી ટુકડીના વિદ્યાર્થીઓએ ખાવાપીવાની તથા રેલવે મુસાફરીને લગતી વ્યવસ્થા કરવી જોઈએ. જ્યારે પર્યટનમાં આ પ્રમાણે સ્પષ્ટ હેતુ વિદ્યાર્થીને કહ્યો હોય છે,ત્યારે તેઓ બરાબર નિરીક્ષણ કરી શકે છે અને તેથી તેઓ અમુક બાબત વધારે યાદ રાખી શકે છે. પર્યટન વખતે કોઈ સંગ્રહસ્થાનમાંની ફક્ત વસ્તુઓ જોઈને ખુશ થવા જેવું નથી, પણ તેનું અમુક વર્ગીકરણ હોય તેને લગતી જેટલી બને તેટલી હકીકત સંગ્રહસ્થાનના અધિકારીને પૂછીને મેળવવી. વળી તે વિદ્યાર્થીને જાતે સમજાવે તો તેથી સારો લાભ થાય છે. અમુક હેતુ ધ્યાનમાં રાખ્યા સિવાય આમ તેમ ફરીને જોયા કરવાથી જ્ઞાનમાં વધારો થતો નથી. બનતા સુધી સંગ્રહસ્થાનનું અવલોકન કરતી વખતે અમુક બાબતો ઉપર ખાસ ધ્યાન રાખવાથી સારૂં ફળ મળે છે. જ્યારે અમુક વિષયના સ્પષ્ટીકરણ માટે હેતુપૂર્વક સંગ્રહસ્થાનનું અવલોકન થાય છે, ત્યારે તે વધારે ફળદાયી નીવડે છે.

શાળાના પર્યટનનો સારો લાભ વિદ્યાર્થીને મળે તે માટે અગાઉ જણાવ્યા મુજબ તેને લગતી યોજના અને હકીકતની તૈયારી પહેલેથી થવી જોઈએ. વળી પર્યટન કરી આવ્યા પછી જે વસ્તુઓનું અવલોકન કર્યું હોય અને તેને લગતી હકીકત મેળવી હોય, તેને વિધિ રીતસરનો પાઠ વર્ગમાં લઈ તેનું વિવેચન વ્યવસ્થાપૂર્વક કરવું જોઈએ. પર્યટન કરી આવ્યા પછી શિક્ષકે વર્ગની અંદર તે સંબંધી વાતચીત કે ચર્ચા કરવી જોઈએ. જુદા જુદા વિદ્યાર્થીઓએ જે કંઈ જોયું હોય. તેનો સમગ્ર ખ્યાલ તેમની આગળ આવી રીતે મૂકી શકાય છે. વળી તેથી તેનો સંબંધપૂર્વક ખ્યાલ તેમને મળે છે અને જે છાપ મગજમાં પડી હોય છે તે દૃઢ થાય છે. બનતાં સુધી અમુક દૃશ્ય કે અમુક ભાગનું ચિત્ર વિદ્યાર્થી પાસે કઢાવવું જોઈએ કે જેથી

તેમના મગજ ઉપર સચોટ છાપ પડે. આ ઉપરાંત તે સંબંધી નિબંધ વિદ્યાર્થી પાસે લખાવવા કે જેથી તેમની ભાષાશક્તિનો પણ તેની સાથે વિકાસ થાય. જ્યારે પ્રથમથી તૈયારી કર્યા સિવાય પર્યટન કરવામાં આવે છે, ત્યારે ધારેલો લાભ વિદ્યાર્થીને મળતો નથી. તેઓને અલબત્ત આનંદ તો થાય છે, પણ કેળવણીની દૃષ્ટિથી આ હેતુ ગૌણ ગણવામાં આવ્યો છે.

## (૩) આંતર સ્પર્ધા

મનુષ્યજીવનમાં હરિફાઈ એ ઉપયોગી પ્રેરક બળ છે. તેને લીધે કામમાં સુધારો થાય છે. હરિફાઈની લાગણીને લીધે મનની આતુરતા વધે છે. બાળકની મંદતા દૂર થઈ તેનામાં ચપળતા આવે છે. શાળામાં તેનો વિવેકસર ઉપયોગ કરવામાં આવે, તો તેથી ઘણો લાભ થાય છે. જે મોટી શાળાઓ છે અને જ્યાં વર્ગ દીઠ શિક્ષક હોય છે તથા શિક્ષણનાં જોઈતાં સાહિત્યો આપેલાં હોય છે, ત્યાં હરિફાઈને લીધે શાળાના કામમાં સારો સુધારો થઈ શકે છે. શાળાના જુદા જુદા વર્ગમાં સારી હાજરી, વ્યવસ્થા, જવા આવવામાં નિયમિતતા, ડ્રિલમાં ચપળતા, શિક્ષાનો અભાવ, અભ્યાસમાં પ્રગતિ, સારી રીતભાત, રમતગમતમાં ઉત્સાહ તથા મોડા નહિ આવવું,—આવી જુદી જુદી બાબતો સંબંધી હરિફાઈ ઉત્પન્ન કરવામાં આવે, તો વિદ્યાર્થીઓમાં સારૂં ચેતન આવે છે અને તેઓ ઉપર જણાવેલી બાબતોમાં સારો સુધારો કરે છે. વર્ગવર્ગની હરિફાઈની માફક શહેરની શાળાઓ વચ્ચે કે ગામડાની પાસે પાસેની શાળાઓ વચ્ચે નિબંધલેખન, મુખપાઠ, ચિત્રકામ, નાટ્યપ્રયોગ, સુંદર અક્ષર, રમત, ડ્રિલ, પ્રદર્શન, નમુનાનો પાઠ વગેરે બાબતોને લગતી સ્પર્ધા ઉત્પન્ન કરવામાં આવે તે ખાસ ઇચ્છવાજોગ છે. તેને લીધે શિક્ષકને તેમજ વિદ્યાર્થીઓને ઘણો લાભ થાય છે. જે વિદ્યાર્થીનું કે વર્ગ તથા શાળાનું કામ સારૂં હોય તેને કંઈક ઇનામ આપવું જોઈએ. તેમાં ઇનામની કિંમત જોવાની નથી, પણ તેના કામની કદર કેવી રીતે થઈ છે તે ખાસ બાબત

છે. લડાઇના પ્રસંગે અસાધારણ સાહસ અને હિંમત બતાવવા માટે બ્રિટિશ લશ્કરમાં વિક્ટોરિયા ક્રોસ આપવામાં આવે છે. તે કાંસાનો હોય છે અને તેની કિંમત બે આના જેટલી હોય છે, તોપણ તે મેળવવાની અભિલાષા દરેક યોદ્ધો રાખે છે. વખાણ, માન, ચાંદ તથા બીજા લાભ આપીને વિદ્યાર્થીઓને તેમજ શિક્ષકોને ઉત્તેજિત કરવા જોઈએ.

## (૪) પુસ્તકાલયનો ઉપયોગ

દરેક શાળાને અંગે નાનું કે મોટું પુસ્તકાલય હોવું જોઈએ. તેમાં પાઠ્ય પુસ્તકો ઉપરાંત થોડીક ચોપડીઓ શિક્ષણશાસ્ત્ર અને બીજી સામાન્ય જ્ઞાનને લગતી હોવી જોઈએ. તેનો ઉપયોગ પ્રસંગોપાત થાય છે કે કેમ તે મુખ્ય શિક્ષકે જોવાની ખાસ જરૂર છે. જો બને તો મોટી શાળામાં વાર્તા, નવલકથા, ઇતિહાસ, જીવનચરિત્ર, મુસાફરી તથા વિજ્ઞાનને લગતાં થોડાં પુસ્તકો, શબ્દકોષ અને એટલાસ રાખવાં જોઈએ. વિદ્યાર્થીની ઉમરના પ્રમાણમાં તેમની જુદીજુદી રુચિ તથા જરૂરિઆત મુજબ પુસ્તકોની પસંદ થવી જોઈએ. વળી હાલમાં ભાષા-જ્ઞાન વધારવા માટે વિશેષ વાચનની પ્રવૃત્તિ ચાલુ થઈ છે. તેને લગતાં રસિક વર્ણનનાં થોડાં પુસ્તકો વસાવવાં જોઈએ. વિશેષ વાચન માટે વખતપત્રકમાં અમુક વખત જુદો રાખવાની જરૂર છે. શાળામાં વિદ્યાર્થીઓ તે ચોપડીઓ વાંચે, ત્યારે શિક્ષકે ફરતા રહી અમુક વિદ્યાર્થીને તેને લગતી હકીકત સંબંધી એકાદ સવાલ પૂછવો. કોઈ કોઈ વખત મોટી ઉંમરના વિદ્યાર્થીએ તેનો ઉપયોગ નિબંધ-લેખનમાં કરવો જોઈએ અથવા તેની પાસે તેનો સાર કહેવડાવવો કે લખાવરાવવો. શિક્ષકના ફુનેહભર્યા પ્રયત્નથી ગામના કેટલાક સખી ગૃહસ્થો પુસ્તકો વસાવવા મદદ કરી શકશે. શિક્ષકવર્ગમાં તેમજ વિદ્યાર્થીઓમાં વાચનનો શોખ હોવો જોઈએ. બાળકોને સરસ વાર્તાની ચોપડીઓ આપવાથી તેને તે વાંચવાનું મન થાય છે. જો તે ચોપડી ઘેર લઈ જવાનું કહે, તો તેની નોંધ રાખી તે તેને ખુશીથી આપવી. વિદ્યાર્થીની સાહિત્ય ઉપર રુચિ થાય તેનાં બીજ શાળામાં રોપાય છે.

કેટલાક છોકરાને બીજાં ફાલતુ પુસ્તકો વાંચવાનો શોખ હોય, તો શિક્ષકે તેને ઉત્તેજન આપી તેની રસવૃત્તિ ખીલવવી. વળી મોટી ઉંમરના વિદ્યાર્થીઓ વાંચતી વખતે શબ્દકોષનો ઉપયોગ કરે તે બાબત લક્ષમાં રાખવી. પાઠ્યપુસ્તકમાં અમુક પ્રકારની જ હકીકત હોય છે, તેથી વિદ્યાર્થીની જિજ્ઞાસા તૃપ્ત કરવા માટે તેણે બીજાં પુસ્તકો વાંચવાં જોઈએ કે જેથી તેને જુદા જુદા વિષયનું જ્ઞાન મળી આવે. પાઠ્યપુસ્તકનું વાચન ઘણી ઝીણવટથી કરવામાં આવે છે, પણ વિશેષ વાચનમાં તો વિદ્યાર્થીને રસ પડે એવાં પુસ્તકો પસંદ કરવાં જોઈએ કે તેઓ ઝડપથી રસપૂર્વક તે વાંચ્યા કરે. વળી પુસ્તકો કેવી રીતે વાંચવા તેની થોડી સમજણ આપવાની જરૂર છે. આવી ચોપડીઓ વાંચતી વખતે કેટલીક નીરસ બાબતો મૂકી દેવામાં આવે તો હરકત નહિ, કારણકે આનંદપૂર્વક વાંચેલી હકીકત મગજમાં સરળતાથી જામી જાય એ મુખ્ય બાબત છે. વળી તેનો શબ્દેશબ્દ સમજીને વાંચવાની જરૂર નથી. તેનો ભાવાર્થ સમજાય તો તે બસ છે અને અગત્યની બાબતોનું વાચન થાય એ ઇચ્છવા જોગ છે. નીચલાં ધોરણમાં અદ્‌ભુત કે કલ્પિત વાર્તાવાળાં પુસ્તકો લેવાં. વળી તેમાં લાંબું વર્ણન હોવું જોઈએ નહિ. પુસ્તકની ભાષા સાદી અને વાક્યો ટૂંકાં હોવાં જોઈએ. વળી તેમાં ઘણા અઘરા શબ્દો આવવા જોઈએ નહિ. બાળક તે સરળતાથી આગળ વાંચ્યા કરે તેવી વસ્તુ તેમાં હોવી જોઈએ. ઉપલાં ધોરણ માટે સાહસ અને પરાક્રમના વૃત્તાંતવાળાં તેમજ નવલકથાનાં, પ્રવાસનાં, જીવનચરિત્ર, નાટક તથા સંવાદનાં, અને તેમજ દીલ ઉશ્કેરનારા બનાવનાં પુસ્તકો પસંદ કરવાં. જો થોડાંક સચિત્ર પુસ્તકો નાનાં બાળકો માટે મળી આવે તો બહુ સારૂં. થોડા વખતથી આપણે ત્યાં બાળવાચન માટે જુદી જુદી જાતનાં ઘણાં પુસ્તકો બહાર પડયાં છે. તેમાં કેટલાંક તો સચિત્ર છે. તેની સ્થિતિ પ્રમાણે તેનો થોડો ઘણો ઉપયોગ શિક્ષકે કરવો જોઈએ. કોઈ કોઈ વખત શિક્ષકે અર્ધો કલાક છોકરાંને ચોપડીના અમુક ભાગ

વાંચી બતાવવો જોઈએ. નાના બાળકો પાસે પરીની કે અદ્ભુત વાર્તા વાંચવી. પુસ્તકાલયનાં જે ફાટેલાં પુસ્તકો હોય તે દુરસ્ત કરાવવાની કાળજી મુખ્ય શિક્ષકે રાખવી.

## (૫) શાળામાં કૂળની યોજના

શાળાનાં નાનાં મોટાં બાળકોને એક બીજાના સમાગમમાં લાવીને અરસ્પરસ સહાય કરવાની વૃતિ કેળવવાને માટે આવી યોજના કરવામાં આવે છે. આ યોજના મુજબ શાળાનાં બધાં બાળકોને છ કે આઠ કૂળમાં વહેંચી નાખવામાં આવે છે. દરેક કૂળમાં દરેક વર્ગનાં થોડાં થોડાં બાળકો આવે છે. ઉપરના ધોરણનાં હોશિયાર બાળકોને દરેક કૂળમાં છુટાં છુટાં ખાસ મૂકવામાં આવે છે. દરેક કૂળને કોઈ એક ફૂલ ઉપરથી નામ આપવામાં આવે છે. જેમકે ગુલાબ, મોગરો, પારિજાત, ચંપેલી, ગુલમહોર, કમળ, ચંપો, જાસવંતી. એકજ કૂળનાં બાળકો હમેશાં કે અઠવાડીઆમાં બે વખત અરધો કલાક સાથે મળે, સાથે રમતો રમે, એક બીજાના અભ્યાસ વગેરે માટે વાતચીત અને તપાસ કરે, ગેરહાજર હોય કે માંદાં હોય તેમની સંભાળ રાખે અને જે કાંઈ મુશ્કેલીઓ અભ્યાસ સંબંધી હોય તે દૂર કરે એમ ગોઠવણ કરવી. દર માસે એક વખત આ કૂળનાં બાળકો વચ્ચે હરિફાઈ થવી જોઈએ. તે હરિફાઈમાં રમતો, ચપળતા, હાજરી, નિયમિતતા, અભ્યાસ વગેરે બાબતો હોય છે. દરેકના માર્ક અપાય અને જે કૂળના સૌથી વધારે માર્ક થાય છે તેમને અમુક ચંદક કે બીજું કાંઈ ચિહ્ન ધારણ કરવાનું મળે છે. દરેક કૂળવાળાં પોતાના કૂળની નિશાની તરીકે અમુક ફૂલ (ખરૂં ન મળે ત્યારે લુગડા કે કાગળનું) પહેરે છે કે જેથી બીજા તેને ઓળખી કાઢે. પછી તે ફૂલનો જીવન ઇતિહાસ શીખે છે અને તેનો ખાસ અભ્યાસ કરે છે. આથી અંદરોઅંદર ભ્રાતૃભાવ વધે છે અને પોતાનું કૂળ ઉંચું થાય એમ કરવા ઉત્તેજન મળે છે. કાચા અભ્યાસવાળા બાળકોને ઉપરનાં ધોરણવાળાં અભ્યાસ કરાવે છે. અનિયમિત

બાળકને ટેવોને નિયમિત બનાવે છે. આવી રીતે આ ક્લબો શાળાનો ઉચ્ચ આદર્શ સિદ્ધ કરવામાં સહાયભૂત થાય છે અને પોતાના વર્ગ સિવાય બીજાં શાળાનાં બાળકોના સમાગમમાં આવી શકે છે. તેને લીધે તેમના જીવનનો વિસ્તાર થાય છે. વળી સારી સોબતને અંગે જે જે લાભ થાય છે તે બધા એક બીજાને મળે છે.

## (૬) બાળવીર હીલચાલ—સ્કાઉટિંગ

આ હીલચાલના સ્થાપક અંગ્રેજ સેનાપતિ લૉર્ડ બીડન **પૉવેલ** છે. સને ૧૯૦૧ના બોઅર વિગ્રહ વખતે દક્ષિણ આફ્રિકામાં ઝુલુ લોકોના સમાગમમાં આવતાં તેમને માલુમ પડ્યું કે આ જંગલી લોકોમાં પણ એવા સરસ ગુણો રહેલા છે કે જેની આપણી ઉછરતી પ્રજાને તાલીમ અપાય તો સુધરેલી પ્રજાને પણ ઘણો લાભ થાય.

બાળકોને યોગ્ય તાલીમ આપી અવલોકન શક્તિ, ખડતલપણું તથા સહનશક્તિ તેમનામાં વધારી તેમને ચારિત્રવાન બનાવવાનો

**ઉદ્દેશ**

આ સંસ્થાનો હેતુ છે. હાલમાં સ્કાઉટોને દેશાભિમાની, પરોપકારી અને આદર્શ દેશજન બનાવવાનો તેમનો ઉદ્દેશ ફળીભૂત થતો લાગે છે. તે નીચે મુજબનાં ત્રણ વચનો પાળવા કબુલ થાય છે.

(૧) હું પરમાત્મા, મારા રાજા અને દેશને વફાદાર રહીશ.
(૨) હું હમેશાં બીજા માણસોને મદદ કરવા તત્પર રહીશ.
(૩) હું હમેશાં સ્કાઉટના નિયમો પાળીશ.

સ્કાઉટના નિયમો દસ છે:—

(૧) સ્કાઉટના **વચન પર અચળ વિશ્વાસ** રહે છે.
(૨) વડીલો, શિક્ષકો અને ઉપરીઓ તરફ **ભક્તિભાવ** રાખે છે.
(૩) સ્કાઉટ બીજાઓને ઉપયોગી અને **મદદગાર** થાય છે. બીજાઓ માટે તે વિચારી **રોજ એક ભલું કામ** કરે છે.
(૪) દેશ, વર્ણ કે ધર્મના ભેદભાવ વિના બધાનો **બંધુ.**
(૫) સભ્ય, **વિવેકી** અને વિનયી. સેવા બદલ કદી ઇનામ સ્વીકારતો નથી.

(૬) **પ્રાણિમાત્રનો મિત્ર.** પ્રાણીને દુઃખ દેતો નથી.
(૭) એકદમ **બીન શરતે હુકમ માન્ય કરી** ફરજો અદા કરે છે.
(૮) સંકટ સમયે પણ વગર ગભરાયે (આનંદી) **હસમુખો** રહી રસ્તો કાઢે છે.
(૯) **કરકસર** કરીને બીજાને મદદગાર થવા થોડુંક હમેશાં બચાવે છે.
(૧૦) મન, વાણી, કર્મ અને શરીરે હમેશાં **પવિત્ર** રહે છે.
ઉપરના હેતુઓ સિદ્ધ કરવા નીચના વિષયોનો અભ્યાસ કરવાની જરૂર છે.

## અભ્યાસના વિષય

### (૧) જંગલનિવાસ માટે જરૂરી જ્ઞાનઃ—

**अ અવલોકન**—ચીલા, પગલાં, નિશાનીઓ, ઝાડ, ફળ, પક્ષી, પ્રાણી, પ્રદેશ, લોકો, ટેવો, કુદરત, હવાપાણી, આકાશ.

**ब રસ્તો**—પગથી, હોકાયંત્ર, ઘડિઆળ કે તારાઓથી દિશા નિર્ણય. નકશાનો ઉપયોગ, કામચલાઉ પુલ બાંધવો. ભૂલા પડેલા રસ્તે નિશાનીઓ કરતા જવું.

**क મુકામ**—જગ્યાની પસંદગી, પાણીની સગવડ, તંબુ, ઝુંપડું, રાવટી તૈયારી કરવાં, સાધનોની ગેરહાજરીમાં યોજના, દેવતા પાડવો, રસોઈ કરવી, ઝાડ પાડવાં, લાકડાં ચીરવાં, વહેરવાં, ઝાડ કે પહાડની ઉંચાઈનું આશરે માપ કાઢવું. સંતાવું, સ્થિર થવું, દેખાવમાં ભળી જવું, પેટે ઘસડાતા ચાલવું, સ્કેચ–નકશા દોરવા.

**(૨) પરોપકાર માટે જરૂરી જ્ઞાનઃ**—અકસ્માત માટે તાત્કાલિક મદદ, માંદાની માવજત, ખોરાકના ગુણદોષ, આરોગ્યવિદ્યા, આગ વખતે મદદ, દોરડાંનો ઉપયોગ, મજબુત પણ સરકી ન જાય તેવી અને ઝટ બાંધી છોડી શકાય તેવી ગાંઠો. ડુબતાને બચાવવો, તારીદના સંદેશા મોંના કે લેખી પહોંચાડવા, અવલોકનનો રિપોર્ટ.

**(૩) સહનશક્તિની તાલીમઃ**—ડ્રિલ, હુકમ માનવો, થાક ન લાગે તેમ દોડવાની ટેવ, સમયસૂચકતા, તાત્કાલિક ફરજની બજાવણી, કડક પહેરો ભરવાની ટેવ, ઠંડા પાણીએ નાહવાની, શેતરંજી-

પરજ ખુલ્લામાં સૂવાની, શિયાળામાં પણ બારીઓ ખુલ્લી રાખવાની તથા સાદા ખોરાકથી ચલાવી લેવાની ટેવ. કસરત, ખડતલપણું, નાસિકા દ્વારા શ્વાસ, તંદુરસ્તીના નિયમોનું પાલન.

**(૪) રમતો–અવલોકનની**–વીસ પચીસ ચીજોનું એક મિનિટ અવલોકન કરી યાદદાસ્તપરથી લખી જવી, કાગળના કકડા પર નામ કે નિશાનીઓ કરતા આગળ ગયેલા માણસની પૂઠ પકડી શોધી કાઢવો વગેરે.

**(૫) દેશાભિમાન માટે:**—દેશોપયોગી કામો, વાતો, મહાન શોધકોની રીતો, સેવાવૃત્તિની ખીલવણી, ચારિત્રનો વિકાસ.

**જરૂરી વસ્તુઓ**

(૧) પાંચ ફુટ લાંબી લાકડી; તેના પર ઈંચના નિશાન કરવાં. માપ માટે કામ આવે, ડૂબતાને બચાવાય, હડકાયા કુતરાના મોંમાં ખોસી દેવાય. માંદાની ઝોળી માટે કે રાવટી બનાવવા માટે તથા પહાડ પર ચઢવા વગેરે કામ માટે ઉપયોગમાં આવે.

(૨) એક મોટો રૂમાલ:—અકસ્માત વખતે પાટા કરવા તથા કંઈક બાંધવા માટે. સ્કાઉટના ગળામાં ત્રણ વચનોની યાદ માટે ત્રણ ગાંઠોથી બાંધવાનો. રોજ એક ભલા કામની યાદદાસ્ત.

(૩) ત્રણ ફળવાળો ચપ્પુ: કોચવાનો સોયો, ચીરવાનું બેધારૂં ફળ, કાપવાનું મજબુત પાનું. આ ઉપરાંત મુસાફરી વખતે પાણીની બાટલી, બગલથેલીમાં થોડાક ખોરાક, શેતરંજી, તપેલી ને ઢાંકણું. એક ટોળી માટે–તાત્કાલિક મદદની પેટી, કુહાડી, દોરડાં, દોરીલોટો, દિવાસળી, મીણબત્તી, થોડાક પૈસા, હોકાયંત્ર, નકશા.

**મુદ્રાલેખ**

“મનથી અને શરીરથી પોતાની ફરજ બજાવવા **હમેશાં તૈયાર**”. મનથી એવો વ્યવસ્થિત હોય છે કે હુકમને એકદમ તાબે થાય છે.

૮ થી ૧૧ વર્ષ સુધીનો બાળક ‘સિંહબાળ,’ ૧૧ થી ૧૮ સુધીનો ‘બાળવીર’ અને ૧૮ ઉપરનો ‘ભદ્રવીર’ કહેવાય છે. સ્કાઉટ

**યોજના અને ઉપયોગ**

પોતાનો અભ્યાસ વધારી 'કોમળપાદ,' બીજો વર્ગ, પહેલો વર્ગ કે છેવટે કિંગ્ઝ સ્કાઉટ થઈ શકે છે. વળી જુદા જુદા અભ્યાસના વિષયોમાં નિપુણતા મેળવી તે તે વિષયોના પદકો મેળવી શકે છે. સ્કાઉટોનો ઉપયોગ પરોપકાર અર્થે સમાજસેવામાં થાય છે એટલુંજ નહિ, પણ તેમણે હજારો જાન બચાવ્યાનું નોંધાએલું છે. બારીક અવલોકન કરવાની ટેવથી સ્કાઉટ ઘણીવાર લોકોની ખોવાએલી વસ્તુઓ શોધી કાઢે છે. ઘોડાનો તંગ સખત હોય, તો માલીકનું ધ્યાન ખેંચી પ્રાણીને હેરાન થતું બચાવે છે. શેકલેટન, કેપ્ટન સ્કોટ, લીવીંગસ્ટન, કોલંબસ, વગેરે મોટા શોધકોમાં આવા ગુણો હતા, માટેજ તે મહાન પુરૂષો થયા. અસલના યાત્રાના સંઘો થોડેક અંશે આવા ગુણો કેળવતા. જુના વખતમાં વિદ્યાર્થીઓને આવા ગુણો કેળવવા માટેજ આશ્રમોમાં મૂકવામાં આવતા હતા.

**કેળવણીની દૃષ્ટિએ અવલોકન**

આ પદ્ધતિનાં મૂળતત્ત્વો બાળકોને એવી રમતો પુરી પાડે છે કે જે તેમની પ્રેરણાઓ અને સાહસવૃત્તિને તૃપ્ત કરે છે અને સાથે સાથે સાથે કેળવણી આપે છે. બાળકો ભ્રાતૃભાવ-વાળી ટોળીઓમાં જોડાય છે. આ ટોળીઓ રમત, તોફાન કે રખડપટ્ટીના કુદરતી વલણના પરિણામ રૂપેજ બંધાએલી હોય છે. રમતો તેમની કલ્પનાને સતેજ કરે છે અને તેમને ખુલ્લી હવાવાળા પ્રવૃત્તિમય જીવનમાં રસ લેતા બનાવે છે. તેમનામાં કાર્યશક્તિ અને વ્યવસ્થા, નિડરતા, સ્ફૂર્તિ, પરોપ-કારી તથા સાહસ વૃત્તિ અને દેશાભિમાન પ્રેરાય છે. તેમને કુદરતના ખોળે કુદરતના મંદિરમાં સૃષ્ટિજ્ઞાનનો સીધોજ અભ્યાસ કરવાનું મળે છે અને આ રીતે જીવનમાં પોતાનો રસ્તો કરવામાં સૌથી અગત્યની વસ્તુ પોતાનું ચારિત્રબળ અનાયાસે કેળવે છે.

બાળકનું ચારિત્ર જે અવસ્થામાં ઘડાતું હોય તે અવસ્થામાં તેની કુદરતી ચપળતાનો બરાબર લાભ લઈને તેને ખરે રસ્તે દોરવાનું

હાથમાં લેવું અને તેને ઉત્તેજન આપી તેના વ્યક્તિત્વને ખીલવવું કે જેથી બાળક આગળ ઉપર સારો મનુષ્ય થાય તથા દેશને માટે અમૂલ્ય નાગરિક થઈ પડે. એવો સ્કાઉટ હિલચાલનો ઉચ્ચ ઉદ્દેશ છે. શાળામાં મળતી બુદ્ધિની કેળવણીને શાળાની બહારની આવી સ્કાઉટ તાલીમ ન્યૂનતાપૂરક હોવાથી બાળકને આદર્શ મનુષ્ય બનાવે તેમ છે.

**અન્ય પ્રવૃત્તિઓ**

આ ઉપરાંત શાળાની વિશેષ પ્રવૃત્તિમાં પ્રદર્શન હોવું જોઈએ, એટલે દરવરસે અમુક અનુકૂળ દિવસે હસ્તકામ, ડ્રોઇંગ, માટીકામ, કાગળના આકાર, પ્રયોગો, સિવણગુંથણના નમુના, વગેરે વાલીઓ તથા ગામના બીજા માણસોને બતાવવા કે જેથી તેઓ એકબીજાના સંબંધમાં આવે છે અને તેમનાં બાળકો શાળામાં કેવી જાતનું શિક્ષણ લે છે તેનો સારો ખ્યાલ તેમને મળે છે. નાના ગામમાં ઇનામના મેળાવડા વખતે આવો જલસો ઉપયોગી થઈ પડે છે. મોટા ગામમાં વાલીનો દિવસ ઉજવવો જોઈએ કે જે વખતે તેઓ શાળામાં આવી વર્ગશિક્ષક સાથે વાતચીત કરે છે અને તેમનાં બાળકો કેવો અભ્યાસ કરે છે તેની ખરી સમજણ તેમને પડે છે. શાળાના સારા કામ માટે વાલીઓના સહકારની ખાસ જરૂર છે. કેટલેક ઠેકાણે મોટા શહેરમાં વાલીનાં સહકારી મંડળ હોય છે. તે શિક્ષકને તેના કામને અંગે ફાયદાકારક સુચનાઓ આપે છે અને શાળામાં અપાતા શિક્ષણ સંબંધી ચર્ચા કરે છે. વિદ્યાર્થીના ઘરનું કામ અને શાળાનું શિક્ષણ બંને વધારે લાભકારક નીવડે તે માટે વાલી અને શિક્ષકનો અન્યોન્ય સહકાર હોવાની વિશેષ જરૂર છે, નહિ તો જ્યારે બંને સંસ્થાઓ પરસ્પર વિરોધી કાર્ય કરે છે; ત્યારે વિદ્યાર્થીનો અભ્યાસ બગડે છે. રમત તથા વ્યાયામના પ્રયોગની હરિફાઈ; વાદવિવાદ મંડળી, રેડક્રોસ વગેરે વગેરે પ્રવૃતિઓ શાળાના શુષ્ક જીવનમાં વિવિધતા તથા રસ ઉત્પન્ન કરે છે. શાળાના વિદ્યાર્થીઓને અનુકૂળ પડે તેવા જુદા જુદા લેખ (ગદ્ય તથા પદ્યના) લખવાનું ઉત્તેજન આપવું અને ઉપલા ધોરણના

વિદ્યાર્થીના મંડળ સાથે ઉત્સાહી શિક્ષકે તે લેખોની પસંદગી કરવી. તે માસિકનું નામ તેમના અભિપ્રાય સાથે અર્થસૂચક હોય તેવું નક્કી કરવું. વિદ્યાર્થીઓને આવું કામ કરવાની તાલીમ મળે અને તેમનામાં લેખક તરીકેની જે બીજરૂપ શક્તિ હોય, તેનો વિકાસ થાય એવી રીતે તેની વ્યવસ્થા થવી જોઈએ. ચોપડીઓ, નોટબુકો, પેન્સિલ, ડ્રોઈંગનો સામાન, વગેરે જે ચીજો વિદ્યાર્થીઓને જરૂરની હોય તેનો વસ્તુભંડાર શાળામાં ખોલવો જોઈએ કે જેથી તેમને સસ્તા ભાવે સારી વસ્તુઓ મળે. વળી વિદ્યાર્થીઓ પરસ્પર મદદ કરીને તે માટે કામ કરે તેવી યોજના ઘડવી એ તેનો બીજો હેતુ છે. એક બીજા સાથે હળીમળી કામ કરવું એ ગુણ સંસારમાં ઘણો ઉપયોગી છે; માટે સહકારી ધોરણે જ્યાં બને ત્યાં શાળાના ઉપયોગ માટેની વસ્તુનો ભંડાર ખોલવો જોઈએ.

---

# પ્રકરણ ૧૯—પરીક્ષા

**અમુક વિષયની પરીક્ષામાં બુદ્ધિના ગુણની કસોટી એ ખરી પરીક્ષા છે. તેનું જ્ઞાન એ અગત્યની બાબત નથી.**

શાળામાં શિક્ષક જે કંઈ શીખવે તે વિદ્યાર્થીઓ કેટલું શીખ્યા છે તે જાણવાની જરૂર તો છે. શાળાના વાતાવરણની તેમજ શિક્ષકના ચારિત્રની જે છાપ તેના મગજ પર પડે છે તે કેવી છે અને તે કેટલા પ્રમાણમાં અસરકારક નીવડે છે તે પણ જાણવું જોઈએ.

**પરીક્ષાની જરૂર**

વળી વિદ્યાર્થીઓની રીતભાત અને તેની ટેવોની પરીક્ષા પણ કરવી જોઈએ. જ્યાં સુધી અમુક કામ કેટલું થયું છે અને તે કેવી જાતનું છે તે જાણવામાં આવે નહિ, ત્યાંસુધી તેમાં સુધારો થઈ શકે નહિ. વિદ્યાર્થીઓ શાળામાં શું જ્ઞાન મેળવે છે તે શિક્ષકે તેમજ માબાપે જાણવાની જરૂર છે. વિદ્યાર્થી અભ્યાસમાં કેટલો આગળ વધ્યો છે, તથા જુદા

જુદા વિષયોમાં તેણે શું પ્રગતિ કરી છે તે જાણીને શિક્ષણની સફળતાનું માપ નીકળી શકે છે. આ હેતુને અનુસરી પરીક્ષાપદ્ધતિ દાખલ કરવામાં આવી છે. શિક્ષક દરરોજ વિદ્યાર્થીને સંગીન શિક્ષણ માટે સવાલ પૂછીને તેના કામની પરીક્ષા લે છે, પણ જ્યારે અમુક સમય પછી અંદરની કે બહારની વ્યક્તિ તેના કામની બારીકાઈથી જે તપાસ કરે છે તેને પરીક્ષા કહે છે.

**પરીક્ષાના ફાયદા તથા ગેરફાયદા**

શિક્ષકના શિક્ષણની બાળક ઉપર કેટલી અસર થઈ છે તે પરીક્ષાથી સમજાય છે. વળી વિદ્યાર્થીઓએ કેટલે દરજ્જે જ્ઞાન મેળવ્યું છે, તેનો કયો વિષય કાચો છે, તેમણે લખવામાં શી શી ભૂલો કરી છે, તેની માહિતી પરીક્ષાથી મળે છે. અમુક નક્કી કરેલા વખતમાં તેને જવાબ લખવાના હોવાથી, અભ્યાસ કરવાનો ખંત તથા આગ્રહ અને તેની સાથે પૂર્ણ તૈયારી, ત્વરાથી જવાબ આપવાની ટેવ, મનની એકાગ્રતા, વિચાર દર્શાવવાની પદ્ધતિનું જ્ઞાન તથા યોગ્ય શબ્દોમાં જવાબ આપવાની ટેવ, જવાબ શોધી કાઢવાની મનની ચપળતા તથા ઉદ્યોગ, વિચાર અને વિવેક વગેરે ગુણો પરીક્ષાને લીધે વિદ્યાર્થીઓમાં ખીલે છે. પરીક્ષાને લીધે વિદ્યાર્થીને અભ્યાસ કરવાને અમુક ચોક્કસ હેતુ પુરો પાડવામાં આવે છે. વળી તે ઉદ્દેશ સ્પષ્ટ હોવાથી વિદ્યાર્થીને અભ્યાસમાં ઉત્સાહ મળે છે. જે વિદ્યાર્થીઓ અભ્યાસમાં મંદ કે કાચા હોય તે પરીક્ષાને લીધે જુદા પડી જાય છે. આવી રીતે પરીક્ષાની ખાસ જરૂર છે. હાલમાં પરીક્ષામાં પાસ થયા મુજબ વિદ્યાર્થીની લાયકાત સ્વીકારવામાં આવે છે અને તેને લીધે સમાજમાં પ્રતિષ્ઠા બંધાય છે, તેથી વિદ્યાર્થીઓ જલદીથી પરીક્ષા પાસ કરે એમ માબાપ તેમજ શિક્ષકની ઇચ્છા છે. વળી પરીક્ષા પાસ કરવાની ઈંતેજારી હોવાથી કયા સવાલ પરીક્ષામાં આવશે તે ઉપર તે વિશેષ ધ્યાન આપે છે, તેથી વ્યવહારમાં જ્ઞાનનો કેમ ઉપયોગ કરવો તે એને આવડતું નથી. આવી રીતે વિદ્યાર્થીનું મન પરીક્ષામાં રહેવાથી તેનામાં જ્ઞાનનો શોખ

ઉત્પન્ન થતો નથી. જ્ઞાનની ખાતર જ્ઞાન મેળવવાનો ઉદ્દેશ નહિ હોવાથી ગમે તેમ, ગોખણપટ્ટી કરી થોડા વખતમાં ઉતાવળ કરી પરીક્ષા પાસ કરવા માટે વિષયો તૈયાર કરવામાં આવે છે, તેથી તેમને ખરી કેળવણી મળતી નથી. પરીક્ષામાં વધારે ટકા વિદ્યાર્થીઓ પાસ થાય એ ઉદ્દેશ શિક્ષકના મગજમાં ખાસ રમતો હોવાથી ટુંકા સમયમાં ઘણું જ્ઞાન આપવામાં આવે છે. તેને લઈને તે વિષય પરત્વે તેને શોખ થતો નથી. આવી રીતે જ્ઞાનમાં રસ નહિ પડવાથી તે ભણી રહ્યા પછી વિશેષ જ્ઞાન મેળવતો નથી.

આપણા દેશની કેળવણીનો એક મોટો દોષ એ ગણાય છે કે તેમાં ઘણી ગોખણપટ્ટી જોવામાં આવે છે. જેટલી પરીક્ષાઓ આપણે ત્યાં થાય છે, તેટલી બીજા દેશોમાં થતી હોય એમ જણાતું નથી. અમુક પરીક્ષા પાસ કરવાને માટે શાળામાં વિદ્યાર્થીને તૈયાર કરવાના છે એ ભાવના શિક્ષકવર્ગમાં હોય છે, તેથી નક્કી કરેલો અભ્યાસક્રમ ગમે તે રીતે વિદ્યાર્થીઓને જલદી પુરો કરાવી દે છે અને તે શીખીને વિદ્યાર્થીઓ પાસ થાય છે. જો પરીક્ષા પાસ કરાવી જેમ બને તેમ વધારે ટકા પરિણામ લાવવું એજ શિક્ષણનું ધ્યેય હોય, તો તેથી વિદ્યાર્થીના શરીર, બુદ્ધિ તથા હૃદયની કોઈ પણ શક્તિની ખીલવણી થતી નથી; કારણકે નીચે જણાવેલી બાબતોની પરીક્ષા થતી નથી. તેમજ પરીક્ષા વખતે તે બાબતો કેવા પ્રકારની છે તે ઉપર કંઈ લક્ષ પણ અપાતું નથી. પણ જેમ બને તેમ બાળકના મગજમાં વધારે જ્ઞાન ભરવું અને તે ગોખાવવું એવી સાધારણ ઇચ્છા માલમ પડે છે. તેને લીધે શિક્ષણ-પદ્ધતિ પર કંઈ લક્ષ આપવામાં આવતું નથી. પરીક્ષાના સંબંધમાં બે મુખ્ય પ્રશ્નો પર ધ્યાન આપવાનું છે. (૧) હાલની પરીક્ષા પદ્ધતિ કેટલે દરજ્જે ખરી કેળવણીની કસોટી કરી શકે છે; એટલે વિદ્યાર્થીના સમગ્ર વિકાસના કેટલા અંશની પરીક્ષા લેવામાં આવે છે. (૨) હાલમાં જે પરીક્ષાની રીત છે તે કેટલે દરજ્જે ફતેહમંદ નીવડી છે. આપણે પ્રથમ પહેલા પ્રશ્ન ઉપર લક્ષ આપીશું.

**ગોખણપટ્ટી**

વિદ્યાર્થીઓનું શરીર તંદુરસ્ત, સુદૃઢ અને સહનશીલતાના ગુણવાળું હોવું જોઈએ. તેની બુદ્ધિ તીવ્ર અને તર્કસિદ્ધ હોવી જોઈએ. તેનું માનસ વૈજ્ઞાનિક હોવું જોઈએ. તેનું હૃદય હુંફાળું અને

**ખરી તાલીમ**

વિશાળ હોવું જોઈએ. વળી તેની વૃત્તિ પારમાર્થિક તેમજ ધાર્મિક પણ હોવી જોઈએ. તેનામાં નાગરિકતાની લાગણી હોવા ઉપરાંત માનુષભાવ પણ જોઈએ. તેની કલ્પના પવિત્ર હોવી જોઈએ. વળી તેની સર્જક શક્તિનો વિકાસ થવો જોઈએ, કારણકે નૈસર્ગિક વૃત્તિ વિના કંઈપણ નવું ઉત્પાદન થઈ શકતું નથી. આ ઉપરાંત તેનામાં પોતાનું સ્વતંત્ર ગુજરાન કરવાની શક્તિ તો હોવી જોઈએ. વિશેષમાં સ્વચ્છતા, સમાજસેવા, સ્વતંત્ર મનન, અહિંસા, જેવા ગુણ આવે એવી તાલીમ તેને આપવી જોઈએ. કેળવણીનો ઉદ્દેશ વિદ્યાર્થીના વ્યક્તિત્વનો સ્વતંત્ર અને પૂર્ણ વિકાસ કરવાનો છે એ બાબત સારી પેઠે યાદ રાખવાની જરૂર છે. તેમાં બુદ્ધિ દ્વારા મેળવેલા જ્ઞાન ઉપરાંત લાગણી અને ક્રિયાશક્તિનાં તત્ત્વ ભળેલાં છે. સારી કેળવણીને લીધે વિદ્યાર્થીના મનમાં કેટલાક વિષયો પ્રત્યે કાયમનો રસ ઉત્પન્ન થાય છે અને તેના મગજમાં અમુક જાતનાં નિશ્ચિત વલણ ઉપજે છે. વળી તેનામાં જે નીતિભાવનાનો વિકાસ થયો હોય છે તેની અસર જીવન પર્યંત પહોંચે છે. આ ઉપરાંત તેની લાગણી સૂક્ષ્મ હોય છે અને તેની રસવૃત્તિની ખીલવટ થઈ હોય છે. સત્ય, સાધુતા તથા સૌન્દર્યની લાગણી તેના મન તથા હૃદયમાં એવી સજ્જડ દૃઢ થએલી હોય છે કે અસત્ય, અનીતિ કે અધર્મ તરફ તેની વૃત્તિ ઢળતી નથી. ઉચ્ચ અભિલાષાની પ્રેરણા, ઉમદા આદર્શનો વિકાસ તથા નૈતિક બળની જમાવટ—આ બાબતો ઉંચા ચારિત્રમાં ગણાય છે.

આ બધી બાબતો એવી છે કે જે હાલમાં લેવામાં આવતી પરીક્ષાની મર્યાદામાં આવી શકતી નથી. વિદ્યાર્થીની યોજના કે તર્કની શક્તિનો કેટલો વિકાસ થાય છે તે જાણવાનું સાધન પરીક્ષક પાસે

હોતું નથી. વળી તેનામાં દીલસોજી, દયા, સેવાભાવ, આગ્રહ, કર્તવ્યની લાગણી વગેરે નીતિના ગુણ કેટલા પ્રમાણમાં છે તે પરીક્ષકને જાણવાના પ્રસંગો મળતા નથી. બુદ્ધિવિકાસના ક્ષેત્રમાં પણ તેની કલ્પના કે વિવેકશક્તિ કેવા પ્રકારની છે તે પરીક્ષકની દૃષ્ટિમર્યાદામાં આવતી નથી. મુખ્યત્વે યાદદાસ્તીની કસોટીના સવાલના ઉત્તર વિદ્યાર્થીને આપવાના હોય છે. તેથી તે પરીક્ષા વખતે ઘણી તસ્દી લઈને ગોખી કાઢે છે. પરીક્ષા પુરતી જ તૈયારી હોવાથી તે બાબત જ્ઞાનના શોખના અભાવે થોડોક જ વખત તેને યાદ રહે છે, એટલે પરીક્ષા પછી તેમાંનું ઘણું તે ભૂલી જાય છે. આ કારણને લીધે શિક્ષણના સંસ્કાર તેના મનમાં જાથુ રહેતા નથી. વળી આવી ગોખણ-પટ્ટીને લીધે તેને ભણતર ઉપર કંટાળો આવે છે અને પછી તે ચોપડીનો કટ્ટો દુશ્મન બને છે. પરીક્ષાને લીધે ગોખણપટ્ટી વધે છે અને તેની સાથે તેમનાં શરીર નિર્માલ્ય બની જાય છે. વળી તેમનો જુસ્સો અને બળ કમી થાય છે. તેમની સ્વતંત્ર વિચાર કરવાની શક્તિનો હ્રાસ થાય છે. તેમની કલ્પનાશક્તિ કુંઠિત થાય છે. તેમની લાગણીનો સદુપયોગ થતો નથી અને તેમનું હૃદય સંકુચિત બને છે. વળી તેમના ચારિત્રમાં નીડરતા, ત્યાગવૃત્તિ કે ઉદારતા જોવામાં આવતી નથી.

**હાલની પરીક્ષા પદ્ધતિ**

લાંબા વખતથી રૂઢ થયેલી હાલની પરીક્ષા પદ્ધતિ મુજબ વિદ્યાર્થીના વિષયની બરાબર તપાસ થાય છે કે કેમ તે જોવાનું છે. ઈતિહાસ કે ભાષા જેવા વિષયમાં પરીક્ષક વિદ્યાર્થીના જ્ઞાનની તથા તેની શક્તિની યથાર્થ કસોટી કરે છે? શું પરીક્ષાના પરિણામ ઉપરથી વિદ્યાર્થીના અભ્યાસની ખરેખરી તપાસ થાય છે? ઘણા લાંબા વખતથી પરીક્ષાની અસંતોષકારક રીત સંબંધી બૂમાટો થયેલો છે. પરીક્ષાને લીધે વિદ્યાર્થીનું માનસ સાંકડું થઈ જાય છે. તેને લીધે તેની લાગણીનો યોગ્ય વિકાસ થઈ શકતો નથી અને તેના મગજ પર નાનપણમાં ભારે બોજો પડે છે. શાળાનું ધ્યેય પરીક્ષા હોવાથી તેના ઉપર ખાસ લક્ષ

આપવામાં આવે છે અને તેથી કોઈ પ્રકારના પ્રયોગ કે અખતરા થઈ શકતા નથી. ટુંકામાં પરીક્ષાની કસોટી એક સરખી ન્યાયપુરઃસર હોતી નથી. તેમજ તે અપૂર્ણ અને વ્યક્તિની સ્વેચ્છાનુસાર હોય છે. પરીક્ષકની મનસ્વી વૃત્તિ, તેના તરંગ અને વિચિત્ર પ્રકૃતિ બાદ કરતાં પણ સારા કાળજીવાળા પરીક્ષકો વિદ્યાર્થીના જવાબપત્ર તપાસવામાં ઘણો ભેદભાવ બતાવે છે. કોઈ એક વિદ્યાર્થીના જવાબના માર્ક જુદા જુદા પરીક્ષકો જુદી જુદી રીતે આપે છે એટલુંજ નહિ, પણ એકજ પરીક્ષક જુદા જુદા સમયે તેજ વિદ્યાર્થીના જવાબપત્રની તુલના જુદી જુદી રીતે કરે છે. જે વિદ્યાર્થીને પહેલાં સારા માર્ક મળ્યા હોય છે, તેનેજ તેજ પરીક્ષક તેના તેજ જવાબના ઓછા માર્ક આપે છે. વળી કેટલીક વખત તો તેવા માર્કમાં ઘણો તફાવત હોય છે.

આવી વસ્તુસ્થિતિ સુધારવામાં મુખ્ય ઉપાય સુવ્યવસ્થિત સંગીન શિક્ષણ છે. જ્યાં સુધી શિક્ષકો બરાબર તૈયારી કરી વિદ્યાર્થીને સારી રીતે ભણાવે નહિ, ત્યાં સુધી હાલની પદ્ધતિ રહેવાનું સબળ કારણ મળી આવે છે. વિદ્યાર્થીઓએ આખા વરસમાં શું જ્ઞાન મેળવ્યું છે તેની કસોટી પરીક્ષા વડેજ થાય છે; પણ હાલની પરીક્ષાપદ્ધતિની ઘણીજ કડવી ફરિયાદો ચારે તરફ સંભળાય છે. વિદ્યાર્થીઓએ જે મોઢે કર્યું હોય, તેનીજ ખાતરી કરવા પુરતા સવાલ પૂછવામાં આવે છે, તેથી પરીક્ષા માટેજ હકીકત ગોખી નાખવામાં આવે છે અને પરીક્ષા પુરી થતાંની સાથે તેમાંનું ઘણું ભૂલી જાય છે. આનું કારણ પરીક્ષાની શૈલી તેમજ શિક્ષકના શિક્ષણની પદ્ધતિ જવાબદાર છે. ગોખણપટ્ટીને લીધે વિદ્યાર્થીના મગજ ઉપર ઘણી નકામી બાબતનો બોજો પડે છે, તેથી તેને વિચાર કરવાનો અવકાશ રહેતો નથી. પરીક્ષા વખતે વિદ્યાર્થીઓ ગોખેલી હકીકત પરીક્ષાના પત્રમાં શું માગ્યું છે તે સમજ્યા વગર પાનેપાનાં લખી નાખે છે. તેમાં ઘણી બીનજરૂરી બાબતો હોવાથી પરીક્ષકને કંટાળો આવે છે. જો શિક્ષક વિદ્યાર્થીને સારી રીતે શિક્ષણ આપે નહિ, તો તે ગોખણપટ્ટીનો

ઉપયોગ કરે તેમાં નવાઈ નથી. વળી જો પરીક્ષક યાદદાસ્તીની કસોટી કરવા પુરતાજ પ્રશ્ન પૂછે, તો તેમાં તે પોતેજ જવાબદાર છે; કારણકે તેથી તે વિદ્યાર્થીઓને ગોખવા માટે એક રીતે ઉત્તેજન આપે છે, માટે તેની બુદ્ધિની કસોટીને લગતા પ્રશ્નો મૂકવા જોઈએ. આવી રીતની પરીક્ષાપદ્ધતિ દાખલ કરવામાં આવે, તો શિક્ષણમાં સારો સુધારો થવાને સંભવ છે; કારણકે જેવી રીતની પરીક્ષા લેવામાં આવે છે, તે મુજબ શિક્ષક તેના કામની યોજના રચે છે અને તેથી તે ઉંચા પ્રકારનું કામ કરે છે. ઘણી વખત પરીક્ષક એવા અટપટા સવાલ પૂછે છે કે શિક્ષકની તેમજ વિદ્યાર્થીની મહેનત સફળ થતી નથી. જો પરીક્ષાના પ્રશ્નો બાહોશ વ્યક્તિએ વિચારપૂર્વક કાઢેલા હોય છે, તો તેથી શિક્ષણપદ્ધતિમાં સારો ફેરફાર થાય છે. સારી પરીક્ષા લેવાથી વિદ્યાર્થીને અભ્યાસમાં ઉત્તેજન અને ઉત્સાહ મળે છે, કારણકે તેણે જે જ્ઞાન મેળવ્યું હોય છે તેનો ઉપયોગ કરવાનો પ્રસંગ મળે છે. વળી જેત વિચારશક્તિની કસોટી કરે એવા સવાલ હોય છે, તો તેથી તે તેના જ્ઞાનનો બરાબર ઉપયોગ કરે છે; કારણકે તેમાં યાદદાસ્તને લગતા પ્રશ્નો હોતા નથી. હવે આ ઉપરથી એમ નિઃસંશય કહી શકાય કે પરીક્ષા યોગ્ય પદ્ધતિથી લેવામાં આવે, તો તે કેળવણીનું અગત્યનું સાધન છે; કારણ કે જેવી પરીક્ષા હોય છે તેવી શિક્ષણપદ્ધતિ યોજાય છે.

**પરીક્ષા અને શિક્ષણ**

પરીક્ષાનો હેતુ વિદ્યાર્થીના મગજમાં કેટલું જ્ઞાન ભરેલું છે તે તપાસવાનો હોય, તો તે પ્રમાણે શિક્ષકો તેમને તૈયાર કરે છે; પણ જો તેનો ઉદ્દેશ શક્તિનો વિકાસ કરવાનો હોય, તો તે મુજબ શિક્ષણ આપવામાં આવે છે. ફક્ત યાદશક્તિને લગતાજ પ્રશ્ન પૂછી તેણે કેટલું જ્ઞાન ગોખેલું છે તે તપાસી જોવામાં આવે, તો કેળવણીનો જે હેતુ બાળકની શક્તિઓનો વિકાસ છે તે ફળીભૂત થતો નથી. જો વિદ્યાર્થીના મગજમાં સમજ્યા વગર ઠાંસી ઠાંસીને જ્ઞાન ભરવામાં આવે છે,

તો તેને લીધે તેના મગજ ઉપર વધારે બોજો પડે છે. તેની સાથે તેને વિષયો રસિક રીતે શીખવવામાં આવતા નથી. આથી કરીને અમુક વિષય ઉપર તેને અણગમો પેદા થાય છે. વળી કેળવણી સંગીન અપાતી નહિ હોવાથી વિદ્યાર્થીને કંટાળો આવે છે, તેથી તે શાળા તરફ તિરસ્કાર બતાવે છે. આવી રીતે પરીક્ષા અને શિક્ષણ વચ્ચે અગત્યનો સંબંધ છે. તેથી પરીક્ષામાં જેટલો સુધારો થાય તેટલો સુધારો શિક્ષણમાં થવાની વકી રાખી શકાય. પરીક્ષાની ઉત્તમ પદ્ધતિ ઉપરજ સારી ઉંચા પ્રકારની કેળવણીનો આધાર રહે છે એમ ખરેખર કહી શકાય. વિદ્યાર્થીઓનો અભ્યાસ કેટલો અને કેવો થયો છે તથા તેની શક્તિનો કેવી જાતનો વિકાસ થયો છે એ જાણવા માટે પરીક્ષાની તો જરૂર છેજ. કોઈ પણ જાતની પરીક્ષા વગર ચાલે એમ નથી, પણ સવાલ એ છે કે કેવી જાતની પરીક્ષા લેવી કે જેથી બાળકની શક્તિનો સારો વિકાસ સાધી શકાય અને તેને લગતી બદીઓ માટે ચારે તરફથી જે પોકાર ઉઠે છે તે દૂર કરી શકાય. આ ઉપરથી ઈંગ્લાંડના સુપ્રસિદ્ધ કેળવણીકાર સેડલરે પરીક્ષા સંબંધમાં એવો મત જાહેર કર્યો છે કે પરીક્ષામાં યોગ્ય સુધારો કરવો જોઈએ, પણ તે તદ્દન કાઢી નાખવી જોઈએ નહિ.

**પરીક્ષામાં સુધારો**

પ્રથમ તો આપણે ત્યાં જે ઘણી પરીક્ષાઓ થાય છે તે લેવી નહિ. જે શિક્ષક પોતાનું કામ સંગીન રીતે કરે છે અને વર્ગમાં તેનું બરોબર પુનરાવર્તન કરે છે, તેને દર અઠવાડીએ કે મહીને પરીક્ષા લેવાની જરૂર રહેતી નથી; પણ તેણે ત્રૈમાસિક કે છમાસિક પરીક્ષા લેવી જોઈએ. તેને લીધે જ્ઞાન સંગીન અને ચોક્કસ થાય છે અને અભ્યાસમાં શી કચાશ છે તે જાણવામાં આવે છે; તેથી તેમાં શો સુધારો કરવો તે માલમ પડે છે. વળી ટુંકી પરીક્ષા વારેવારે લેવાથી વધારે ફાયદો થાય છે. તેમાં જવાબ એકાદ શબ્દનો હોય છે. જ્ઞાનની ખરી કસોટી માટે પહેલેથી ખબર આપ્યા સિવાય પરીક્ષા લેવાથી વિદ્યાર્થી તેના દરરોજના

અભ્યાસ ઉપર સારૂં ધ્યાન આપે છે. શિક્ષકોએ જે જવાબપત્ર તપાસ્યા હોય તેમાં બતાવેલી ભૂલની ચર્ચા વર્ગમાં અવશ્ય થવી જોઈએ; અને વિદ્યાર્થીઓએ તે ભૂલો કાળજીથી સુધારવી જોઈએ, કે જેથી બીજી પરીક્ષામાં તેવી ભૂલો થાય નહિ. વળી શિક્ષકે પોતાના જવાબ નમુના તરીકે વિદ્યાર્થીઓ આગળ વાંચી બતાવવા કે જેથી તેમને સારો લાભ થાય. હાલમાં પ્રાથમિક શાળામાં તેમજ મિડલ સ્કૂલના વિદ્યાર્થીઓની લેખી પરીક્ષા વિશેષ થાય છે તે ઠીક નથી; કારણકે નાનાબાળકોને લખવાનું કામ થોડું આપવું જોઈએ. વળી તેમની ઘણી ખરી પરીક્ષા મોંઢેથી લેવી જોઈએ. જો શિક્ષક તેના વિષયનું વારંવાર પુનરાવર્તન કરે છે, તો પરીક્ષાની બહુ જરૂર રહેતી નથી એ બાબત તેણે યાદ રાખવા જેવી છે.

## પ્રશ્નપત્રો કેવા હોવા જોઈએ:—

પરીક્ષાને માટે પ્રશ્નપત્રો આખાએ પુસ્તકમાંથી કાઢવા જોઈએ; એકાદ ભાગમાંથી બધા સવાલ કાઢવાથી જે વિદ્યાર્થીઓએ તે વિષયના ભાગનો અભ્યાસ કર્યો હોય છે તેને ફાયદો થાય છે અને કદાચ કોઈ વિદ્યાર્થીએ માંદગી કે બીજા કંઈ કારણુસર એ ભાગ વાંચ્યો ન હોય, તો તેને ગેરલાભ થાય છે. આ કારણને લીધે આખા પુસ્તકમાંથી અગત્યની બાબતો આવી જાય તેવા પ્રશ્નો કાઢવા જોઈએ. સવાલ બધા વિદ્યાર્થીની એક સરખી કસોટી થાય તેવા હોવા જોઈએ નહિ. પણ તેમાં કેટલાક સવાલ બુદ્ધિશાળી વિદ્યાર્થીઓ માટે હોવા જોઈએ. થોડાક સવાલ સાધારણ બુદ્ધિવાળા વિદ્યાર્થીઓને અનુકૂળ પડે તેવા અને બાકીના મંદ બુદ્ધિવાળા વિદ્યાર્થીઓ પણ લખી શકે તેવા હોવા જોઈએ. વળી તે બહુ સહેલા કે અઘરા હોવા જોઈએ નહિ. સવાલ કાઢતી વખતે પરીક્ષકે યાદ રાખવું કે તે જેવી જાતના સવાલ પૂછશે તે મુજબ શિક્ષણશૈલી ઘડાશે. એટલે તેવી જાતનું શિક્ષણ આપવામાં આવશે. વળી વિદ્યાર્થીને અમુક નક્કી કરેલા બધાજ સવાલ લખવાની ફરજ પાડવી નહિ, પણ તેમને પસંદગી કરવા માટે

વધારાના સવાલ કાઢી તેમાંથી અમુક સંખ્યાના જવાબ લખવાના છે એમ નક્કી કરવું; પણ તેમાં કેટલાક અગત્યના સવાલ બધા માટે ફરજિઆત રાખવામાં આવે તો તેમાં વાંધો નથી. કેટલીક વખત પરીક્ષક ઘણો લાંબો પ્રશ્નપત્ર કાઢે છે. તેમાં વિદ્યાર્થીઓને કેટલું લખવું પડશે તેનો અંદાજ તેણે પ્રથમથી કાઢવો જોઈએ. કેટલાક પરીક્ષક ગણિતના દાખલા પોતે પ્રથમ ગણી જાય છે અને તે ઉપરથી તેનો વખત નક્કી કરે છે. લાંબા સવાલ હોય છે ત્યારે વિદ્યાર્થીઓ નકામું લખી નાખે છે, અને તેમને બીજા સવાલના જવાબ લખવાનો વખત રહેતો નથી. સવાલ સ્પષ્ટ ભાષામાં પૂછવા જોઈએ. કેટલીક વખત વિદ્યાર્થીને પરીક્ષકનો અમુક સવાલ પૂછવાનો શો હેતુ છે તે સમજાતું નથી. માગેલી બાબત સ્પષ્ટ ભાષામાં જણાવેલી હોવી જોઈએ, એટલે જે બાબત પૂછવાની હોય તેની ભાષા તરત સમજી શકે તેવી સરળ હોવી જોઈએ. પ્રશ્નપત્રમાં કંઈપણ ભૂલ હોવી જોઈએ નહિ. જ્યારે સવાલમાં ભૂલો હોય છે, ત્યારે વિદ્યાર્થીઓ ગભરાય છે અને તેથી કંઈકને બદલે કંઈક લખી નાખે છે અને તેને લીધે તેમનો કેટલોક વખત નકામો જાય છે. વિદ્યાર્થીઓને કેટલું આવડતું નથી તે જાણવા માટે કદી સવાલ કાઢવા નહિ. તેમજ બીનઅગત્યની ઝીણી બાબતો પૂછવી નહિ. પરીક્ષા તો તેમને અગત્યની બાબતો આવડે છે કે કેમ તે જાણવા માટેજ હોય છે. વળી કોઈ કોઈ વખત પરીક્ષક પોતાની પંડિતાઈ બતાવવા અઘરા સવાલ કાઢે છે, તેથી વિદ્યાર્થીઓને ભારે નુકસાન થવાનો સંભવ રહે છે; કારણકે તેમને જે આવડતું હોય છે, તે બાબત તેઓ લખી શકતા નથી. વળી વિદ્યાર્થીને પ્રશ્ન અઘરા પડે છે, ત્યારે પરીક્ષક રહેમ નજર રાખી જવાબો તપાસે છે: એટલે ગમે તેમ માર્ક આપવાથી તેમના જ્ઞાનની ખરી કસોટી થતી નથી. જો શિક્ષણશૈલી સુધારવા માટે નવીન જાતના પ્રશ્નો મૂકવાની જરૂર હોય, તો તેમાં એકદમ ફેરફાર કરવો નહિ. ધીમે ધીમે તેમાં નવી જાતના સવાલ દાખલ કરવા જોઈએ. એકદમ

ફેરફાર કરવાથી વિદ્યાર્થીઓને ઘણું ખમવું પડે છે. કારણકે અપરિચિત શૈલીને લીધે તેઓ બરાબર લખી શકતા નથી. પ્રશ્નપત્ર કાઢતી વખતે પરીક્ષકે બહુ ઉંચો આદર્શ ધ્યાનમાં રાખવો જોઈએ નહિ. ઉંચા આદર્શની સાથે સાધારણ પંકિતના વિદ્યાર્થીઓની શકિતનો પણ વિચાર કરવાની જરૂર છે. વળી છોકરાઓ વધારે નાપાસ થાય, એ હેતુને અનુસરી પ્રશ્નપત્ર કદી કાઢવો નહિ. ફક્ત યાદદાસ્તીને લગતા હકીકતના પ્રશ્નો પૂછવા એ એક ભૂલ છે. કાર્યકારણને લગતા એટલે વિદ્યાર્થીની સ્વતંત્ર વિચાર અને અનુમાન કરવાની શક્તિ કેળવાએલી છે કે કેમ તે જાણવા બુદ્ધિની કસોટીના પ્રશ્ન પૂછવાની બહુ જરૂર છે. જો તેવા સવાલ પૂછવામાં આવતા નથી, તો કેળવણીનો ખરો ઉદ્દેશ ફળીભૂત થતો નથી. નવીન પરિસ્થિતિમાં જ્ઞાનનો કેવો ઉપયોગ થઈ શકે એવા પ્રમેયરૂપ પ્રશ્નો પણ પૂછવા જોઈએ. કેટલીક વખત પરીક્ષક ઉતાવળમાં ગમે તેવા સવાલ કાઢે છે. તેને લીધે વિદ્યાર્થીની ખરી કસોટી થતી નથી. બુદ્ધિની બરાબર પરીક્ષા નહિ થવાથી હોશિયાર વિદ્યાર્થીઓ નારાજ થાય છે.

**સવાલના જવાબ કેવી રીતે લખવા:**—પરીક્ષામાં સવાલના જવાબ કેવી રીતે લખવા એ એક કળા છે, અને તેનો આધાર અનુભવ ઉપર રહે છે. કેટલીક વખત સાધારણ બુદ્ધિવાળા વિદ્યાર્થીને બીજા હોશિયાર વિદ્યાર્થી કરતાં વધારે માર્ક મળે છે. પરીક્ષકની આગળ અમુક પ્રકારનું જ્ઞાન કેવી રીતે મૂકવું કે જેથી તેના મગજ ઉપર તે જ્ઞાનની સારી છાપ પડે, એવા ઉત્તર લખવાની ફનેહ કેટલાક વિદ્યાર્થીઓમાં હોય છે. ઘણી વખત વિદ્યાર્થીઓને વિષયનું સારૂં જ્ઞાન હોય છે. છતાં તેમને સારા માર્ક મળતા નથી. તેનું ખરૂં કારણ જવાબ લખવાની રીત છે. તેને માટે કેટલીક સૂચના નીચે આપવામાં આવી છે:—

(૧) સવાલપત્ર મળતાની સાથે વિદ્યાર્થીએ તે કાળજીથી દસેક મિનિટ વાંચી જવો. બધા સવાલ બરાબર વાંચીને તેમાં શું માગ્યું

છે તે બરાબર સમજવું અને ત્યાર પછી લખવાનું શરૂ કર સવાલ કેટલા છે અને બધો મળી કેટલો વખત નિર્મા કરેલો છે તેનો વિચાર કરી દરેક સવાલ માટે અમુક વ નક્કી કરીને લખવું.

(૨) જે સહેલા સવાલ હોય તેના જવાબ પ્રથમ લખવા. ઘ વખત અઘરા સવાલના જવાબ લખવામાં વધારે વખત જવા સહેલા સવાલના જવાબ લખવાનું રહી જાય છે. સવાલ નંબર બરાબર લખવા.

(૩) જેટલા સવાલ માગ્યા હોય તે બધાએ લખવા. સવાલ ઘ લાંબો લખવાથી તેના જેટલા માર્ક નક્કી કરેલા હોય તે વધારે તેને મળતા નથી; પણ બીજા સવાલો રહી જવા તેના માર્ક પરીક્ષક આપી શકતા નથી.

(૪) લખાણ મુદ્દાસર હોવું જોઈએ. પાનાંને પાનાં લખવાથી એમ માને છે કે મેં બહુ સારૂં લખ્યું છે; પણ નકામું લ વાથી પરીક્ષકને કંટાળો આવે છે. અને તેના મન ઉપર સા છાપ પડતી નથી. વળી વધારાનું ટાયલું કરવાથી વખત નકા જાય છે. કેટલાક વિદ્યાર્થીઓ એકને એક બાબત ફરીફરી લખે છે તે ઇચ્છવા જોગ નથી. જે સવાલ વ્યાપક હે નથી અને તે અમુક ભાગમાંથી કાઢેલા હોય છે અને તે વિદ્યાર્થીએ બરાબર ધ્યાન આપ્યું હોતું નથી તો તે નિર થઈ જાય છે; તેથી તેને સમગ્ર વિષયનો બરાબર અભ્ય કરવો પડે છે અને ગોખણપટ્ટી કામમાં આવતી નથ આ કારણને લીધે તેને વિષયનું વિવિધ અને ચોક્કસ જ્ઞા મેળવવું પડે છે.

(૫) સવાલનો જવાબ લખી રહ્યા પછી તે તરતજ તપાસી જ એ વધારે સારૂં છે, કારણકે તેમાં જોડણી વગેરે દોષો થવા સંભવ રહે છે. ઘણી વખત છેક છેવટે વખત નહિ મળવા

બધા સવાલો સુધાર્યા વગર રહી જાય છે. તેમાં વિરામચિહ્નો બરાબર મૂકવાં.

(૬) વધારે લખવાથી પરીક્ષક વધારે માર્ક આપશે એ માન્યતા તદ્દન ખોટી છે. પરીક્ષકનું મગજ તાલીમ પામેલું હોવાથી તેની નજર પડવાની સાથે તે તેના લખવાનો હેતુ સમજી શકે છે.

(૭) કેટલીક વખત વિદ્યાર્થીઓ અક્ષર આવતા ગપ જેવી લખે છે. તેમાં ભૂલો થવાથી પરીક્ષકને તેના જ્ઞાનનો હલકો અભિપ્રાય બંધાય છે અને તેથી બીજા જવાબની તુલનામાં તેની ખોટી અસર થાય છે.

(૮) વિદ્યાર્થીનું લખાણ સફાઇબંધ અને ટૂંકું હોવું જોઈએ. તેમાં આમતેમ છેકછાક હોવી જોઈએ નહિ, તેમજ શાહીના ડાઘા પડેલા હોવા જોઈએ નહિ. તેના અક્ષર મોટા અને સુંદર હોય છે, તો પરીક્ષકના મન ઉપર સારી અસર થાય છે; કારણકે તે જલદીથી વાંચી શકે છે. ગૂંચવણીઉં ઝીણું લખેલું વાંચવાથી પરીક્ષકને કંટાળો આવે છે અને તેથી વિદ્યાર્થીને ધારેલા માર્ક મળતા નથી; એટલે તે નાસીપાસ થાય છે. શબ્દો બહુ છુટા લખવા નહિ અને લખાણ સીધી લીટીમાં હોવું જોઈએ.

(૯) વિદ્યાર્થીએ પ્રથમથી પોતાનું નામ કે નંબર બરાબર લખવો. પૂરવણીમાં જવાબ લખ્યા હોય, તો તે નોટો બરાબર ગોઠવી પહેલી ચોપડી સાથે તે છૂટી જાય નહિ એમ બાંધવી.

## નવીન પરીક્ષા પદ્ધતિ:—

પ્રથમતો વિદ્વાનોએ બાળકની બુદ્ધિનું ચોકસ માપ લેવાને માટે જુદી જુદી જાતના પ્રશ્નો શોધી કાઢયા; પણ પાછળથી તેનું જ્ઞાન તપાસવાને માટે તથા અભ્યાસમાં કેટલી પ્રગતિ કરી છે તે શોધી કાઢવાને માટે આવડતને લગતા સવાલ યોજી કાઢયા છે. પરીક્ષાની આ પદ્ધતિ શાસ્ત્રીય છે. આવી રીતે છેલ્લાં થોડા વખતથી પરીક્ષાની પદ્ધતિમાં કેટલાક સુધારા કરવામાં આવ્યા છે. હાલમાં લેવામાં આવતી પરીક્ષામાં વિદ્યાર્થીઓના જ્ઞાનની એક સરખી કસોટી થતી નથી.

એકજ જવાબપત્રના માર્ક જુદા જુદા પરીક્ષકો વધારે ઓછા આપે છે. એક વિદ્યાર્થીના ભૂગોળના જવાબમાં એક પરીક્ષક ૫૦ માર્ક આપે છે, તો બીજો ૬૦, ત્રીજો ૪૦ અને ચોથો ૩૦ માર્ક આપે છે. વળી પરીક્ષકના તે વખતના માનસ પ્રમાણે જવાબના માર્ક મૂકવામાં આવે છે. જો તે ખુશમિજાજમાં હોય છે, તો વિદ્યાર્થીને સારા માર્ક મળે છે. જો તે ચિડાએલો હોય છે, તો ઘણા માર્ક કાપી નાખે છે. વળી કેટલીક વખત ઘણા જવાબપત્રો તપાસવાને લીધે પાસ થવાને લાયક વિદ્યાર્થીઓ નાપાસ થાય છે. ઘણી વખત વિદ્યાર્થીને જવાબ લખવા માટે પુરતો વખત હોતો નથી. તેમજ માંદગી અને અકસ્માત જેવાં કારણોને લઈને વિદ્યાર્થી બરાબર જવાબ લખી શકતો નથી. સારી પરીક્ષાને લીધે વિદ્યાર્થીને અભ્યાસ કરવાનું ઉત્તેજન મળે છે અને શિક્ષકે કેવી રીતે શીખવ્યું હોય છે તેની બરાબર કસોટી થાય છે. વળી તે ઉપરથી શિક્ષણની ખામીઓ જણાઈ આવે છે. આ કારણોને લઈને વિદ્યાર્થીના જ્ઞાનનું ચોક્કસ શાસ્ત્રીય માપ કાઢવાને માટે હજારો વિદ્યાર્થીઓના જવાબ ઉપરથી અમુક ઉંમરના વિદ્યાર્થીને કયા સવાલ પૂછવા જોઈએ તેનો બરાબર નિર્ણય કરવામાં આવ્યો છે. અકબરની રાજ્યનીતિનું વર્ણન કરો. હિંદુસ્તાનની આબોહવા વિષે જે જાણતા હો તે લખો. આવા સવાલ નિબંધ રૂપે છે, પણ પરીક્ષાની નવીન પદ્ધતિ મુજબ ગણિત અને હસ્તકામ સિવાય બધા વિષયમાં સવાલના જવાબ ટુંકા હોય છે; તેથી તેમાં પરીક્ષકના રાગ દ્વેષ કે તરંગને કંઈ અવકાશ હોતો નથી. વળી તે સવાલ અમુક વિષયના જુદા જુદા સ્વરૂપને લગતા પુષ્કળ પ્રમાણમાં હોવાથી વિદ્યાર્થી પરીક્ષા માટે અમુકજ ભાગની તૈયારી કરતો નથી. તેને તો સમગ્ર વિષયનો પૂર્ણ અભ્યાસ કરવો પડે છે કે જેથી તે ગમે તે સવાલનો જવાબ આપી શકે; કારણકે નવીન પરીક્ષાપદ્ધતિમાં બધા અભ્યાસક્રમને લગતા વિવિધ જાતના પ્રશ્નો પૂછવામાં આવે છે. આવા નવીન જાતના પ્રશ્નથી લેવાતી પરીક્ષા વધારે સંગીન, યથાર્થ અને વિશ્વાસપાત્ર હોય છે અને તે વિદ્યાર્થીના જ્ઞાનની સારી

કદર કરે છે. તે કેવળ વિદ્યાર્થીના જ્ઞાન કે માહિતીની કસોટી નથી. તેનાથી તેની વિચારશક્તિની તેમજ અમુક પ્રસંગે જ્ઞાનનો કેવી રીતે ઉપયોગ કરવો તેની કસોટી થાય છે.

જુની પરીક્ષાપદ્ધતિમાં વિદ્યાર્થી સ્પષ્ટ અને તર્કસિદ્ધ રીતે હકીકતને ગોઠવે છે. સવાલના જવાબ લાંબા હોવાથી તેની વિચારશક્તિની તુલના બરાબર થઈ શકે છે. આવા જવાબ તપાસવામાં ઘણી બાબતો યાદ રાખવી પડે છે. તેમાં વિદ્યાર્થીનું શબ્દભંડોળ, શબ્દની સુરેખતા, શબ્દસમૂહની જાત, અર્થસંગતિ, વિચારની સંખ્યા, વિચારની જાત, લેખનકળા, વ્યાકરણ, વાક્ય-રચના તથા જવાબની સંપૂર્ણતા પર પરીક્ષકે ધ્યાન આપવું પડે છે. વિદ્યાર્થીના જવાબના માર્ક આપવામાં પરીક્ષકોમાં બહુ તફાવત હોય છે એ નિઃસંશય છે. તેથી વિદ્યાર્થીના કામની યોગ્ય તુલના થાય તે માટે ઘણી સંભાળ રાખવાની જરૂર છે. કેટલાંકનું એવું માનવું છે કે એક જવાબપત્ર બે પરીક્ષકોએ વારાફરતી તપાસવો જોઈએ અને તે ઉપરથી તેને સરાસરી માર્ક આપવા અથવા જો માર્કમાં વિશેષ તફાવત હોય તો મુખ્ય પરીક્ષક તેનો નિર્ણય કરવો. આ બધામાં ખાસ લાયક પરીક્ષક પસંદ કરવા એ અગત્યની બાબત છે. પરીક્ષા-ના પરિણામમાં જે અનિશ્ચિતપણું છે તે દૂર કરી ચોક્કસ અને યથાર્થ પરીક્ષા માટે કાળજીપૂર્વક અને વ્યવસ્થિત રીતે નીચેની બાબતોની શોધખોળ કરવાની જરૂર છેઃ—

(૧) પરીક્ષાથી વિદ્યાર્થીની તાલીમ, તેનું જ્ઞાન કે બીજી કોઈ બાબતની ચોક્કસ કસોટી થઈ શકે એમ છે? (૨) તેની બુદ્ધિ વગેરે શક્તિની પરીક્ષા માટે કયા કયા સાધનનો ઉપયોગ કરવો જોઈએ? (૩) જવાબપત્ર તપાસી માર્ક આપવામાં થતી ભૂલો દૂર કરવાને સૌથી સારો માર્ગ કયો છે? (૪) કોઈ પણ વિષયને લગતા વિદ્યાર્થીની પસંદગી માટે કેટલા સવાલ મૂકવા જોઈએ? (૫) પરીક્ષા કેટલો સમય લેવી જોઈએ? વિદ્યાર્થીને પરીક્ષામાં થાક લાગે છે તેને અનુલક્ષી કેટલા સમયના સવાલ પત્ર કાઢવા જોઈએ? (૬) લેખી, મૌખિક તથા વ્યાવહારિક

પરીક્ષાનું પ્રમાણ કેવી રીતે રાખવું જોઈએ ? સંસ્થાના અને બહારના કેટલા પરીક્ષક હોવા જોઈએ ? (૭) બાળકોની અને પુખ્ત વયના વિદ્યાર્થીની પરીક્ષાની યોજના કેવી હોવી જોઈએ ?

હાલમાં એક કલાકમાં ત્રણ કે ચાર સવાલ પૂછવામાં આવે છે, પણ નવી પદ્ધતિમાં તેટલા સમયમાં સોએક સવાલ પૂછવામાં આવે છે. તે સવાલ ટુંકા હોય છે, અને તેનો એકજ જવાબ એક શબ્દથી કે ચિહ્નથી આપવાનો હોય છે; તેના કેટલાક પ્રશ્નો નમૂના રૂપે નીચે આપ્યા છે.

(૧) એક છોકરો પોતાને ઘેરથી નિશાળમાં દસ મિનિટમાં જાય છે. તેનો નાનો ભાઈ પણ દસ મિનિટમાં જાય છે, તો બંને સાથે જાય તો કેટલો વખત લાગે ?

(૨) નીચેના દરેકમાં જે ખરૂં કે ખોટું હોય તે બતાવો:—ઉનાળામાં તાપ પડે છે. સૂર્ય સાંજે ઊગે છે. નદીઓ પર્વત ઉપર વહે છે.

(૩) નીચેના કયા મહીનામાં સૌથી વધારે ટાઢ વાય છે ? કારતક. અષાડ, પોષ, ફાગણ, માગશર.

(૪) જાગતો, કૂદતો, હસતો. અને ખીલતો. એ શબ્દોથી ઉલટા અર્થના શબ્દો લખો.

(૫) શાંતિ કાંતિ કરતાં મોટો છે. પણ છગન કરતાં તે નાનો છે; તો સૌથી મોટું કોણ ?

(૬) કઈ સંખ્યા ૧૨ પહેલાં એક સંખ્યા છોડીને આવે છે ?

(૭) નીચે, લાવો, ચોપડી અને પહેલું એ શબ્દો વાક્યમાં વાપરો.

(૮) પાંદડાં ઝાડનાં પડયાં છે ખરી, એ વાક્ય બરાબર ગોઠવો.

(૯) એક કુટુંબમાં ત્રણ બેન છે. તેમની દરેકને એક ભાઈ છે. તો કુટુંબમાં બધાં મળીને કેટલાંક બાળકો છે?

(૧૦) તમારી બાના ભાઈનો છોકરો તમારો શો સગો થાય ?

(૧૧) (क) હિંદુસ્તાનનો ઉંચામાં ઉંચો પર્વત કયો છે ?

(ख) હિંદુઓની સૌથી પવિત્ર નદી કઈ છે ?

(ग) હિંદમાં વધારેમાં વધારે કોલસા કયાં નીકળે છે ?

(ઘ) કયે બંદરેથી વધારે ઘઉં વિલાયત જાય છે?

(ચ) પાણીપતનું ત્રીજુ યુદ્ધ કયારે થયું હતું?

(છ) ઈંગ્લાંડમાં સૌથી વધારે કાપડ કયાં બને છે?

(૧૨) ૧ કરાંચી ... ... ( ) તાપી

૨ આગ્રા ... ... ( ) નર્મદા

૩ ભરુચ ... ... ( ) જમના

૪ સુરત ... ... ( ) સિંધુ

આ સવાલમાં જે નદી ઉપર શહેર આવ્યું હોય તેનું નામ ખાલી જગામાં મૂકવાનું છે.

નવીન પરીક્ષાપદ્ધતિ મુજબ સવાલ કાઢતી વખતે ખાસ યાદ રાખવું કે અભ્યાસક્રમની કોઈ બાબત રહી જવી જોઈએ નહિ. પહેલા પ્રશ્નો સહેલા મૂકવા. વળી હોશિયાર વિદ્યાર્થી માટે કઠણ પ્રશ્નો પણ પૂછવાની જરૂર છે. પ્રશ્ન સરલ અને સ્પષ્ટ ભાષામાં હોવા જોઈએ. વળી એક પ્રશ્નમાં એકજ બાબત નિશ્ચિત સ્વરૂપમાં પૂછવી. વિદ્યાર્થીના જ્ઞાનની સંબંધપૂર્વક પરીક્ષા થઈ શકે એવી પ્રશ્નાવલિ ગોઠવવી જોઈએ. શિક્ષકે એકજ ઘાટીના સવાલ પૂછવા નહિ, પણ તેમાં જુદી જુદી જાતના સવાલ પૂછવાની જરૂર છે. વળી આ પદ્ધતિમાં ખાસ જાણવા લાયક બાબત એ છે કે સવાલના જવાબ શિક્ષક બોલે છે અને વિદ્યાર્થીઓ પોતે તપાસી શકે છે.

કેટલાક સવાલ યાદદાસ્તીની કસોટીના હોય છે અને કેટલાક બુદ્ધિની કસોટીના હોય છે. ઉપર જણાવેલા ટુંકા જવાબ એક સરખી રીતે થોડા વખતમાં જલદી તપાસી શકાય છે. તેમાં અમુક ચોક્કસ બાબતજ માગવામાં આવેલી હોય છે, તેથી વિદ્યાર્થીને ગૂંચવાઈ જવાનો સંભવ નથી. આવી જાતના સવાલ વિદ્યાર્થીની બુદ્ધિશક્તિનું માપ કાઢવાને લગતા હોય છે. વળી તેવા સવાલથી અભ્યાસમાં કેટલીક પ્રગતિ થઈ છે તે પણ ચોક્કસ જાણી શકાય છે અને તે ઉપરથી તેને ઉપલા વર્ગમાં ચઢાવવાની બરાબર ખબર પડે છે.

# પરિશિષ્ટ

## પ્રકરણ ૨૦—શિક્ષણની પદ્ધતિઓ

### કિન્ડરગાર્ટન

જ્યારે બાળકનું પેટ ધરાએલું હોય છે, ત્યારે તે તેના હાથ પગ પછાડે છે અને આમતેમ નજર ફેરવે છે. વળી ઘુંટણીઆં ખેંચતાં આવડયા પછી તે ઘરમાં ફરે છે અને ચાલતું થાય છે, ત્યારે આખા ઘરમાં અને બહાર તે જાય છે. થોડું મોટું થાય છે ત્યારે તે બીજાં છોકરાં જોડે રમે છે.

**રમતનો અર્થ**

રમત દ્વારા તેની ઇન્દ્રિયો, શરીર, બુદ્ધિ તથા નીતિનો ધીમે ધીમે વિકાસ થાય છે. આવી રીતે નાનું બાળક તેના જીવનનો મોટો ભાગ રમતમાં ગાળે છે, કારણકે રમત એ તેની એક પ્રેરણા છે. બાળકોને રમત બહુ ગમે છે. તેનામાં જે શારીરિક અને માનસિક ચપળતા હોય છે તેનો વ્યય તેની જુદી જુદી રમતમાં થાય છે. રમત દ્વારા તે આડકતરી રીતે ઘણું શીખે છે. કામમાં તો તેને કંટાળો આવે છે, કારણકે તેમાં તેને બીજાના કહેવાથી કામ કરવું પડે છે; પણ રમત તો તેની સ્વતઃ ક્રિયા હોય છે, તેથી તેને ઘણો આનંદ થાય છે. જે પ્રવૃત્તિ બીજી કોઈ અન્ય પ્રવૃત્તિના સાધનરૂપ હોતી નથી તેને **રમત** કહે છે; પણ જ્યારે તે ક્રિયા પૈસા, કીર્તિ કે કોઈને ખુશ કરવા અર્થે આદરવામાં આવે છે, ત્યારે તેને **કામ** કહે છે. કામમાં રમતનું તત્ત્વ નહિ હોવાથી તેને તે વેઠરૂપ લાગે છે.

રમત એ તેના વિકાસ માટે કુદરતી યોજના છે એવું તેનું રહસ્ય સમજીને જર્મનિના સુવિખ્યાત કેળવણીકાર **ફ્રબલે** કિન્ડરગાર્ટન નામની બાળકેળવણીની શાસ્ત્રીય પદ્ધતિ રચી છે. તેના સિદ્ધાંત મુજબ રમત એ દૈવી વ્યવસ્થા છે. બાળકોને ગમે તેમ કુદરતી

રમતમાં જે કેળવણી મળે છે, તેને બદલે વ્યવસ્થિત રમત દ્વારા શાસ્ત્રીય તાલીમ આપવાની પદ્ધતિ શોધી કાઢીને બાળકેળવણીમાં ફ્રબલે મોટું પરિવર્તન કર્યું છે. બાળકોની રમત ઉપર યોગ્ય દેખરેખ નહિ રાખવાથી તેમને જોઈતો લાભ થતો નથી, તેથી તેની પ્રેરણાનો વ્યવસ્થિત ઉપયોગ કરી તેણે જુદી જુદી બક્ષીસો અને ઉદ્યોગની યોજના કરી છે. મનુષ્યની કેળવણીમાં બાળપણ એ ઘણી અગત્યની અવસ્થા છે. તે રીતસર બતાવવાનું માન ફ્રબલને ઘટે છે.

આ પદ્ધતિ જર્મનિમાં ફ્રબલ નામના કેળવણીકારે શોધી કાઢી છે, પણ યુરોપમાં કેળવણીની નવી પદ્ધતિ શોધનાર તો **પેસ્ટેલોઝી** નામનો વિદ્વાન શિક્ષક હતો. તે સ્વીટ્ઝર્લાંડનો વતની હતો. એમ કહેવાય છે કે તેણે કેળવણી રૂપી ગાડીને સારે રસ્તે ચઢાવી, કારણકે પહેલાં બાળકોને ભણતર કે જ્ઞાન આપવામાં આવતું હતું, પણ

**પેસ્ટેલોઝી**

પેસ્ટેલોઝીએ તો બતાવ્યું કે આ રસ્તો ખોટો છે. બાળક એ કંઈ જડ વસ્તુ જેવું વાસણ નથી કે તેમાં મરજીમાં આવે તેમ આપણે પાણીની માફક જ્ઞાન ભરી દઈએ, પણ તે તો એક ચેતન પ્રાણી છે અને તેનામાં સ્વતઃ ક્રિયા કરી કરવાની શક્તિ છે, તેથી જ્યાં સુધી બાળક જાતે પ્રતિક્રિયા કરી આપેલા જ્ઞાનને પોતાનું કરે નહિ, ત્યાં સુધી તેને કેળવણી મળી એમ કહેવાય નહિ. આ કારણને લીધે પેસ્ટેલોઝીએ કહ્યું કે કેળવણીનો અર્થ શકિતનો **વિકાસ** છે અને તેને માટે તેની તાલીમની જરૂર છે. કોઈપણ શકિતનો વારંવાર ઉપયોગ કરી તેનું કામ કરવાનું બળ વધારવું એ તાલીમનો હેતુ છે. પ્રથમ જુદી જુદી શકિતઓને કસરત આપી તેમને મજબુત બનાવવી. બીજી નવી બાબત પેસ્ટેલોઝીએ એ કહી કે બુદ્ધિનો વિકાસ ઇન્દ્રિયોની તાલીમ વગર થઈ શકતો નથી; કારણકે બાળકને જે સંસ્કાર મળે છે તે બધા ઇન્દ્રિયદ્વારા હોય છે. ફ્રબલ પેસ્ટેલોઝીનો શિષ્ય હતો. તેની પદ્ધતિમાં સુધારો કરી તેણે કિન્ડરગાર્ટન પદ્ધતિ રચી.

કિન્ડર્ એટલે બાળક અને ગાર્ડન એટલે બગીચો, તેથી કિન્ડર્ગાર્ટનને **બાલવાટિકા** કહે છે; કારણકે શાળારૂપી બગીચામાં બાળકને છોડની ઉપમા આપવામાં આવી છે અને શિક્ષકને માળી સાથે સરખાવ્યો છે. જેમ માળી છોડને પોતે ઉગાડી શકતો નથી, પણ તેના વિકાસ માટે હવા, અજવાળું, પાણી, ખાતર વગેરેની અનુકૂળતા કરી આપે છે અને તેની ચેતન શક્તિના વિકાસ માટે મદદ કરે છે, તેમ શિક્ષક બાળકને ખરી રીતે જ્ઞાન આપી શકતો નથી; પણ જ્ઞાન સંપાદન કરવા માટે તે યોગ્ય સંજોગો અને સાધન મેળવી આપે છે. તેનો સ્વતઃ ઉપયોગ કરી બાળક તેની શક્તિનો વિકાસ કરે છે, એટલે શિક્ષકે તો ફક્ત ભોમીઆનુંજ કામ કરવાનુંજ હોય છે. કેટલાક શિક્ષકો કિન્ડર્ગાર્ટનને ગણિત કે ઇતિહાસ જેવો એક વિષય ગણે છે, પણ ખરી રીતે તો રમતગમત અને આનંદ દ્વારા થતી ક્રિયાવડે બાળકની શક્તિનો વિકાસ થાય તેવી તે કેળવણીની પદ્ધતિ છે. બાળકની શક્તિનો વિકાસ એ તેનો પ્રધાન હેતુ છે. જ્ઞાન કે માહિતી આપવી એ તેમાં ઘણીજ ગૌણ બાબત છે. તેની અવલોકન, કલ્પના તથા વિચારશક્તિ કેળવી તેનું હસ્તકૌશલ્ય ખીલવવું એ તેનો મુખ્ય ઉદ્દેશ છે. વળી તેની જિજ્ઞાસા ઉત્તેજિત કરી તે જાતે કેળવણી લે એ બાબત ઉપર ખાસ ભાર મૂકવામાં આવે છે. આ હેતુ ફળીભૂત થાય તે માટે શિક્ષકે બાળકની પ્રેરણા, લાગણી, ઇચ્છા વગેરે વૃત્તિનું અવલોકન કરવાની જરૂર છે, કારણકે તેની કુદરતી ઇચ્છા સંતોષવાને માટે બક્ષીસો અને ઉદ્યોગોની યોજના કરવામાં આવી છે. બક્ષીસો અને ઉદ્યોગો મુજબ કામ કરવું એ ખરો હેતુ નથી. તે તો બાળકની કુદરતી શકિતના વિકાસ માટેનાં સાધન છે. જે કાંઈ તે જુએ તે વસ્તુ હાથમાં લઈ સ્પર્શ કરવાની અને આમતેમ ફેરવવાની કુદરતી ઇચ્છા થાય છે. વળી તેને હાથ વડે કામ કરવાનું ગમે છે. તેનામાં જે ક્રિયાત્મક અને ઉત્પાદક શકિત છે

**કિન્ડર્ગાર્ટનનો અર્થ**

તેના વિકાસ અર્થે જુદા જુદા ઉદ્યોગો છે તે મુદ્દો ખાસ ધ્યાનમાં રાખવો જોઈએ.

ગાર્લિક નામના વિદ્વાનના અભિપ્રાય મુજબ કિન્ડર્ગાર્ટનપદ્ધતિ બાળકના મૂળ સ્વભાવને અનુસરી રચવામાં આવી છે. કિન્ડર્ગાર્ટનની પદ્ધતિ નીચે જણાવેલા બાળમાનસશાસ્ત્રના સિદ્ધાંતને આધારે યોજવામાં આવી છે. (૧) બાળકમાં સ્વાભાવિક ચપળતા હોય છે એ હરકોઈ જાણે છે. તે ચપળતાવડે તેની ઇન્દ્રિયોને કુદરતી રીતે તાલીમ મળે છે. તેનામાં જે કુદરતી ચપળતા અને સર્જનશક્તિ હોય છે, તેનો ઉપયોગ જુદા જુદા આકાર બનાવવામાં તથા ક્રિયા કરવામાં તે કરે છે. (૨) પદાર્થો હાથમાં લઈ તપાસવાની અને જુદી જુદી જાતની ક્રિયા કરવાની તેનામાં સહજ વૃત્તિ જોવામાં આવે છે. કિન્ડર્ગાર્ટનના જે જુદા જુદા ઉદ્યોગો છે, તેમાં તેની આ વૃત્તિનો ઉપયોગ કરવામાં આવે છે. વસ્તુ હાથમાં લેવાથી તેની સ્પર્શેન્દ્રિય તથા સ્નાયુની લાગણી કેળવાય છે અને તેથી પદાર્થના આકારની છાપ તેના મન ઉપર સચોટ પડે છે. (૩) તેનામાં નકલ કરવાની પ્રબળ પ્રેરણા હોય છે. બાળક જન્મે છે ત્યારથી જે કંઈ તે શીખે છે તે નકલની પ્રબળ પ્રેરણાને લીધેજ છે. તેનું બોલવું, ફરવું, બેસવું, ખાવું, પોશાક પહેરવો, તેની રીતભાત વગેરે પ્રવૃત્તિઓ કેવળ નકલનુંજ પરિણામ છે. વળી તેની રમતગમતમાં તેમજ બીજી ક્રિયામાં આ વૃત્તિ સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. (૪) તે લાંબો વખત કામ કરી શકતું નથી. શારીરિક ચપળતાની સાથે તેનામાં માનસિક ચપળતા હોય છે; તેથી તેનું ચિત્ત વારંવાર એક પદાર્થ ઉપરથી બીજા પદાર્થ ઉપર ચોંટે છે. આ કારણને લીધે તેના જુદા જુદા કામના પાઠ ટૂંકા રાખવામાં આવે છે. (૫) તેને આકાર કરતાં રંગ વધારે ગમે છે. સાદી આકૃતિ કરતાં તે રંગીન હોય છે તો તેનું મન તે જોવા તરફ સહજ ખેંચાય છે. વળી સ્થાવર કરતાં જંગમ પદાર્થ તરફ તેનું ધ્યાન વધારે આકર્ષાય

**માનસશાસ્ત્ર અને કિન્ડર્ગાર્ટન**

છે. (૬) તેની કલ્પનાશકિત પ્રબળ હોય છે. તેની જુદી જુ રમતોમાં તેનો પ્રભાવ જણાઈ આવે છે. વળી તેની તરંગશકિ પ્રખર હોવાને લીધે તે સ્વપ્ન કે અદ્ભુત સૃષ્ટિમાં વિહાર કરે (૭) તેની વિચાર કે નીતિની શકિત હલકા પ્રકારની હોય છે. તે લાં વખત વિચાર કરી શકતું નથી. તેમજ તેને બીજાની વસ્તુ ન લેવા તેનું ભાન હોતું નથી. (૮) તેનામાં શબ્દ યાદ રાખવાની સાર શકિત હોય છે અને તેથી કરીને તે બચપણમાં ભાષા ઉપર કા મેળવે છે. (૯) તેનામાં પદાર્થના ગુણના ઝીણાઝીણા ભેદ પારખવા ઓછી શકિત હોય છે, તેથી પદાર્થના મોટા તફાવત પર તેમનું લ ખેંચવું જોઈએ. (૧૦) વળી બાળકમાં ભાવગ્રહણ તથા તર્ક કરવા શકિત ઓછી હોય છે. ઉપર જણાવ્યા મુજબ તેનો સ્વભાવ હોવા કિનાડર્ગાર્ટન પદ્ધતિની ક્રિયા તેને આધારે રચવામાં આવી છે.

**ફાયદા**

કિન્ડર્ગાર્ટનથી બાળકનું શરીર સુધરે છે. ગાવામાં, નાચવા અને રમત તેમજ તાલબંધ ગતિ દ્વારા તેના શરીરના અવયવો કસરત મળે છે. તેની કુદરતી ચપળતા અને જિજ્ઞાસાનો ઉપર જણ વ્યા મુજબ જુદી જુદી પ્રવૃત્તિમાં ઉપયો કરવામાં આવે છે. આંખ, કાન, હાથ, પ વગેરે બીજા અવયવોને તાલીમ મળવાથી તેનું મગજ પણ સુધ છે. વળી કુદરતી પ્રેરણાને આધારે તેનામાં વ્યવસ્થા, સુઘડતા, સમ ભાવ, સત્ય અને સૌંદર્ય ઉપર પ્રેમ અને આજ્ઞાધીનતા જેવા ગુ ખીલે છે. આ ઉપરાંત અવલોકન, કલ્પના અને તર્ક જેવી બુદ્ધિ બીજરૂપ શકિતઓ કેળવી તેને સારી ટેવો પાડવામાં આવે છે. ગણિ ભૂગોળ, ભૂમિતિ, પદાર્થપાઠ, ઇતિહાસ, ડ્રોઈંગ વગેરે વિષયોનો પા આ પદ્ધતિથી નાખવામાં આવે છે.

કિન્ડર્ગાર્ટનના આધાર રૂપ બાળસ્વભાવના લક્ષણોનું ઉપ અવલોકન કરવામાં આવ્યું છે તે ઉપરાંત તેની કેળવણીના મૂળભૂ વિચારો નીચે મુજબ છે:—

**મૂળભૂત વિચારો**

(૧) **એકતા**—કુદરતમાં સર્વત્ર એકતા છે. કુદરત અને મનુષ્યની એકતાનું કારણ સર્વશક્તિમાન પ્રભુ છે; તેથી એ નિયમને તેઓ આધીન છે. બાળકેળવણીની યોજના કુદરતના નિયમને અનુસરી હોવી જોઈએ. બાળકને કુદરતના સહવાસમાં ઉછેરવું જોઈએ. (૨) તેનો બીજો તાત્ત્વિક વિચાર એ છે કે કુદરતમાં સતત પ્રગતિ થયાં જાય છે. તેમાં પદાર્થ અને પ્રાણીનો ઉત્તરોત્તર વિકાસ થતો જોવામાં આવે છે. તેમને સાંધનાર સાંકળના અંકોડા એક બીજા સાથે જોડાએલા હોય છે. આ કારણને લીધે બચપણ, બાળપણ, કુમાર અવસ્થા તેમજ યુવાવસ્થાની કેળવણીની યોજના સંબંધપૂર્વક ઘડવી જોઈએ. (૩) ત્રીજી બાબત બાળકની સ્વતઃ પ્રવૃત્તિ છે. તેનામાં આંતર પ્રેરણાને અનુસરી ક્રિયા કરવાની જે વૃત્તિ જોવામાં આવે છે તે કુદરતી છે. તે જે કંઈ પ્રવૃત્તિ કરે છે તે તેના આંતર વેગને અનુસરી હોય છે. તેનામાં શારીરિક અને માનસિક વિશેષ ચપળતા છે. (૫) તેના આંતરવિકાસ માટે તેને જે નિયમન કે વ્યવસ્થાને તાબે થવું પડે છે તે તેના હૃદયની વિશુદ્ધિ માટે છે. તેને લીધે તેને વાસ્તવિક શિસ્ત અને સ્વાતંત્રતાની સમજણ પડે છે. (૬) બાળકનામાં કુદરતી ચપળતા છે, તેથી નાનપણથી તેની ઇન્દ્રિયોને તાલીમ આપવી જોઈએ. (૭) દરેક બાળકમાં વ્યક્તિત્વ છે. શિક્ષકે તેને માન આપી શિક્ષણ આપવું જોઈએ. (૮) બાળકેળવણી માટે સ્ત્રી શિક્ષકની જરૂર છે; કારણકે તેનામાં મૃદુતા, સહૃદયતા, સ્નેહ, બાળક ઉપરનો પ્રેમ તથા સહજ જ્ઞાનની વૃત્તિ જોવામાં આવે છે. યોગ્ય તાલીમ આપી બાળકો કેળવવાનું કામ તેમને સોંપવું જોઈએ. (૯) આનંદ અને રસ દ્વારા બાળકો પાસે કામ કરાવવું જોઈએ. તેની ક્રિયાશક્તિનો યોગ્ય ઉપયોગ કરવાથી તેની પ્રેરણા સંતુષ્ટ થાય છે અને તેથી તેને આનંદ મળે છે. બાળકનું શાળાજીવન આનંદમય બને એ બાબત બાળકેળવણીના શિક્ષકે ખાસ યાદ રાખવાની છે.

બાળવર્ગમાં કેવી જાતનું કામ કરવું જોઈએ તે હવે જોઈએ. પ્રથમ બાળકો સાથે વાતચીત કરવી જોઈએ. તે બાબત સામાન્ય જ્ઞાન, સ્વચ્છતા અથવા આરોગ્ય સંબંધી હોય છે. વાર્તા, કુદરતનું સ્વતંત્ર અવલોકન અને તે સંબંધી વાતચીત, હસ્તકામ, લેખન, ખેલ, ડ્રિલ, આરામ, ડ્રોઈંગ, માટીના આકાર, બોલવા સંબંધી પાઠ, વાચનની રમત, શબ્દ બનાવવા, શબ્દ લેખન, સંખ્યાજ્ઞાન, સ્વતંત્ર રમત, અને સૃષ્ટિજ્ઞાન—આ વિષયો ઓછા કે વત્તા પ્રમાણમાં શિશુશિક્ષણમાં હોવા જોઈએ.

---

## મોન્ટેસોરી પદ્ધતિ

યોગ્ય કેળવણીની પદ્ધતિને અભાવે બાળકની સ્વભાવિક શક્તિનો ઘણો દુરુપયોગ થાય છે એવી ફરિયાદ વિદ્વાનો કરે છે.

**જુની શિક્ષણ પદ્ધતિ**

શાળામાં બાળક જે દયાજનક સ્થિતિમાં તેનો વખત ગાળે છે, તે ફક્ત ઢંગધડા વગરની શિક્ષણની પદ્ધતિને લીધે છે. વળી વ્યવસ્થા, નિયમન અને નિયમિતપણાની જે ભાવના પરાપૂર્વથી ચાલતી આવે છે, તેથી શાળામાં બાળકનો ઘણો વખત નકામો જાય છે. તેમાંના થોડાનેજ ઉપયોગી અને સારી કેળવણી મળે છે. પાઠ ચાલતો હોય ત્યારે ત્રીસ કે પાંત્રીસ વિદ્યાર્થીના વર્ગમાં જેનો વારો આવે છે તેને શિક્ષણ આપવામાં આવે છે, બાકીના વખતમાં તે શાંત રીતે સાંભળ્યા કરે છે. હાલની કેળવણીની વ્યવસ્થામાં બધાં બાળકોને એક સરખું શિક્ષણ આપવામાં આવે છે. મંદ અને હોશિયાર બાળકોને સાથે સાથે કામ કરવાનું હોવાથી, બુદ્ધિશાળી બાળકો આગળ વધી શકતાં નથી. વળી એકજ વર્ગમાં જુદી જુદી શક્તિવાળાં બાળકો હોવાથી તેમનું વ્યક્તિત્વ ખીલતું નથી. હાલના શિક્ષણની બીજી ખામી એ છે કે છોકરાં શાંત હાલ્યા ચાલ્યા વગર બેસી રહે, તો તેને સારી વ્યવસ્થા ગણવામાં આવે છે.

**તેનો ઇતિહાસ** કેળવણીના આવા દોષનો ઉપાય ઇટલિની વિદુષી બાઈ મેરીઆ **મોન્ટેસોરીએ** શોધી કાઢ્યો છે. રોમના વિશ્વવિદ્યાલયમાં ઘણા વરસ સુધી તેણે માંદા અને ખોડવાળાં માણસની મનની સ્થિતિનું અવલોકન કર્યું હતું. ગાંડાની ઇસ્પિતાલમાં ઇન્દ્રિયોની અને મગજની ખામીવાળાં જે મૂઢ બાળકોને રાખવામાં આવતાં હતાં તેનો સારો અનુભવ તેને થયો. તેની પહેલાં ફ્રાન્સના ઇટર્ડ અને સેગુઇન ડાકટરોએ ખામીવાળાં બાળકોને કેળવવાની જે પદ્ધતિ શોધી કાઢી હતી તથા તેમને કેળવવાનાં જે સાધનો તેમણે યોજેલાં હતાં, તેનો તેણે બારીક અભ્યાસ કર્યો. તે ઉપરથી મોન્ટેસોરીએ કમઅક્કલવાળાં અને કમનસીબ ખોડવાળાં બાળકો કેળવવાનાં સાહિત્ય યોજી કાઢી તેમને શીખવવા માંડયું. તેનું પરિણામ એવું સરસ આવ્યું કે ખામીવાળાં બાળકો પ્રાથમિક શાળાની પરીક્ષા પાસ કરી શક્યાં. હવે મોન્ટેસોરીને એવી ખાતરી થઈ કે જે પદ્ધતિ ખામીવાળાં બાળકોને કેળવવામાં કાર્યસાધક નીવડી, તે સાધારણ બાળકોને પણ અનુકૂળ થવી જોઈએ. ત્યારબાદ નીરોગી તંદુરસ્ત બાળકોને આ પદ્ધતિથી કેળવવામાં આવ્યાં. સને ૧૯૦૭માં પહેલવહેલું આવું બાલમંદિર રોમમાં ખોલવામાં આવ્યું હતું.

તે પોતે ડાક્તર હોવાથી બાળકના મગજની વૃદ્ધિ તપાસવાનો તેને શોખ હતો. ખોડવાળાં અને કમઅક્કલનાં બાળકોને કેળવતાં તેણે બાળમનનાં વલણ અને તેની સ્વાભાવિક ક્રિયાના નિયમો શોધી કાઢ્યા છે. પહેલો નિયમ એ છે કે દરેક બાળકનું વ્યક્તિત્વ જુદું છે. તેનું વ્યક્તિત્વ બીજા બાળકથી જુદું છે એટલું જ નહિ, પણ તે નિર્જીવ વસ્તુની માફક જડ નથી. જેમ તે મોટું થાય છે તેમ તેની શક્તિનો વિકાસ વધતો જાય છે. આ ઉપરથી તેનો મુખ્ય સિદ્ધાંત એ છે કે કોઈ પણ માણસ અન્ય મનુષ્યોથી કેળવાતો નથી. તેણે જાતે પોતાને કેળવણી આપવી જોઈએ, નહિ તો તે કદી કેળવાતો નથી.

**સિદ્ધાંત** બાળકના વ્યક્તિત્વના યોગ્ય વિકાસ માટે તેને બને તેટલી **સ્વતંત્રતા** આપવી જોઈએ. કોઈપણ વ્યક્તિનો સ્વતંત્રતા વગર આત્મવિકાસ થતો નથી, તેથી જેને પોતાની કેળવણી માટે સ્વતંત્રતા મળતી નથી, તેના વ્યક્તિત્વનો વિકાસ થતો નથી, એટલે તે યંત્રની માફક કામ કરે છે. વ્યક્તિત્વનો ખરો અર્થ સ્વતંત્રતા છે, કારણકે તેને લીધે અમુક કામ કરવું કે ન કરવું તેની પસંદગી તેના હાથમાં હોય છે. જ્યાંસુધી બાળકનામાં સ્વતઃજિજ્ઞાસા ઉત્પન્ન થાય નહિ, ત્યાં સુધી તેને કોઈપણ બાબત સારી રીતે શીખવી શકાતી નથી. બાળકના વ્યક્તિત્વનો વિકાસ થવો જોઈએ અને તેણે જાતેજ પોતાને કેળવવું જોઈએ. આ હેતુ બર લાવવા માટે શિક્ષણના સાહિત્યની વ્યવસ્થા તેના સ્વભાવને અનુકૂળ હોવી જોઈએ કે જેથી તેને પોતાને તાલીમ આપવામાં તે ઘણો આતુર રહે અને તેમાં તેને સારો રસ પડે. સાધારણ રીતે જે બાબત આપણને પસંદ પડે તે આપણે બાળકને શીખવીએ છીએ. આપણી રીત પ્રમાણે તેને કેળવવામાં આવે છે; પણ તે વિષય બાળકના આંતર વિકાસને અનુકૂળ છે કે કેમ તેનો આપણે વિચાર કરતા નથી. **બાળક** એ નાનો **મનુષ્ય** નથી; પણ તે **બાળક**જ છે, એટલે તેની અવસ્થા મુજબ તેના વિચાર, લાગણી આવેગ, કલ્પના વગેરે મનોભાવ હોય છે. જ્યારે તેના માનસને અનુકૂળ શિક્ષણ મળે છે, ત્યારે તેની આંતર પ્રેરણા સંતુષ્ટ થાય છે અને તેથી તેનો વિકાસ થાય છે. અત્યાર સુધી મોટી ઉંમરના માણસોએ પોતાની મરજી માફક બાળક પાસે કામ કરાવ્યું છે. ખરી રીતે તો બાળકના માનસને અનુકૂળ આવે તેવી શિક્ષણની યોજના ઘડવી જોઈએ. તેની ઇચ્છા કે આંતર લાગણી મુજબ તેને કામ કરવાની છૂટ આપવાથી તેનો આંતર વિકાસ સધાય છે. શિક્ષકે કે માબાપે હુકમ કરી કે ધમકી આપી તેની પાસે કામ કરાવવું નહિ. શિક્ષકની આપખુદ સત્તાને લીધે તેનો વિકાસ રૂંધાઈ જાય છે. તેની આંતર પ્રેરણાઓ દબાઈ

જવાથી આગળ ઉપર તેના માનસ ઉપર ભારે અનિષ્ટ અસર થાય છે. વાસ્તવિક રીતે તો શિક્ષકે તેની પરિસ્થિતિ ઉપર કાબુ રાખવો જોઈએ અને પછી સ્વતંત્ર રીતે કામ કરવા દેવું જોઈએ. તેના મન ઉપર દબાણ કરવાને બદલે તેની આસપાસના સંજોગોમાં યોગ્ય ફેરફાર કરવાથી તેનો આત્મવિકાસ સારી રીતે સધાય છે. બાળકની ઉંમર અને તેના સ્વભાવને અનુકૂળ પડે તેવાં સાધનોની યોજના ઘડવી જોઈએ. બાળકના વ્યક્તિત્વને માન આપી તેને સ્વયંશિક્ષણ મળે એવી શિક્ષણની યોજના કરવામાં આવે, તો તેનો શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ સારો થાય છે. મોન્ટેસોરી પદ્ધતિનો આ મુખ્ય સિદ્ધાંત છે અને તેથી બાળકનું વાતાવરણ ઘણી કાળજી પૂર્વક તૈયાર કરેલું હોય છે. શિક્ષાના ભય અને ઇનામની લાલચ વગર તે સ્વતઃ જ્ઞાન મેળવ્યા કરે એવું સ્વતંત્ર પરિસ્થિતિવાળું ત્યાંનું વાતાવરણ હોય છે. આવી સ્થિતિમાં બાળક આંતર સ્ફૂર્તિથી શીખે તે આ પદ્ધતિનું ખાસ લક્ષણ છે.

માનસશાસ્ત્રની દૃષ્ટિએ જોતાં મોન્ટેસોરી પદ્ધતિનું ખરું રહસ્ય બાળકની **સ્વતંત્રતા** છે. કેળવણીના ક્ષેત્રમાં પહેલીજ વાર બાળકની તાલીમ માટે સ્વતંત્રતાને ખાસ સાધન તરીકે ગણવાનો ઉપયોગી વિચાર તેણે ભાર મૂકીને જણાવ્યો છે. બાળક જે કંઈ શીખે છે તે આંતર ઉલ્લાસ સિવાય શીખી શકતું નથી. જ્યાંસુધી તેની જિજ્ઞાસા સતેજ થાય નહિ; ત્યાં સુધી તેને કેળવવાની મહેનત નકામી જાય છે. આ કારણને લીધે તેની સ્વતઃ વૃત્તિ કે સ્વયંસ્ફુરણા જાગૃત હોવી જોઈએ. એટલે તેને સ્વતંત્ર રીતે કામ કરવાની છુટ મળવી જોઈએ. માતાપિતા તથા શિક્ષકના તરંગને તાબે થવાથી તેનું ખરું જીવન પ્રકટ થતું નથી. આપખુદ સત્તાને લીધે તે પુતળાની માફક યંત્રવત્ કામ કરે છે. જો હુકમની સત્તાને કે બાહ્ય દબાણને લીધે તેની આંતર વૃત્તિને સંતોષવાનો તેને કંઈ અવકાશ મળતો નથી, તો તેનો વિકાસ અટકી જાય છે. સ્વતંત્રતા એ સ્વચ્છંદ

આચાર છે એમ સમજવું નહિ. તેની આસપાસના સંજોગો એવી રીતે ગોઠવવામાં આવે છે કે તે ખરી વસ્તુનેજ પસંદ કરે છે અને યોગ્ય કામ કરે છે, તેથી તેનામાં આત્મશાસનનો ગુણ ખીલે છે. તેના શારીરિક, માનસિક અને નૈતિક વિકાસ માટે સ્વતંત્ર રીતે તેને કામ કરવા દેવામાં આવે છે; પણ જનમંડળને હાનિકારક તેનાં વલણ દાબી દેવામાં આવે છે. મોન્ટેસોરી નાના બાળકની શાળાને **બાળમંદિર** કહે છે. તેમાં સાધારણ શાળાની માફક વખતપત્રક હોતું નથી. તેમજ તેમાં શિક્ષાનો ભય તથા ઇનામની લાલચ જોવામાં આવતી નથી. રમતથી કે કામ કરવાથી બાળકને થાક લાગે ત્યાંસુધી તે ક્રિયા કર્યે જાય છે. શિક્ષક તેની ક્રિયાનું અવલોકન કરે છે. બનતાં સુધી તેના કામમાં ડખલગીરી કરવામાં આવતી નથી, પણ જરૂર પડે તેને સૂચન કરવામાં આવે છે. તે બાળકની પરાધીનતા મટાડી સ્વતંત્રતાને માર્ગે મૂકે છે. મુખ્યત્વે તેનું કામ અવલોકન કરવાનું છે અને જ્યાં જરૂર પડે છે ત્યાં તે યોગ્ય સૂચન દ્વારા મદદ આપે છે.

નાના બાળકની તંતુરચના કેળવાએલી નહિ હોવાથી તેની દરેક ક્રિયા અચોક્કસ અને નિર્હેતુક થાય છે. જેમ તેને અનુભવ થતો જાય છે. તેમ તેની તંતુરચના વ્યવસ્થિત થાય છે અને તેનું કામ ચોક્કસ બને છે. મોન્ટેસોરીનો એવો નિશ્ચય છે કે હાથની

**તંતુરચના** અને **બુદ્ધિશક્તિ**

કેળવણી અને તંતુરચનાને ગાઢ સંબંધ છે, તેથી જો તેને હાથની સારી તાલીમ મળેલી હોય છે, તો તેનું મગજ સારૂં કામ કરી શકે છે. આ કારણને લીધે બાળકના હાથના સ્નાયુ કેળવવાની જરૂર છે. નિર્બળ મગજવાળું બાળક વસ્તુ બરાબર ઝાલી શકતું નથી તેમજ તે નકામી હીલચાલ કરે છે. હાથ ઉપરના કાબુની ખામી તેની તંતુરચનાને લીધે છે. જે બાળકના સ્નાયુ જલદીથી કામ કરે છે તેનો બુદ્ધિવિકાસ વિશેષ જોવામાં આવે છે. આવી રીતે હાથની કેળવણી અને બુદ્ધિશકિતનો સંબંધ છે. જંગલી મનુષ્યના પગનું બળ

વિશેષ હોય છે, પણ સુધારેલા મનુષ્યની હાથની શક્તિનો વધારે વિકાસ થયેલો હોય છે. એક વિદ્વાનનું એવું માનવું છે કે મનના આરોગ્ય માટે સ્નાયુને મજબુત કરવાની જરૂર છે. સ્નાયુની તાલીમથી બાળકોના માનસિક ગુણોમાં તફાવત ઉત્પન્ન થાય છે. સ્નાયુ ઉપરનો કાબુ, શરીરનું સમતોલપણું, ચપળતા, વ્યવસ્થા અને નિયમનની તાલીમ આપવી એ બાળમંદિરમાં કસરત કરવાનો ઉદ્દેશ છે. મોન્ટેસોરી શાળામાં સ્નાયુની તાલીમથી શરીરનું સમતોલપણું, બુદ્ધિનો વિકાસ અને કર્તવ્યની જવાબદારીના ગુણો ખીલવવામાં આવે છે. તેને માટે બાળકને ચાર જાતની કેળવણી આપવામાં આવે છે. (૧) ક્રિયાત્મક કેળવણી, (૨) ઇન્દ્રિયોની કેળવણી, (૩) ભાષાજ્ઞાન (વાંચવું. લખવું અને ગણિત) અને (૪) ચિત્રકામ તથા સંગીત.

શાળાની પરિસ્થિતિ તથા સાહિત્યની વ્યવસ્થા અને તેની સંભાળથી બાળકને ક્રિયાત્મક તાલીમ મળે છે, પણ ભાષાનું જ્ઞાન અને ઇન્દ્રિયોની કેળવણી તો મોન્ટેસોરીએ જે સાહિત્યો તૈયાર કર્યાં છે તેનાથી મળે છે. બાળમંદિરનાં સાહિત્યો પ્રબોધક તથા સ્વયંસુધારક હોય છે: એટલે તેનાથી બાળક પોતે પોતાની ભૂલ સુધારી શકે છે. જો બાળક એક દટ્ટાને તેના ખાનામાં ગોઠવી શકતું નથી, તો તે બધા દટ્ટાને બરાબર મૂકી શકતું નથી. આને લીધે તેને આત્મશિક્ષણ લેવામાં ઘણી મદદ મળે છે. આ પદ્ધતિમાં ઇન્દ્રિયોની કેળવણી પર વિશેષ ભાર મૂકવામાં આવે છે. તેનો ઝોક ઇન્દ્રિયોની તાલીમ પર છે. બુદ્ધિના વિકાસનો આધાર ઇન્દ્રિયોની કેળવણી ઉપર રહે છે, તેથી તેમાં પાંચ સાધારણ જ્ઞાનેન્દ્રિયની તાલીમ ઉપરાંત સ્નાયુની લાગણીનો વિશેષ વિકાસ કરવામાં આવે છે. આવાં સાહિત્યોથી તેની ઇન્દ્રિયોને યોગ્ય તાલીમ મળે છે. ત્રણ નક્કર ચોકઠાના કાંણામાં જુદા જુદા પરિમાણ અને ઉંચાઈના દસ શંકુ આકારના દટ્ટા મૂકવાથી બાળકની આંખ કેળવાય છે અને તેને પદાર્થના કદ કે પરિમાણનો ખ્યાલ આવે છે. બીજું સાધન દસ ભેળસેળ

**અહેવાલ**

કરેલા ચોરસ હોય છે. બાળક તેમને અમુક ક્રમમાં ગોઠવી લાંબી સીડી બનાવે છે. આ ઉપરથી તેને પદાર્થની જાડાઈની સમજણ પડે છે. મિનારો બનાવવાથી સમગ્ર કદનો ખ્યાલ આવે છે. લાકડીઓને લીધે તે લંબાઈ, સંખ્યા અને દશાંશ શું છે તે જાણે છે. તેમાં જુદી જુદી જાતના લાકડાના આકાર વડે તેને પદાર્થના આકારનો ખ્યાલ આવે છે. તે આકારની આસપાસ આંગળી ફેરવી તેને તે ઓળખી શકે છે અને તેને યોગ્ય જગ્યાએ ગોઠવે છે. આવી રીતે પદાર્થના આકાર, પરિણામ તથા તેના કદને લગતાં સાહિત્યનો ઉપયોગ કરવા તેનું ધ્યાન દોરવામાં આવે છે. આંગળીઓની ક્રિયા કેવી રીતે કરવી તેને માટે તેને તાલીમ આપવામાં આવે છે. શરીર અને ઇચ્છાશક્તિ ઉપર તે સારો કાબુ મેળવે તે માટે જુદાં જુદાં મનોયત્ન કરાવવામાં આવે છે. વળી સ્પર્શની લાગણી ખીલવવા ખાસ ધ્યાન આપવામાં આવે છે. અવાજના જુદા જુદા ભેદથી તેના કાન કેળવવામાં આવે છે. આંખ, કાન અને સ્પર્શની લાગણી કેળવવા માટે જુદી જુદી રમતો રમાડવામાં આવે છે. આંખની તાલીમ માટે જુદા જુદા રંગના ભેદ શોધવાનું શીખવવામાં આવે છે. જુદી જુદી જાતના રંગ અને તેના ઝીણા તફાવતનો ખ્યાલ બાળક રંગીન ચકતીઓ ક્રમવાર ગોઠવીને મેળવે છે. ઇન્દ્રિયોની તાલીમ સંબંધી મોન્ટેસોરીનો એક સિદ્ધાંત એ છે કે દરેક ઇન્દ્રિયને કેળવતી વખતે બનતાં સુધી તેની ક્રિયા અલગ રાખવી જોઈએ. લખાણ કામમાં સ્પર્શશક્તિનો સારો ઉપયોગ કરવામાં આવે છે. જ્યારે બાળક રેતીઆ કે ભાભણવાળા અક્ષર ઉપર આંગળી ફેરવે છે, ત્યારે તેની આંખે પાટો બાંધવામાં આવે છે. અત્યાર સુધીની કેળવણીની પદ્ધતિમાં આંખ અને કાન ઉપર લક્ષ આપવામાં આવ્યું હતું, પણ સ્પર્શથી એટલે હાથથી બાળક જુએ છે એ સત્યનો વહેવારૂ ઉપયોગ થયો નથી. ખાસ યોજેલાં સાહિત્યના ઉપયોગથી બાળક તેની ભૂલ જાતે સુધારી શકે છે. જો ફરતાં ફરતાં ખુરસી ઉંધી વળી જાય છે, તો તેના અવાજથી તે તરત જાણે છે કે તેણે

ભૂલ કરી છે અને બીજાં બાળકોને ખલેલ પહોંચે છે; તેથી તે ભવિષ્યમાં તેવી ભૂલ થાય નહિ તેની સંભાળ લે છે. આવી રીતે તે આત્મસંયમ શીખે છે. ટુંકામાં મોન્ટેસોરી પદ્ધતિમાં ચાર બાબત ધ્યાનમાં રાખવા જેવી છે. (૧) સ્વતંત્રતા–સ્વયંસ્ફૂર્તિ; એટલે વ્યક્તિગત શિક્ષણ, (૨) ઇન્દ્રિયોની તાલીમ. તેના ઉપર ખાસ ધ્યાન આપવામાં આવે છે. (૩) સ્નાયુની કેળવણી અને (૪) સામાજિક કેળવણી. ચાલતી સામાજિક પ્રવૃત્તિઓદ્વારા તેવી તાલીમ આપવામાં આવે છે.

ફ્રૉબલની પદ્ધતિ તેના તત્ત્વજ્ઞાન ઉપર રચાએલી છે; પણ મોન્ટેસોરી પદ્ધતિ વૈજ્ઞાનિક છે, તેથી તે જીવન અને જગતની વાસ્તવિકતાને વધારે મહત્ત્વ આપે છે. તે બાળક અને તેની ગૂઢ શક્તિ ઉપર આધાર રાખે છે. કિન્ડર્ગાર્ટન તેમજ મોન્ટેસોરી પદ્ધતિમાં બાળકની કુદરતી ચપળતાનો સ્વીકાર કરવામાં આવ્યો છે અને તેથી ઇન્દ્રિયોની કેળવણી તેમની પદ્ધતિમાં જોવામાં આવે છે. તેના ઉપર મોન્ટેસોરી ખૂબ ભાર મૂકે છે, એટલે તે યોજના વધારે શાસ્ત્રીય અને વિશાળ છે. તેમાં સ્પર્શેન્દ્રિય અને સ્નાયુશક્તિના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. મોન્ટેસોરી સાધનો બાળકના ક્રમિક મનોવિકાસ માટે વધારે અનુકૂળ છે. મોન્ટેસોરીમાં બાળક સ્વતંત્ર રીતે કામ કરે છે. ફ્રૉબલ શિક્ષકના નિયમનમાંથી બાળકને મુક્ત કરી શક્યો નથી. શિક્ષકના શીખવ્યાથી બાળક શીખે છે એ

**બંને પદ્ધતિનો મુકાબલો**

એ માન્યતા તેનામાં સાધારણ રીતે જોવામાં આવે છે; પણ મોન્ટેસોરી બાળમંદિરમાં બાળક પોતાની મેળેજ શીખે છે. તેને બીજું કોઈ શીખવી શકતું નથી એ તેનો સિદ્ધાંત છે. કિન્ડર્ગાર્ટનમાં બાળકને સમૂહશિક્ષણ મળે છે, તેથી તેમાં વર્ગ, વખતપત્રક વગેરે યોજના હોય છે. તે શિક્ષણના હુકમને અનુસરી જુદી જુદી ક્રિયા કરે છે, તેથી તેમાં વ્યક્તિવિકાસ ઓછો થાય છે; કારણકે તેમાં શિક્ષક

અગ્રસ્થાન ભોગવે છે અને તે બાળકોને કામ કરવાની સૂચના આપે છે, એટલે તે પ્રમાણે તેઓ જુદી જુદી પ્રવૃત્તિઓ આદરે છે. કિન્ડરગાર્ટનમાં શિક્ષકનું કામ રસ ઉપજાવવાનું અને તેમની પાસે સહાનુભૂતિ દ્વારા કામ કરવાનું છે. મોન્ટેસોરી પદ્ધતિમાં શિક્ષકે શીખવવું, હુકમ આપવા, વારંવાર વર્ગમાં બોલ્યા કરવું એમાંનું કંઈ હોતુ નથી. બાળકો પોતાની મેળે શિક્ષણનાં સાહિત્યનો મરજી માફક ઉપયોગ કરે છે. તે વખતે શિક્ષક તેની ક્રિયાનું અવલોકન કરે છે અને જરૂર પડેજ સૂચના આપે છે. જો કોઈ બાળક સાધનનો ઉપયોગ ન કરી શકતું હોય, તો તે પ્રસંગે શિક્ષક તેને તેમાં મદદ કરે છે. તેને અમુક કામ કરવાની ફરજ પાડવામાં આવતી નથી. તે સ્વયંશિક્ષણ લેતું જાય છે અને તેને લીધે તેના વ્યક્તિત્વનો વિકાસ સધાય છે. કિન્ડરગાર્ટન પદ્ધતિમાં ઘણી વખત તો બાળક શિક્ષકની ક્રિયાની કેવળ નકલ કરે છે, પણ તેથી ઉલટું મોન્ટેસોરી શાળામાં છે. દરેક બાળક તેની ઇચ્છા મુજબ સાધનનો ઉપયોગ કરે છે અને તે પોતાના અનુભવથી જ્ઞાન મેળવે છે. શિક્ષક ફક્ત નિયામક તરીકે હોય છે. તે બાળશિક્ષણમાં વારંવાર હુકમ કરી ડખલગીરી કરતો નથી, તેથી તેનામાં આત્મશ્રદ્ધા અને આત્મબળના ગુણો ખીલે છે. મુશ્કેલીભર્યા વિષયમાં હિંમતથી કામ કરવાની તેની વૃત્તિ ઘડાય છે. કિન્ડરગાર્ટન પદ્ધતિમાં ત્રણથી છ વરસનાં બાળકો પરાવલંબી હોવાથી તેમને કામમાં મદદ કરવી પડે છે. વળી કિન્ડરગાર્ટનમાં રમત દ્વારા બાળકને સામાજિક કેળવણી આપવામાં આવે છે, પણ તે રમતો કલ્પિત હોય છે અને તેમાં નિયમનું બંધન વિશેષ હોય છે. મોન્ટેસોરી કલ્પિત રમતો તથા અદ્ભુત વાર્તાનો અનાદર કરે છે. મોન્ટેસોરી શાળામાં બાળક ખરી સામાજિક સેવા બજાવે છે. જમવાનું પીરસવું, ઓરડો વાળવો, ઘર બનાવવાં વગેરે ક્રિયાઓ બાળક કરે છે. બાળકો સ્વતંત્ર રમતો રમે છે. ફ્રૉબેલના કરતાં મોન્ટેસોરીએ લખવા તથા વાંચવા ઉપર બહુ ધ્યાન આપ્યું છે. આ બંને પદ્ધતિ

બાળકના શારીરિક વિકાસ ઉપર પુરતું ધ્યાન આપવામાં આવે છે. બંનેમાં શાળાનું વાતાવરણ આનંદદાયક અને સુખકર હોય છે અને શિક્ષક અને બાળક વચ્ચે મિત્રાચારીનો મીઠો સંબંધ હોય છે. તેઓને એકબીજામાં સારો વિશ્વાસ હોય છે.

---

## યોજના પદ્ધતિ

પ્રાણી માત્રની પ્રવૃત્તિ હેતુપૂર્વક હોય છે. આપણે જે કંઈ કરીએ છીએ તે અમુક હેતુને અનુસરીને હોય છે. આપણા જીવનના

**હેતુ**

સર્વ કાર્યમાં કોઈ હેતુ સ્પષ્ટ કે અસ્પષ્ટ જોવામાં આવે છે. કોઈ પણ કામ એવું નથી કે જે હેતુ વગરનું હોય. આ દૃષ્ટિ મુજબ જોતાં શિક્ષણની ક્રિયા હેતુપૂર્વક યોજવી જોઈએ, કારણકે તેને લીધે મુકરર કરેલી બાબત થોડા વખતમાં સિદ્ધ થાય છે એટલુંજ નહિ, પણ તેથી બાળકને આનંદ મળે છે. કોઈપણ કામ કરતાં પહેલાં આપણા મનમાં તે સંબંધી આંતર ઇચ્છા પ્રગટ થાય છે. જ્યારે તે ઇચ્છા ફળીભૂત થાય છે ત્યારે કુદરતી રીતે આનંદ થાય છે. આપણી જુદી જુદી પ્રવૃત્તિઓનું પૃથક્કરણ કરવામાં આવે, તો તેનો વાસ્તવિક આવેગ આંતર મનમાંથી ઉત્પન્ન થતો જોવામાં આવે છે. જ્યારે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત થાય છે, ત્યારે તેને લીધે સંતોષ કે સુખની લાગણી થાય છે. જો સ્વાભાવિક રીતે આપણી દરેક ક્રિયામાં હેતુ હોય, તો તે બાળશિક્ષણમાં કેમ હોવો જોઈએ નહિ એવો સહજ પ્રશ્ન આપણા મનમાં થાય છે. સંસારમાં આપણે અનેક કામ કરવાનાં હોય છે તે બધાં નાની કે મોટી યોજનાઓ છે, કારણકે તેમાં અમુક હેતુ સિદ્ધ કરવાનો હોય છે, તેથી બાળકને કરવાનું કામ અમુક જરૂરિઆત કે હેતુને અનુસરી હોય છે, તો તેને તેમાં રસ પડે છે. આ કારણને લીધે શિક્ષણમાં હેતુ કે યોજનાની ગોઠવણ ખાસ અગત્યની છે. કેટલીક વખતે તાત્કાલિક હેતુ ફળીભૂત કરવાનો હોય છે એટલે યોજના નાની

હોય છે, પણ જ્યારે દૂરની લાંબા કાળે સિદ્ધ કરવાની યોજના હોય છે, ત્યારે તેની પ્રવૃત્તિ તેટલો વખત રસમય લાગે છે. જે ક્રિયામાં અર્થ હોય છે તેમાં રસ લાગે છે એ સ્વાભાવિક છે અને તેથી વિદ્યાર્થી તેની પ્રવૃત્તિમાં સારો આનંદ અનુભવે છે. આવી રીતે કેળવણી એ જીવનની તૈયારીરૂપ નથી પણ જીવનજ છે, કારણકે જીવનને અંગે ઉદ્‌ભવતાં પ્રશ્નોનું નિરાકારણ યોજના પદ્ધતિમાં થાય છે. જેમ જીવનમાં નવા નવા અણધાર્યા પ્રસંગો ઉદ્‌ભવે છે અને તેનો વિકાસ થાય છે, તેમ અમુક યોજનાની ક્રિયામાં અનેક જાતની મુશ્કેલીઓ આવવાથી વિદ્યાર્થીને બહુ વિચાર કરવો પડે છે અને તેથી તેના જીવનનો ઠીક વિકાસ થાય છે. આ ઉદ્દેશને અનુસરી કિલપેટ્રિકે ઠીક કહ્યું છે કે કેળવણી જીવનની છે, જીવન અર્થે છે, જીવન વડે અને જીવન દ્વારા પ્રાપ્ત થાય છે.

હાલની કેળવણીની પદ્ધતિ જોતાં તરત જણાઈ આવે છે કે બાળકને જે જ્ઞાન મળે છે તે છુટુંછવાયું સંબંધ રહિત હોય છે. જે વિષય કે પાઠમાં હેતુ દાખલ કર્યો હોય છે, તે સ્પષ્ટ હોતો નથી, તેમજ તેનો સંબંધ તેના જીવન સાથે બાંધેલો જોવામાં આવતો નથી.

**હાલની શિક્ષણ-પદ્ધતિ**

બાળક અમુક દાખલા ગણે છે, ઇતિહાસ તથા ભૂગોળને લગતી તે માહિતી મેળવે છે, પદાર્થપાઠ કે વાચનનો તે અભ્યાસ કરે છે, પણ તેવું કામ કરતી વખતે તેના મગજમાં તેની જરૂરિઆતની લાગણી હોતી નથી. કોઈ પણ કામમાં આપણે ક્યારે સારૂં ધ્યાન આપીએ છીએ? જ્યારે તેની આપણને જરૂર લાગે છે અને તે મેળવવાની મનમાં તીવ્ર ઉત્કંઠા થાય છે, ત્યારે તેના ઉપર આપણે ચિત્ત એકાગ્ર કરી તે બાબત પ્રાપ્ત કરવા ખરા જીગરથી યત્ન કરીએ છીએ. તેની કાર્યસિદ્ધિથી ઘણો સંતોષ અને આનંદ થાય છે. શિક્ષણની હાલની વસ્તુસ્થિતિ ઉપરના વિચારને બંધબેસતી તેમજ અનુકૂળ નથી. આ કારણને લીધે સારા શિક્ષણ માટે તો બાળકને તેના કામની જરૂર

લાગવી જોઈએ અને તેમાં તેને રસ પડવો જોઈએ. જ્યાંસુધી તેની આંતર ઇચ્છા તેવું કામ કરવાને માટે ઉત્તેજિત થાય નહિ, ત્યાંસુધી તેના ઉપર તે યોગ્ય ધ્યાન આપી શકતું નથી, એટલે તે કામને અંગે તેણે જે પ્રયત્ન કરવો જોઈએ તે તેનાથી થઈ શકતો નથી. શિક્ષણ કેવળ પુસ્તકિઆ કે શબ્દજ્ઞાનનું થાય નહિ, પણ વિદ્યાર્થીના બાહ્ય જીવન સાથે તે બંધબેસતું આવે, તે ઉદ્દેશથી યોજનાપદ્ધતિ શોધી કાઢવામાં આવી છે; એટલે તેને વાસ્તવિક જીવન સાથે સંબંધ છે. વર્ગમાં નિષ્ક્રિય સ્થિતિમાં શબ્દો સાંભળ્યા કરવાથી અને તે બોલી જવાથી બાળકને શાબ્દિક કે અયથાર્થ જ્ઞાન મળે છે. તેઓ સમજ્યા વગર ઘણી બાબતો યાદ રાખે છે, પણ તેમને પ્રત્યક્ષ કે વાસ્તવિક જ્ઞાન હોતું નથી. આવા શબ્દશિક્ષણનો જીવન તથા ક્રિયા સાથે સંબંધ નહિ હોવાથી તે ચેતનહીન અને ક્રિયાશૂન્ય હોય છે. યોજના પદ્ધતિનું ઉત્પત્તિસ્થાન યુનાઈટેડ સ્ટેટ્સ છે. આપણા દેશમાં પંજાબમાં **મોગા** ગામમાં આ પદ્ધતિનો ખાસ ઉપયોગ થાય છે. અમેરિકન પાદરીઓ તેમની શાળામાં આ પદ્ધતિનો ઉપયોગ ઘણુંખરું કરે છે.

ઉપરના વિવેચન ઉપરથી એટલું સિદ્ધ થાય છે કે બાળકને તેના અભ્યાસમાં સ્પષ્ટ હેતુ મળવો જોઈએ. તે હેતુનો સંબંધ તેના જીવનની જરૂરિઆત સાથે બાંધવાની જરૂર છે.

**યોજનાનો અર્થ**

તેને અમુક કામ કરવાની જરૂર લાગવાની સાથે તેને જે કંઈ શીખવાનું હોય તેનો સંબંધ એક બીજા સાથે ગૂંથી દેવો જોઈએ કે જેથી તેના મગજમાં તેને લગતા જુદા જુદા વિચારો એક બીજા સાથે સંકલિત થાય અને તે રીતે તેનું જ્ઞાન બરાબર વ્યવસ્થિત થાય તથા તેને જીવનને લગતું વાસ્તવિક અને ક્રિયાયુક્ત જ્ઞાન પ્રાપ્ત થાય. શિક્ષણની આવી હેતુપૂર્વક કરેલી ગોઠવણને **યોજનાપદ્ધતિ** કહેવામાં આવે છે; કારણકે તેમાં શિક્ષણની જુદી જુદી પ્રવૃત્તિઓ એક પ્રધાન હેતુ કે યોજના સિદ્ધ કરવાને માટે યોજેલી હોય છે. આ પ્રમાણે અમુક પ્રમેય કે હેતુની અમુક પરિસ્થિતિમાં

સિદ્ધિ એ **યોજના** છે. તેને લીધે બાળકોનું શું કામ કરવાનું છે તેનો તેને સ્પષ્ટ ખ્યાલ આવે છે. આ પદ્ધતિમાં પ્રથમ એક પ્રશ્ન ઉભો થાય છે અને તેના નિરાકરણ માટે બીજા અનેક પ્રશ્નો ઉદ્ભવે છે. જે યોજના સિદ્ધ કરવાની છે તેનાથી બધી બાબતોનો ખુલાસો થાય છે. વળી તે કામ કેવી રીતે કરવાનું છે તેનો તે વિચાર કરે છે. યોજનાપદ્ધતિમાં જે પ્રમેય હોય તે બાળકના વાસ્તવિક જીવન સાથે સંબંધ ધરાવતું હોવું જોઈએ. યાર્ડ, ફુટ અને ઇંચનાં કોષ્ટકો બાળકોને શીખવતી વખતે તે શા માટે શીખવવામાં આવે છે તેનો હેતુ તેઓ જાણતા હોતા નથી, પણ તેમના સૃષ્ટિજ્ઞાનના ક્યારા અમુક માપના કરવાના છે, તે ઉપરથી તેને લગતું જુદું જુદું માપ લઈને તેવો પાઠ શીખવવાથી તેમને તેમાં સારો રસ પડે છે. તેઓ સક્રિયપણે અને ઇચ્છાપૂર્વક જ્ઞાન મેળવે છે, એટલે તે અનુભવનું જ્ઞાન હોવાથી તેના સંસ્કાર કાયમ થઈ જાય છે. યોજના પદ્ધતિમાં પ્રથમ (૧) સંજોગોદ્વારા ઉદ્ભવેલો પ્રમેય કે હેતુ. (૨) તેની સિદ્ધિ માટે હેતુપૂર્વક ક્રિયા (૩) કુદરતી પરિસ્થિતિ અને છેવટે (૪) પૂરું કરેલું કાર્ય છે. આ પ્રમાણે યોજનાનો ક્રમ હોય છે. આવી વસ્તુસ્થિતિને લઈને વિદ્યાર્થીને વિચાર કરવાની જરૂર પડે છે અને નવું પ્રાપ્ત કરેલું જ્ઞાન જીવન સાથે ઓતપ્રોત થઈ જાય છે. તે જાતે સંશોધન કરી અમુક સિદ્ધાંત શોધી કાઢે છે.

હાલમાં ચાલતી શિક્ષણપદ્ધતિમાં વિદ્યાર્થીનો અભ્યાસ અમુક એક કેન્દ્રિત વિચારને અનુલક્ષી યોજવામાં આવ્યો હોતો નથી.

**વિષયોનું એકીકરણ**

વાચન, ઇતિહાસ, ભૂગોળ, પદાર્થપાઠ વગેરે વિષયોનો એક બીજા સાથેનો સંબંધ જોડવામાં આવતો નથી. જર્મન કેળવણીકાર **હર્બાર્ટ**ની શિક્ષણ વ્યવસ્થામાં વિષયોનું એકીકરણ કરવાની રીતને અગ્રસ્થાન મળ્યું છે. તેના સિદ્ધાંત મુજબ તો બાળકને વ્યવસ્થિત જ્ઞાન આપવું એ કેળવણીનો મુખ્ય ઉદ્દેશ છે. જ્યાં સુધી આપણા વિચારો છુટાછવાયા સંબંધ રહિત હોય છે, ત્યાંસુધી તે જડવત્ નિર્જીવ પદાર્થ જેવા મગજમાં

પડ્યા રહે છે. જો તેમનું સંગઠન કરવામાં આવે છે, તો તેઓમાં વિશેષ ચેતન હોવાથી તે ક્રિયારૂપે પરિણમે છે. જો બાળવર્ગમાં બકરીનો પદાર્થપાઠ હોય તો તેનું વાચન થવું જોઈએ. છોકરાંએ ગીત તો બકરીનું ગાવું જોઈએ. ચિત્રમાં તેનો અમુક ભાગ કાઢવો જોઈએ. બકરાની ઝાંઝરની રમત રમાડવી જોઈએ. સંખ્યાશિક્ષણમાં તેને લગતાં પલાખાં પૂછવાં જોઈએ. આ પ્રમાણે 'બકરી' એ પાઠનું બીજા વિષયો જોડે એકીકરણ કરવાથી જુદી જુદી રીતે તેની છાપ બાળકના મગજ ઉપર દૃઢ રીતે પડે છે. યોજનાપદ્ધતિમાં વિષયોનો એક બીજા સાથે સંબંધ બાંધવામાં આવે છે એટલુંજ નહિ, પણ તેમાં ગતિ આપનાર એક સબળ હેતુને અનુસરી પાઠની યોજના કરવામાં આવે છે. આપણે જોઈ ગયા કે બાળકને જે બાબતની આંતર ઇચ્છા થાય છે તે કરવામાં તેને રસ પડે છે. તે કામ તે ખરા દીલથી કરે છે; કારણકે તે તેના જીવનની જરૂરિઆત છે. આ કારણને લીધે યોજનાપદ્ધતિમાં અમુક હેતુ નક્કી કર્યા પછી તેને અંગે થતી જુદી જુદી ક્રિયા ઉપરથી જુદા જુદા વિષયોનો અભ્યાસ કરવામાં આવે છે. આ બાબતનું સ્પષ્ટીકરણ કરવા માટે નીચે એક યોજનાનો અહેવાલ આપવામાં આવ્યો છે. આ પદ્ધતિમાં બાળકે શું કરવાનું છે તથા શું શીખવાનું છે તે સંબંધી શિક્ષકે કહી દેવાનું હોતું નથી. તેમને તે કરવા માટે હુકમ પણ આપવામાં આવતો નથી. શું કરવાનું છે તે સંબંધી બાળકના મનમાં આંતર ઇચ્છા થવી જોઈએ. જો બાળક અમુક કામ કરવા સંબંધી ઇચ્છા દર્શાવે નહિ, તો તેનું શિક્ષણ રસિક થતું નથી. આ કારણને લીધે એક શાળાના બીજા ધોરણમાં એક વખત વાતચીત ઉપરથી વાલીનો મેળાવડો કરવાની છોકરાંની ઇચ્છા થઈ. મેળાવડાને માટે વાલીઓને આમંત્રણ કરવું જોઈએ એવું વર્ગને લાગ્યું. તે માટે કાગળ લખી તેમને વર્ગમાં બોલાવવા જોઈએ. આ કારણને લીધે પરબીડીઆની જરૂર પડી. હવે પરબીડીઉં બનાવવાનો કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો. પછી તેને માટે

કાગળ, ગુંદર, વગેરે વિગતોની ચર્ચા થાય છે અને તેને લગતું જુદું જુદું કામ વિદ્યાર્થીઓને વહેંચી આપવામાં આવે છે. કામ શરૂ થાય છે ત્યારે તે કેવી રીતે કરવું વગેરેને લગતા શિક્ષક તેમને પ્રશ્ન પૂછી વિચાર કરવાની ફરજ પાડે છે. તેઓ શિક્ષકના કહેવા મુજબ કામ કરતા નથી, પણ જાતે વિચાર કરી કામની યોજના ઘડે છે.

ઉદાહરણ

**હસ્તકામ:**—કાગળનું પરબીડીઉં બનાવવા માટે પ્રથમ તેનું માપ લેવામાં આવ્યું. પછી તેને કાપી અને ચોંટાડી તૈયાર કરવામાં આવ્યું.

**લેખન:**—મુખ્ય શિક્ષકને જોઈતા કાગળ માટે વિદ્યાર્થીઓએ લખાણ કર્યું. કાતર, ફુટપટી, ગુંદર વગેરે સાહિત્યો માટે અરજી કરી. વાલીઓને કાગળ લખવામાં આવ્યા.

**વાચન:**—કેટલાક શબ્દોનો ઉપયોગ કાગળમાં કરવાનો હોવાથી તે શિક્ષકે કાળા પાટીઆપર લખી તેનું વાચન કરાવ્યું. નમુનાના પત્રનું વાચન છોકરાએ કર્યું. એક બીજાના કાગળો છોકરાઓએ વાંચ્યા.

**ગણિત:**—પરબીડીઆની લંબાઈ અને પહોળાઈનું માપ, તેને લગતા હિસાબ, તથા કાગળની કિંમત કાઢવાના દાખલા.

ડ્રોઇંગ:—પરબીડીઆનું ચિત્ર.

**આરોગ્યવિજ્ઞાન**—સ્વચ્છતાની જરૂર. ગંદા હાથથી થતા ગેરફાયદા.

**પદાર્થપાઠ**—કાગળ શેનો બને છે તે, તે બનાવવાની રીત, તેના ફાયદા.

**ઇતિહાસ**—જુના વખતમાં કાગળને બદલે કઈ વસ્તુનો ઉપયોગ થતો હતો તે. પહેલાં કાગળ કેવી રીતે મોકલવામાં આવતા હતા તે.

**ભૂગોળ**—જે સ્થળે કાગળ મોકલવાના હોય તે સંબંધી વાતચીત.

આવી સાદી યોજનાનું કામ થોડા કલાક ચાલે છે. કેટલીક મોટી યોજના ઘણા દિવસ સુધી ચાલે છે. હોડી, શાકતરકારીની

દુકાન, પતંગ, ચોપડી બાંધવી તે, બાગબાની માટે ક્યારો બનાવવો તે, કુટપટી, છાયાયંત્ર, નાટ્યપ્રયોગ જેવી યોજના સાદી અને ટૂંકા સમયની હોય છે, પણ ઘર બનાવવું, કપાસનું વાવેતર, પોસ્ટ ઓફિસ, દુકાનદારી, ફૂલવાડી, દવાખાનું વગેરે યોજનાઓ લાંબા સમયની હોય છે. યોજનાના સ્પષ્ટ ખ્યાલ માટે 'શિક્ષણપદ્ધતિઓ' એ પુસ્તકમાંથી નીચેનો ફકરો આપ્યો છે:—

"વર્ષની શરૂઆતમાં શિક્ષકના પ્રશ્નોના ઉત્તર રૂપે વેકેશનમાં પોતાનાં ગામડાંઓમાં તંદુરસ્તી કેવી રહી તે વિષે વાર્તાલાપ શરૂ થયો. આમાંથી વિદ્યાર્થીઓમાં રોગોને કેમ અટકાવવા અગર તેની સારવાર કેમ કરવી તેની પ્રબળ ઇચ્છા પ્રગટી. શિક્ષકે મોટા શહેરના સરકારી દવાખાનામાં તપાસણી કરવા સૂચન કર્યું. તે માટે સમિતિઓ નીમાઈ અને દવાખાનામાં જઈને ત્યાંની પરિસ્થિતિનો અભ્યાસ કરી તેઓએ પોતપોતાના રિપોર્ટો કરી મોકલ્યા. તેઓના રિપોર્ટમાં જમીન અને મકાન ઉપરના નકશાઓ હતા, ખર્ચનો અંદાજ હતો. વપરાતી દવાઓની યાદી, નોકરોની ફરજો, દરદીઓનાં દરદો, કેવી રીતે દવાખાનું ચલાવવું અને દફતરો રાખવાં વગેરે હતું. તેમણે રસપૂર્વક શોધી કાઢ્યું, કે સર્વ સાધારણ દરદો કયાં હતાં અને તેનાથી દરદીઓના કેટલા ટકા પીડાતા હતા. ત્યાર પછી તેમણે પોતાના વર્ગની અંદર એવું નાનું દવાખાનું ખોલવાનો નિશ્ચય કર્યો અને ત્યાં વસતા વિદ્યાર્થીઓ અને બીજા લોકોને મદદ પહોંચાડી. કેટલુંએક ફરનીચર તેઓએ બનાવ્યું, કેટલુંએક ઉછીનું લીધું. દવાઓ માટે પૈસાઓ માગીને અને કમાઈને એકઠા કર્યા, દવાઓ ક્યાંથી મળે છે તે શોધી કાઢ્યું, પોતાનું દવાખાનું કેમ ચલાવવું તેનું અંદાજપત્રક કર્યું, દવાઓ તોળતાં શીખ્યા, બાટલીઓ ઉપર લેબલ લગાવતાં, નકશાઓ કરતાં અને દફતરો રાખતાં શીખ્યા. આ રીતે તેઓ યોજનાદ્વારા આટલું બધું અને આથી વધારે શીખ્યા."

યોજના પદ્ધતિનો આધાર માનસશાસ્ત્રના નિયમ ઉપર છે.

બાળક કેવી રીતે શીખે છે તે દરેક શિક્ષકને પ્રથમ જાણવાની જરૂર છે, કારણકે તે જે નિયમને આધારે જ્ઞાન મેળવતું હોય તેનો ઉપયોગ શિક્ષણ આપતી વખતે કરવો જોઈએ. પહેલી બાબત એ છે કે જ્યાં સુધી બાળકનું મન નવું જ્ઞાન ગ્રહણ કરવા તત્પર થતું નથી, ત્યાં સુધી તેની છાપ તેના મગજમાં પડતી નથી. જો તે પડે છે તો તે ઝાંખી અને સંબંધ રહિત હોય છે. ખરી રીતે તો તે જે નવું જ્ઞાન મેળવે છે, તેનું સંગઠન જુના જ્ઞાન સાથે થવું જોઈએ. તેને માટે તેનું મન તત્પર હોવું જોઈએ. મગજમાં તંતુસ્થાનની જે જાગૃત સ્થિતિ થાય છે તે મનની તત્પરતા છે. તત્પરતા સિવાય કંઈપણ જ્ઞાન મળતું નથી. તે સંબંધી બીજી બાબત એ છે કે બાળકને ૩×૭=૨૧ એ પલાખું શીખવતી વખતે તેનું વારંવાર પુનરાવર્તન કરવાની જરૂર છે, કારણકે ૩×૭ એનો સંબંધ ૨૧ સાથે મગજમાં બાંધવામાં આવે છે. જ્યારે તે ૩×૭ ની સંખ્યા જુએ, ત્યારે તેના મગજમાં ૨૧ સંખ્યાના શિક્ષણ માટે તે પલાખું જુદી જુદી રીતે શીખવી ૩ × ૭ = ૨૧ આ બંનેનો સંબંધ મજબુત કરવો જોઈએ, એટલે કોઈ પણ બાબત શીખવ્યા પછી તેનો મહાવરો કરાવવો જોઈએ. જ્ઞાન પ્રાપ્ત કરવામાં ત્રીજી બાબત એ છે કે બાળક જે કંઈ શીખે છે તેની અસર તેના ઉપર થાય છે, અને તેની ઉત્તેજિત કરેલી ઇચ્છા ફળીભૂત થાય છે, તો તેને આનંદ થાય છે. જે ક્રિયા કરવાથી આનંદ કે સુખની લાગણી થાય છે, તે બાબત ફરીથી કરવાનું મન થાય છે. જો એક બાળકને સરવાળા આવડતા ન હોય અને મણકાની મદદથી તે સહેલા દાખલા કરી શકે છે અને તેને શિક્ષક ઉત્તેજન આપે છે, તો તેવી આનંદની લાગણીને લીધે તેને વધારે હિસાબ કરવાનું મન થાય છે.

**શિક્ષણના નિયમો**

ઉપરની ત્રણે બાબતોનો અમલ યોજનાપદ્ધતિમાં થાય છે. તેમાં હેતપૂર્વક કામ હોવાથી તેની જિજ્ઞાસા સતેજ થાય છે; એટલે તે કામ કરવાને માટે તત્પર થાય છે, પછી તે કામ કરવાથી તેને આનંદ થાય છે, કારણકે તેમાં

**ફાયદા**

ધારેલો હેતુ સફળ થાય છે અને તેથી તેવું કામ બીજીવાર ઉમંગથી કરવા તે પ્રેરાય છે. જો તેને પતંગની યોજના સિદ્ધ કરવાની હોય, તો પ્રથમ તે સંબંધી વાતચીત કરી તેની ઇચ્છા ઉત્તેજિત કરવામાં આવે છે. પછી પતંગ બનાવવા માટે સાધનનો તેને વિચાર કરવો પડે છે, અને ત્યાર બાદ તે પોતે કામ કરવા મંડી જાય છે. તેને હેતપૂર્વક કામ કરવાનું હોવાથી તે કામ જલદીથી થાય છે. વળી તે કામ ચોક્કસ થાય છે અને તેની અસર તેના મગજ ઉપર લાંબા વખત સુધી રહે છે. પતંગની યોજના ઘડવામાં તથા તેને અમલમાં મૂકવાને માટે બાળકને પોતાને ઘણા વિચાર કરવા પડે છે. તેનો જે અનુભવ હોય છે તેની પુનર્ઘટના તેને કરવી પડે છે. બીજાના કહેવાથી તે કામ કરતું નથી, તેમજ બીજાના નમુનાની તે નકલ કરતું નથી; પણ તેને મનમાં જે ગડભાંગ કરવી પડે છે તેને લીધે તે ભૂતકાળમાં થયેલા અનુભવનો ઉપયોગ કરે છે. તેમાં તે જે કંઈ ભૂલો કરે છે તે પોતે જાતે સુધારે છે, તેથી જુનુ જ્ઞાન તાજું થાય છે અને તે ઉપરથી તે બંધબેસતી યોજના ઘડે છે. કામ પુરૂં થયા પછી તેના કામની તે તપાસ કરે છે. તે નમુના બરાબર છે કે કેમ તેનો નિર્ણય તે પોતે કરે છે. આ પ્રમાણે (૧) હેતુ નક્કી કરવામાં (૨) તેની યોજના ઘડવામાં (૩) સાધનો મેળવી તેનો અમલ કરવામાં અને છેવટ (૪) તેની તુલના કરવામાં બાળકને સ્વતંત્ર વિચાર અને ક્રિયા કરવાં પડે છે, અને તેની સાથે અધરૂં કામ પૂરૂં કરવાની વૃત્તિ કેળવાય છે. તેને લીધે તેના વ્યક્તિત્વનો યોગ્ય વિકાસ થાય છે. વળી તેને સચોટ અને સંગીન જ્ઞાન મળે છે, કારણકે આત્મશિક્ષણ એજ ખરૂં શિક્ષણ છે.

---

## ડાલ્ટનપદ્ધતિ

---

યુનાઈટેડ સ્ટેટસના મેસેચ્યુસેટસ જિલ્લામાંના ડાલ્ટન ગામડામાં આ પદ્ધતિ છોકરા છોકરીઓની શાળામાં પ્રથમ અજમાવવામાં

આવી હતી, તે ઉપરથી તે **ડાલ્ટન** પદ્ધતિ કહેવાય છે. મોન્ટેસોરીના શિષ્ય મિસ હેલન **પાર્કહર્સ્ટ**ને આ પદ્ધતિ યોજવાનું માન ઘટે છે. જે બાળકો અઢી વરસની ઉંમરથી માંડી દસ વરસ સુધી મોન્ટેસોરી પદ્ધતિ મુજબ તાલીમ લે છે, તેઓ અસાધારણ નવી સૃષ્ટિનો લાભ મેળવતા હતા. તેમનું માનસ નવીન રીતે ઘડાએલું હોવાથી તેમને બીજી શાળામાં ઘણી મુશ્કેલી નડતી. આ કારણને લીધે મોન્ટેસોરિ તાલીમ પુરી થયા બાદ મોટી ઉંમરના વિદ્યાર્થીને તે સિદ્ધાંત મુજબ કેળવવા માટે આ પદ્ધતિ રચવામાં આવી છે. મોન્ટેસોરી પદ્ધતિ મુજબ કેળવણીનો મુખ્ય સિદ્ધાંત વ્યક્તિગત શિક્ષણનો છે. તેનો આધાર **સ્વતંત્રતા** ઉપર છે, પણ મરજીમાં આવે તેવા કામને સ્વતંત્રતા ગણવામાં આવતી નથી.

**ડાલ્ટનપદ્ધતિનો ઉદ્‌ભવ**

હાલમાં શાળામાં નિયત કરેલા વખતે નક્કી કરેલા વર્ગમાં બાળકને શીખવું પડે છે, પણ ડાલ્ટન યોજનામાં તેનું વખતપત્રક હોતું નથી. તેમજ તેને એકજ વર્ગમાં આખા દિવસ બેસી કામ કરવાનું હોતું નથી; અથવા ઘંટ વાગે એક વર્ગમાંથી બીજા વર્ગમાં ભણાવવા જવાનું નથી. જ્યારે વિદ્યાર્થી તેના વિષયોનો અભ્યાસ કરી થાકી જાય છે કે તે કંટાળે છે, ત્યારે તે બીજા પ્રયોગ મંદિરમાં જાય છે. તેની બુદ્ધિનો વિકાસ અભ્યાસ કરી વધારવાની તેને સ્વતંત્રતા આપવામાં આવે છે. વર્ગશિક્ષણમાં બધા વિદ્યાર્થીને એકી વખતે એકજ વિષયનો અભ્યાસ કરવો પડે છે. વળી શિક્ષકની શિક્ષણશૈલી એકધારી હોવાથી તેને તેના કામમાં જોઈતો રસ પડતો નથી; પણ ડાલ્ટન પદ્ધતિમાં વિદ્યાર્થી તેના અનુકૂળ વિષયપર તેને રસ પડે ત્યાં સુધી ધ્યાન આપી અભ્યાસ કરે છે. સમૂહ શિક્ષણમાં વિદ્યાર્થીઓ ઘણી વખત નિષ્ક્રિય બેસી રહે છે. શિક્ષક ઘણું બોલ્યા કરે છે અને વિદ્યાર્થી તે સાંભળ્યા કરે છે. પ્રસંગોપાત

**ડાલ્ટનપદ્ધતિ અને વર્ગ શિક્ષણ**

શિક્ષક તેને સવાલ પૂછે છે; પણ સારા જ્ઞાન માટે બુદ્ધિની પ્રતિક્રિયા કરવાની જરૂર છે; તેથી ડાલ્ટન પદ્ધતિમાં છોકરાં જાતે કામ કરે છે અને પૂછેલા પ્રશ્નોની શોધખોળ કરી તેના જવાબ તૈયાર કરે છે. તે જવાબ ખરા કે ખોટા છે તેનો તે જાતે નિર્ણય કરે છે. આવી રીતે તેનામાં આત્મવિશ્વાસ અને નવીન સાહસ કરવાના ગુણ ખીલે છે. જો વિદ્યાર્થીને તેના વિષયના અભ્યાસમાં રસ પડે, તો તેમાં તલ્લીન રહી તે વિષયનો અભ્યાસ વિદ્યાર્થી કર્યે જાય છે. હાલમાં જે સમૂહશિક્ષણ આપવામાં આવે છે, તેને લીધે દરેક બાળકના વ્યક્તિત્વના વિકાસ માટે ધ્યાન આપી શકતું નથી અને બધા વિદ્યાર્થીને એક સરખું શિક્ષણ આપવામાં આવે છે. મંદ કે હોશિયાર છોકરાંને જોઈએ તેવો શિક્ષકની અંગત દેખરેખનો લાભ મળતો નથી. બુદ્ધિશાળી છોકરાંને પાછળ રહેનાર છોકરાં જોડે ખેંચાવું પડે છે; અને મંદ બાળકની પ્રગતિ ઉપર જોઈતું લક્ષ નહિ આપવાથી તેના અભ્યાસમાં સુધારો થઈ શકતો નથી. પ્રતિભાશાલી વિદ્યાર્થીને અનુકૂળ શિક્ષણ નહિ મળવાથી તેની શક્તિનું માપ જાણવામાં આવતું નથી. આ પ્રમાણે વર્ગમાં ઘણા વિદ્યાર્થીઓ હોવાથી દરેક વિદ્યાર્થીની ખાસિયત પર ધ્યાન આપી શકાતું નથી; એટલે તેના વ્યક્તિત્વનો વિકાસ હાલના સમૂહ શિક્ષણને લઈને થઈ શકતો નથી.

ડાલ્ટનપદ્ધતિ મુજબ વિદ્યાર્થીને વ્યક્તિગત કેળવણી મળી શકે છે. જ્યારે તેઓ કામ કરતા હોય છે, ત્યારે અમુક અમુક વિષયના શિક્ષક તેમના કામ ઉપર દેખરેખ રાખી તેમને જોઈતી મદદ કરે છે. પછી તે એક વિદ્યાર્થી પાસેથી બીજા પાસે જાય છે અને તેને અભ્યાસ સંબંધી યોગ્ય સૂચના આપે છે.

**પ્રયોગ મંદિર**

જુદા જુદા વિષયના શિક્ષણને માટે જુદા જુદા વર્ગો પુરતા સાધન સહિત તૈયાર કરવામાં આવે છે, તેને **પ્રયોગમંદિર** કહે છે. ભૂગોળના ખંડમાં આ વિષય શીખવવા માટે જોઈતાં અનુકૂળ સાહિત્યો રાખેલાં હોય છે. નકશા, **એટલાસ**,

પૃથ્વીનો ગોળો, વાચનમાળાઓ, નમુનાઓ, આકૃતિઓ, ચિત્ર, આલ્બમ, પુસ્તકો, સ્ટીરિઓસ્કોપ, સિનેમા કે મેજીકલેન્ટર્ન માટે જોઈતી ફીલ્મ અને સ્લાઈડો, વગેરે સાહિત્ય વિદ્યાર્થીના અભ્યાસ માટે ગોઠવેલાં હોય છે. ત્યાંનું વાતાવરણ ભૂગોળના વિષયને ઉત્તેજિત કરે તેવું હોય છે. આ પ્રમાણે ભાષા, ઇતિહાસ, ગણિત, વિજ્ઞાન વગેરે વિષયોના અભ્યાસ માટે જુદા જુદા ખંડો, એટલે પ્રયોગમંદિર તૈયાર કરેલા હોય છે. આવી સંશોધન પદ્ધતિને લીધે ડાલ્ટનપદ્ધતિ ને **ડાલ્ટન પ્રયોગપદ્ધતિ** પણ કહેવામાં આવે છે.

આ પદ્ધતિ અનુસાર શિક્ષણ આપવા માટે દરેક શિક્ષક એકાદ વિષયમાં સારો નિષ્ણાત હોય છે. તે અમુક ખાસ વિષય ઉપર ધ્યાન આપે છે. તે વિદ્યાર્થીના મનમાં પોતાના વિષય માટે રસ ઉત્પન્ન કરે છે. અભ્યાસક્રમના બીજા વિષય ઉપર તે કંઈ ધ્યાન આપતો નથી. હાલમાં વર્ગમાં શિક્ષક અમુક બાબત શીખવી જાય છે તેવું તેનું કામ નથી. તેને તો વિદ્યાર્થીઓ જાતે અભ્યાસ કરતા હોય, ત્યારે મદદ કરવાની હોય છે. તે વિદ્યાર્થીની પ્રવૃત્તિનું અવલોકન કરે છે અને તેને માટે અનુકૂળ વાતાવરણ ઉત્પન્ન કરે છે. તેને જે બાબતની જરૂર હોય તે પુરી પાડવામાં આવે છે.

ડાલ્ટનપદ્ધતિ મુજબ વિદ્યાર્થીના આખા વરસના અભ્યાસ-ક્રમના જેટલા મહીના કામ કરવાનું હોય, તેને અનુલક્ષી મહીનાવાર ભાગ પાડેલા હોય છે. આવા દરેક ભાગને **સ્વાધ્યાય** કહે છે. આવો અભ્યાસક્રમ

**સ્વાધ્યાય**

વિદ્યાર્થીને મળે છે, એટલે તે સોંપેલું કામ કરવા તૈયાર થાય છે. ઠરાવેલી મુદતમાં તે કામ તેને પુરૂં કરવું પડે છે. તેને જોઈતાં સાહિત્ય તથા પુસ્તકોની મદદ સંબંધી સૂચના પણ કરવામાં આવે છે. જ્યારે વિદ્યાર્થી તેનું કામ તૈયાર કરી રહે છે, ત્યારે શિક્ષક તે વિષયના પ્રશ્નો પૂછીને તથા તપાસીને અને સુધારીને તેની નોંધ વિદ્યાર્થીના પ્રગતિપત્રકમાં આકૃથી રાખે છે. જો વિદ્યાર્થીએ સંતોષ-

કારક અભ્યાસ કર્યો હોય છે, તોજ તેને આગળનો બીજો સ્વાધ્યાય આપવામાં આવે છે. આવી રીતે તે ભાષા, ગણિત, ભૂગોળ, ઈતિહાસ વગેરે વિષયનો અભ્યાસ કર્યે જાય છે. દરેક વિષયનો અલાયદો વર્ગ હોય છે. ત્યાં તે વિષયને લગતાં સાહિત્ય, પુસ્તકો, શબ્દકોષ, નકશા, ચિત્રો, નમુના વગેરે સાધન રાખેલાં હોય છે. જ્યારે તે બીજો વિષય શરૂ કરે છે, ત્યારે તે તે વિષયના ઓરડામાં જાય છે. ત્યાં વિષયશિક્ષક તેના પર દેખરેખ રાખવા તથા તેને જોઈતી મદદ કરવા હાજર હોય છે.

આ શિક્ષણશૈલીમાં પહેલું, બીજું કે ત્રીજું ધોરણ એમ કામની વ્યવસ્થા હોતી નથી, પણ અભ્યાસની વિષયવાર શ્રેણી હોય છે. કોઈ એક વિદ્યાર્થીનું ગણિતનું જ્ઞાન ત્રીજી શ્રેણીનું હોય, પણ ઈતિહાસનો અભ્યાસ પાંચમા શ્રેણીનો હોય છે; કારણકે તે તેના શોખના વિષયનો અભ્યાસ ઝડપથી કરે છે. વળી કેટલાક વિષયનું સમૂહશિક્ષણ પણ હોય છે. ડ્રિલ કે કસરત, સંગીત તથા સંસ્કૃત કે ફારસી જેવી ભાષાના તથા ગણિત જેવા વિષય માટે અમુક અમુક વખતે સામાન્ય વર્ગશિક્ષણ આપવામાં આવે છે. જ્યારે કોઈ નવી રીત સમજાવવાની હોય છે, ત્યારે પણ વર્ગશિક્ષણ રાખે છે. આવા સમૂહ શિક્ષણને **સંમેલન** કહે છે.

**સંમેલન**

આ પદ્ધતિમાં વખતપત્રકનું બંધન હોતું નથી, પણ વિદ્યાર્થી સ્વતંત્રપણે કામ કરે છે. તેમાં વિદ્યાર્થી તેની મરજી મુજબ અમુક વખત સુધી અમુક વિષયનો અભ્યાસ કર્યે જાય છે. તેમજ વર્ગવ્યવસ્થા કાઢી નાખવાથી વિદ્યાર્થીને અભ્યાસ કરવાની વિશેષ સ્વતંત્રતા મળે છે, એટલે તેને નક્કી કરેલા વખતમાં અમુક વિષયનો અભ્યાસ કરવાનું બંધન હોતું નથી; પણ તેના શોખનો વિષય, તે તેની ઇચ્છા મુજબ મરજી હોય ત્યાં સુધી શીખે છે. વળી શિક્ષકને અમુક વિષય પર ધ્યાન આપવાનું હોવાથી વિદ્યાર્થી તે વિષયનો રસપૂર્વક અભ્યાસ કરે છે અને

**ફાયદા**

તેમાં તે રચ્યોપચ્યો રહેવાથી તેનો સારો લાભ વિદ્યાર્થીને મળે છે. તેનામાં જવાબદારી તથા અરસ્પરસ સહકાર, આત્મશ્રદ્ધા અને જાતમહેનતના ગુણો ખીલે છે. વળી સાધારણ સમૂહશિક્ષણની શાળામાં શિક્ષકને ઘણો વખત બોલવું પડે છે. તે શીખવે છે, એટલે બોલ્યાં કરે છે અને વિદ્યાર્થીઓ નિષ્ક્રિય થઈ સાંભળ્યાં કરે છે. આ ડાલ્ટન યોજનામાં શિક્ષકને ઘણું થોડું બોલવું પડે છે અને વિદ્યાર્થી સક્રિય થઈ જાતે કામ કરે છે. વળી શિક્ષક અને શિષ્ય વચ્ચે મીઠો સંબંધ બંધાય છે. શિક્ષક એ વિદ્યાર્થીનો સાચો મિત્ર અને સલાહકાર હોય છે. વળી તેને અભ્યાસ પ્રત્યે અભિરુચિ રહે છે. વ્યવસ્થા કે શિસ્તપાલનને અંગે જે મુશ્કેલીઓ સમૂહશિક્ષણમાં ઉભી થાય છે, તે આ પદ્ધતિમાં જણાતી નથી. વર્ગશિક્ષણમાં ઘણી વખત સાચી હરિફાઈને બદલે જે ઈર્ષા ઉત્પન્ન થાય છે, તે વ્યક્તિશિક્ષણમાં હોતી નથી. વર્ગશિક્ષણમાં વિદ્યાર્થીમાં ખરી જવાબદારીના ગુણ ખીલે એવી ગોઠવણ હોતી નથી. પ્રયોગમંદિરમાં કામ કરતી વખતે શિક્ષક બધા વિદ્યાર્થીને મદદ આપી શકતો નથી, તેથી તેઓ એક બીજાને સહાય આપે છે. ઘણી વખત ઉપલી શ્રેણીનો વિદ્યાર્થી નીચલી શ્રેણીના વિદ્યાર્થીને સૂચના આપે છે. આવી રીતે અરસ્પરસનો સહકાર એ બીજો અગત્યનો ફાયદો છે. ડાલ્ટનયોજનામાં દરેક વિદ્યાર્થીને જાતે અમુક વિષયનો અભ્યાસ કરવાનો હોય છે, તેથી તે તેના સ્વાધ્યાય માટે જવાબદાર બને છે. જ્યાંસુધી આપેલું કામ પૂરું થતું નથી, ત્યાંસુધી તેને નવો સ્વાધ્યાય આપવામાં આવતો નથી. આવી રીતે નક્કી કરેલા વખતમાં અભ્યાસ પુરો કરવાનો હોવાથી તેની જવાબદારીને લીધે તે ગમે તેમ મરજી માફક કામ કરી શકતો નથી. તેની સ્વચ્છંદવૃત્તિને આવું બંધન હોવાથી અભ્યાસમાં મળતી સ્વતંત્રતા ખરી સ્વતંત્રતા છે એમ ખાતરી થાય છે. વળી તેને જાતમહેનતથી અભ્યાસ કરવાનો હોય છે; એટલે તેને તેના કામમાં આવતી અડચણનો ઉકેલ જાતે કરવો પડે છે અને તે સંબંધી વિચાર કરવાનો હોય છે. આને લીધે સ્વાનુભવથી તે અભ્યાસમાં આગળ વધે છે. જે વિદ્યાર્થી મંદવાડ કે બીજા

કારણથી શાળામાં ગેરહાજર રહે છે, તે પોતાનો અભ્યાસ જ્યાં
ી રહ્યો હોય, ત્યાંથી પાછો શરૂ કરી આગળ જાય છે. વિદ્યાર્થી
ભ્યાસમાં કેવી પ્રગતિ કરે છે, તે બતાવવા ગ્રાફ કાઢે છે અને
લીધે તેને સંતોષ થાય છે. આ યોજનામાં વિદ્યાર્થી તેની બુદ્ધિ
ા શક્તિ મુજબ અભ્યાસમાં વધારો કરી શકે છે, એ આ
તિનો મોટો ફાયદો છે. તેને લીધે વખતનો બચાવ થાય છે.
ીક વખત અમુક વિષયમાં પાછળ રહેલો વિદ્યાર્થી વધારાનો
ત તેવા વિષયના અભ્યાસમાં ગાળે છે.

ડાલ્ટન પદ્ધતિમાં એક મોટી મુશ્કેલી સ્વાધ્યાયની છે. જો આકર્ષક
ઉપયોગી સ્વાધ્યાય તૈયાર કરેલો હોતો નથી, તો વિદ્યાર્થીને અભ્યાસ-
રસ પડતો નથી. તેના માનસને અનુકૂળ પડે તેવી બાબતો જાણવી
લ છે અને તેના ઘણા અનુભવ પછી અભ્યાસક્રમ યોગ્ય રીતે ગોઠવી

**મુશ્કેલીઓ**

શકાય છે. તેમાં શિક્ષકને ખૂબ સારી તૈયારી
કરવી પડે છે. ખરી રીત તો જો વિદ્યાર્થીનું
ા આકર્ષાય એવો પ્રમેય કે પ્રશ્ન અભ્યાસમાં સૂચવાતો હોય છે,
ત ઉમંગથી કામ કરે છે, નહિ તો તે સાધારણ કામ તરીકે મંદ
ાહથી અભ્યાસ કરે છે. વળી બીજી મુશ્કેલી અનુકૂળ સારાં પાઠ્ય
કોની છે. હાલમાં જે પુસ્તકો છે તે વર્ગશિક્ષણ માટે લખાએલાં
સારાં પુસ્તકની ભાષા સાદી અને વિષય રસિક હોવો જોઈએ.
સ્વાધ્યાયને અનુકૂળ પડે તેવા તેમાં અઠવાડિક વિભાગ પાડવાની
ર છે. તેમાં સવાલ, મનોયત્નો તથા સારનો સમાવેશ થયો જોઈએ.

આ પદ્ધતિને અંગે કેટલાક ગેરલાભ છે. કેટલાક વિદ્યાર્થીઓ
ી મુશ્કેલીઓનું નિરાકરણ કરવાનું શિક્ષકને કહેતાં ખંચકાય છે.

**ગેરલાભ**

શિક્ષક તેમને વિષે હલકો અભિપ્રાય બાંધશે
એવો તેમને ભય હોય છે. કેટલીક વાર
જ વખતે વધારે વિદ્યાર્થીઓની મુશ્કેલી ઉભી થએલી હોય છે.
ખતે શિક્ષક બધાંને પહોંચી વળતો નથી. જે વિદ્યાર્થી અભ્યાસમાં
હોય છે, તેમને આ પદ્ધતિ અનુકૂળ આવતી નથી; કારણકે

તેમનાથી સ્વતંત્રપણે જોઈતું કામ થઈ શકતું નથી. વળી આ પદ્ધતિમાં અતિશય વ્યક્તિભાવ રહેલા છે, તેથી વિદ્યાર્થીઓ એક બીજાથી અલગ રહે છે. સમૂહશિક્ષણમાં હરિફાઈ ને લીધે અભ્યાસમાં જે વેગ આવે છે. તે આ પદ્ધતિમાં જણાતો નથી. આ ઉપરાંત વિદ્યાર્થીઓમાં એક બીજા પ્રત્યેના સમભાવ અને હમદર્દી જે વર્ગ શિક્ષણમાં હોય છે, તેનો લાભ વ્યક્તિગત શિક્ષણથી મળતો જોવામાં આવતો નથી.

## રમતપદ્ધતિ

હાલમાં ડાલ્ટનયોજના. ગેરીયોજના. પ્રોજેક્ટદ્વારા અભ્યાસ, વગેરે શિક્ષણની જુદી જુદી પદ્ધતિઓ વિદ્યાર્થીના માનસને અનુકૂળ પડે તેવી રીતે યોજવામાં આવી છે. તેમાંની એક રમતપદ્ધતિ છે. બાળકને રમવાનું બહુ ગમે છે, એ સર્વ કોઈ જાણે છે. રમતી વખતે જે ક્રિયાઓ કરે છે, તે જીવનની જરૂરિયાત સંતાષવા માટે હોતી નથી, પણ તેના આંતર વેગને બહિર્મુખ કરવા માટે તે હોય છે. કામ કરવામાં બાહ્ય કે બીજો કોઈ હેતુ હોય છે. તેમાંથી કંઈ લાભ થાય

**રમતનો અર્થ**

તે દૃષ્ટિથી તેવી ક્રિયા કરવામાં આવે છે. પણ રમતમાં તેવો કોઈ ફાયદા જોવામાં આવતો નથી. બાળકો રમત રમવાની ખાતર રમે છે. રમત એ કુદરતી સ્વતઃ ક્રિયા હોવાથી તેમાં કોઈ બીજો અંતિમ હેતુ જણાતો નથી. બાળક દુકાન માંડી ટીકડીઓ. પતાસાં. રેવડી. બરફ વગેરે ચીજો વેચે છે, ત્યારે તેને પૈસાનો કાંઈ ખરો લાભ થતો નથી; પણ તેને તે કામમાં આનંદ પડે છે અને એવી રમતો રમવાનું એને ખૂબ ગમે છે, તેથી તેવી અનેક પ્રવૃત્તિઓ આદરે છે. રમતી વખત બાળકની પ્રવૃત્તિ વહેવારૂ દુનિયાથી જુદા પ્રકારની હોય છે. તે તેની પોતાની ખાસ સૃષ્ટિમાં વિહાર કરે છે અને તેમાં કલ્પનાનો વિશેષ ઉપયોગ થાય છે. રેલવેગાડી કે મોટરની રમત રમતી વખતે કાગળની કાપલીઓને

તે ખરી ટિકિટ માની મુસાફરી કરે છે. આવી રીતે તેની કલ્પિત પ્રવૃત્તિને તે ખરી માને છે. તે રમતી વખતે રાજા, સિપાઈ કે ભિખારી-નો વેશ ખરા જિગરથી બજાવે છે. આવી વખતે તે રમતીઆળ હોતું નથી. તે જે રમત રમે છે તેમાં તે તલ્લીન થઈ જાય છે અને બીજી આસપાસની બાબતો પર તે કંઈ ધ્યાન આપતું નથી. રાજાનો વેશ બજાવતી વખતે હાજર રહેલા તેના ભાઈભાંડુ કે સગાંને લઈને તેના મનમાં કોઈ ક્ષોભ ઉપજતો નથી. આ ઉપરથી માલમ પડે છે કે રમત એ એક જાતનો વિનોદ કે ગમ્મત નથી, પણ તે તો તેની સ્વાભાવિક પ્રવૃત્તિ છે; એટલે તેમાં એક જાતની ગંભીરતા જોવામાં આવે છે અને તેઓ બહુ કામ કરે છે એ નિર્વિવાદ છે. રમત એ તદ્દન મનસ્વી ક્રિયા નથી. તેમાં કેટલાક નિયમો પણ પાળવા પડે છે અને તેને આધારે રમત રમાય છે; પણ બાળકે પોતે તે નિયમો સ્વીકારેલા હોવાથી તેને તે બંધનરૂપ લાગતા નથી. કામ કરતી વખતે બીજાના નક્કી કરેલા નિયમ મુજબ ક્રિયા થાય છે, તેથી તેની સ્વતઃ વૃત્તિ દબાઈ જાય છે.

કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે બાળકમાં જે ફાજલ ઉત્સાહ કે વિશેષ શક્તિ હોય છે, તેને લઈને તેને રમત રમવાનું મન થાય છે. આ વાત સર્વાંશે ખરી નથી. કારણકે તેની રમતનું નિરીક્ષણ કરતાં જણાઈ આવે છે કે રમત એ તેની સ્વતઃ કે સ્વયંસ્ફુરિત વૃત્તિનો આવિર્ભાવ છે. અલબત્ત તેમાં સારો ઉત્સાહ જોવામાં આવે છે, કારણકે જે બાળક

**વિદ્વાનોના મત**

માંદલું હોય છે તેને રમવાનું કંઈ ગમતું નથી. વળી રમતને લીધે કામ સરળતાથી થાય છે. કારણકે જે કામ આપોઆપ કંઈ પણ તસ્દી વગર થાય છે, તે રમતરૂપ હોય છે. આ ઉપરાંત રમતમાં નવીન અને સર્જક બાબતો થતી જોવામાં આવે છે. આ પ્રમાણે રમત એ બાળકની એક જાતની ક્રિયાત્મક કે ઉત્પાદક વૃત્તિ છે. કારણકે તેની વધારાની શક્તિ ભિન્ન ભિન્ન પ્રકારનાં નૈસર્ગિક સ્વરૂપ ધારણ કરે છે.

વળી બીજા કેટલાક કેળવણીકારનો એવો મત છે કે રમત એ

જીવનની તૈયારીરૂપ ક્રિયા છે. તેની આસપાસની સ્થિતિ ઉપર તેનો કાબુ હોતો નથી, તેથી તે જરૂરતાં કામ કરી શકતું નથી; પણ રમતની કલ્પિત ક્રિયાદ્વાર તે તેવાં કામનો અનુભવ મેળવે છે. છોકરી ઢીંગલી માટે લુગડાં સીવે છે, તેને નાહવરાવે છે, વગેરે સંસારની ક્રિયાઓ કરી તેની આંતરવૃત્તિ તૃપ્ત કરે છે. વળી છોકરો તેની લડાયકવૃત્તિ લડવાની જુદી જુદી રમતો રમીને સંતુષ્ટ કરે છે. આવી રીતે તેની જુદી જુદી પ્રેરણાઓનો ઉપયોગ રમતમાં થાય છે; તેથી તેને જીવનના પ્રસંગોનો થોડો ઘણો અનુભવ મળે છે.

બાળકની સર્જકવૃત્તિ રમતમાં બરાબર જણાઈ આવે છે. તેનામાં જે નૈસર્ગિક તથા ઉત્પાદક શક્તિ છે, તેનો પ્રબળ અને યથાર્થ રીતે રમતમાં આવિર્ભાવ જોવામાં આવે છે. જ્યારે મોટા માણસો કામ અને રમતનો ભેદ ભૂલી જાય છે, ત્યારે ઉંચા પ્રકારનું કામ થાય છે. કારીગરી, કળા અને શોધકવૃત્તિનો રમતની વૃત્તિ સાથે

**રમત અને સર્જન**

ગાઢો સંબંધ છે, કારણકે તેવી ક્રિયામાં જે સરળતા તથા આનંદ અનુભવાય છે તે રમતમાં પણ હોય છે. આવી રીતે રમત એ બાળકની સ્વાભાવિક અને સ્વતઃ વૃત્તિ હોવાથી રમત વખતે તે કાળજીપૂર્વક અને ખંતથી કામ કરે છે, તેથી નાનાં બાળકને રમત દ્વારા કેળવણી આપવાની રીત ઉત્તમ અને કાર્યસાધક નીવડે છે.

બાળક રમતમાં જે ઉત્સાહ બતાવે છે અને તેમાં રસ લે છે, તેનો ઉપયોગ શિક્ષણમાં કરવામાં આવે; તો તે હોંસે હોંસે જ્ઞાન મેળવે છે અને તેથી તેને શાળાના કામ પ્રત્યે કંટાળો આવતો નથી. સારૂં શિક્ષણ આપવાથી તેને શીખવાનું ગમે છે એ વાત ખરી છે,

**રમત અને શિક્ષણ**

પણ શિક્ષણની કેટલીક બાબતો એવી છે કે તેમાં તેને વારંવાર પુનરાવર્તન કરવાનું હોય છે અને શીખવેલી બાબત મોઢે કરવાની જરૂર પડે છે. જો તેમાં રમતનું તત્ત્વ દાખલ કરવામાં આવે, તો તેવું કામ તેને કંટાળાભરેલું લાગતું નથી; કારણકે રમત દ્વારા પ્રાપ્ત થતા રસ અને આનંદ ને

લઈને તે ઉમંગથી કામ કરે છે. જ્યારે શિક્ષણ રમતરૂપ હોય છે, ત્યારે તેને રસિક લાગે છે એ સ્પષ્ટ જ છે. વળી તેને લીધે તેને થાક થોડો લાગે છે અને તે જે શીખે છે તે તેને જલદી યાદ રહે છે.

બાળકની રમત એ કાળક્ષેપ કરવાની મોજમજા તથા ગમત કે સહેલગાહની વૃત્તિ નથી, પણ તે તો અભ્યાસ કરવા માટેની બહુ ઉપયોગી પ્રેરણા છે. નાનું બાળક શાળામાં રીતસરનું કામ કરવાથી કંટાળે છે, તેથી તેમાં રમત દ્વારા આનંદનું તત્ત્વ દાખલ કરવાથી તે ગમતની સાથે જ્ઞાન મેળવે છે. રમત દ્વારા અપાતા શિક્ષણના સાફલ્ય માટે જવાબદારીની પણ વ્યવસ્થા કરવામાં આવે છે. આવી રીતે રમતપદ્ધતિમાં સ્વતંત્રતા, જવાબદારી અને રસ એ અગત્યનાં તત્ત્વો ભળેલાં હોય છે. જે કામ આપણે સ્વેચ્છાથી સ્વીકારીએ છીએ તે આપણે ખૂબ કાળજી રાખી કરીએ છીએ, પણ ગમે તેવું રસિક કામ બીજી વ્યક્તિના કહેવા મુજબ કરવાનું હોય છે, તો તેમાં જોઈએ તો રસ પડતો નથી. આ કારણને લીધે બાળકની કુદરતી વૃત્તિઓનો ઉપયોગ શાળાના કામમાં એવી ખૂબીથી કરવો કે તેથી તેને તે બધું રમતરૂપ લાગે અને તેની સાથે તે હોંસભેર આનંદથી નવું નવું શીખ્યા કરે. સાધારણ રીતે એવું માનવામાં આવે છે કે રમતપદ્ધતિ દ્વારા અપાતું શિક્ષણ બાળકને આનંદ કે મજા પડે તેવું હોવું જોઈએ. અલબત્ત તેને વારંવાર કંટાળો આવે અને શીખવાનું વેઠરૂપ લાગે તેવી રીતે તેનું મન નારાજ કરી શીખવવાની જરૂર નથી; પણ તેને જે શીખવાનું હોય તે બધું રમુજી કે સુખદાયક જ હોય તેવું તે ઉપરથી ફલિત થતું નથી. જે બાબત પર તેને કંટાળો આવતો હોય તેનો સંબંધ બાળકને જેમાં રસ પડતો હોય તેની સાથે જોડવાથી તેને તેનું કામ કરવાનું મન થાય છે; તેથી રસ શું છે તે જાણવાની જરૂર છે.

જે કામ કરવાથી બાળકની કુદરતી પ્રેરણા કે વૃત્તિ સંતુષ્ટ થાય છે, તેમાં તેને રસ ઊપજે છે. બાળકને ફૂલ કે પાંદડાં ભેગાં કરવામાં આનંદ પડે છે. વળી તેને ચોરસ કકડાનું ઘર, પૂલ કે બીજી તેવી કૃતિ ઉપજાવવાનું ગમે છે. આવી ક્રિયામાં તેની સંગ્રહાત્મક અને ઉત્પાદક વૃત્તિને

સંતોષ મળે છે, તેથી તે પ્રવૃત્તિમાં રસ લે છે. આવા સ્વાભાવિક રસને લઈને તે અઘરું અને નીરસ કામ પણ કરવા તત્પર થાય છે. જો એક બાળકને ખેતરમાંથી પાંદડાં ભેગાં કરવાનું કહેવામાં આવે છે, તો તે કામ ઉમંગથી કરે છે, પણ ત્યાં તેને ભાથું લઈ જવાનું હોય છે, તો તે કામ તેને વસમું લાગે છે. જે કામમાં એને રસ પડતો નથી, એ તેને કુદરતી રીતે વેઠરૂપ લાગે છે. આ ઉપરથી એ સમજાય છે કે શિક્ષકે તેની શિક્ષણની યોજનામાં તેના કુદરતી રસનો ઉપયોગ કરવો કે જેથી તે આનંદ સાથે સારી રીતે કામ કરે. કિન્ડરગાર્ટન, મોન્ટેસોરી, જોડીદારપદ્ધતિ, નાટ્યપ્રયોગ, તથા સ્કાઉટિંગ, વગેરે પ્રવૃત્તિઓ રમતના તત્ત્વને આધારે રચાએલી જુદી જુદી શિક્ષણપદ્ધતિઓ છે.

બાળકોને સંખ્યાજ્ઞાન, સરવાળા, બાદબાકી વગેરે ગણિતને લગતી બાબતો રમત દ્વારા ગમતની સાથે શીખવી શકાય એવી છે. વિવિધ પરિમાણ તથા લેન દેન કે નફાતોટાના હિસાબ શીખવતી વખતે દુકાનદારી કે બેન્ક કાઢીને તે રીતે સમજાવવાથી વિદ્યાર્થીઓને

**વ્યાવહારિક દૃષ્ટાંત**

ગળે ઝટ ઉતરે છે. તેમજ મૂળાક્ષરનું જ્ઞાન, શબ્દો બનાવવાં તથા વાક્યોનું વાંચન જુદી જુદી રમતો યોજી શીખવવાથી બાળકને ઘણો આનંદ થાય છે. વાર્તા, કવિતા તથા વાચનના કેટલાક પાઠો નાટ્યપ્રયોગથી રસિક રીતે શીખવી શકાય છે. નાટ્યપ્રવૃત્તિ એ રમતનું એક સ્વરૂપ છે. તે પ્રસંગે બાળક પોતાનું સ્વરૂપ ભૂલી જઈ કાલ્પનિક સૃષ્ટિમાં વિહાર કરે છે અને તેને જે પાત્ર ભજવવાનું હોય છે, તે ભાવનો તેને સાક્ષાત્કાર થાય છે. જ્યારે નાટ્યપ્રયોગ માટે તેને કવિતા કે સંવાદ તૈયાર કરવાનો હોય છે, ત્યારે તે ઘણા ઉમંગથી મહેનત કરી તે તૈયાર કરે છે. વળી વાર્તામાં આવતા પાત્રનો વેશ ઘણા હોંસથી ભજવે છે. ઇતિહાસ તથા ભૂગોળ જેવા વિષયોમાં પર્યટનનો ઉપયોગ કરવાથી તે વિષયો શીખવામાં તેને કંટાળો લાગતો નથી. બાળકોને બહાર ફરવાનું બહુ ગમે છે, તેથી પર્યટન દ્વારા શીખવામાં તેને રસ પડે છે. સૃષ્ટિજ્ઞાનમાં પર્યટન અવશ્ય કરવાની જરૂર છે. ભૂગોળમાં કલ્પિત

ફરી કરીને તથા જમીન પર કાઢેલા નકશાની મદદથી કેટલીક
ાલિક બાબતો રસિક રીતે શીખવી શકાય છે. નાનાં બાળકને
ારા ડ્રિલ કરાવવાથી તેને આનંદ સાથે કસરતનો લાભ મળે છે.
ી રીતે જુદી જુદી અનેક રમતો યોજીને શિક્ષણની ઘણી બાબતો
કને રમત દ્વારા શીખવી શકાય એમ છે.

---

# વર્ધાયોજના

---

હાલમાં આપણે ત્યાં જે કેળવણી આપવામાં આવે છે, તે
ણા માનસને અનુકૂળ નથી, તેમજ તે દેશની જરૂરિઆતો પુરી
ી નથી, એવી ફરિયાદ લાંબા વખતથી સંભળાય છે. હાલનું
ણ અક્ષરજ્ઞાન તથા સાહિત્યને લગતું હોવાથી, તે ગામડાં કે શહેર-

**ની કેળવણીના દોષ**

માંથી એકેને ઉપયોગી નીવડતું નથી. વળી ઉચ્ચી જાતની કેળવણી અંગ્રેજી દ્વારા મળે છે, એટલે શિક્ષિત વર્ગ અને જનસમૂહ વચ્ચે
ોનું અંતર પડી જાય છે, તેથી તેમના જ્ઞાનનો લાભ આમજનતાને
થોડો મળે છે. તેઓ મુખ્ય કર ભરનારા છે, તેમ છતાં તેમના
કોને સૌથી ઓછું જ્ઞાન મળે છે. આ ઉપરાંત રાષ્ટ્રીય જીવનમાં
ાવું ચેતન ફેલાયું છે, તેને હાલની કેળવણી પહોંચી વળે એમ
વળી રાષ્ટ્રીય જીવનના પ્રવાહથી અલગ રહેવાથી તે પ્રજાની
વાસ્તવિક જરૂરિઆતો પુરી પાડતી નથી, તેથી તે નિષ્ફળ
ી છે એમ કહી શકાય. કેળવણીનો ખરો ઉદ્દેશ તો વિદ્યાર્થીના
નમાં અહિંસા, સત્ય અને સહકારના ગુણો ખીલવવાનો હોવો
એ. આજની સમાજવ્યવસ્થા સ્પર્ધા, સ્વાર્થ તથા પશુબળ
રચાએલી છે, તેથી તેમાં મહાન પરિવર્તન કરવાની આવશ્યકતા
આ કારણને લઈને સમાજની પુનર્ઘટના કરવા માટે કેળવણીની
નામાં સદંતર ફેરફાર કરવાની જરૂર છે એમ હાલમાં દુનિયાના
રકોને લાગે છે.

ઉપર જણાવેલી ખામીઓ દૂર કરી બાળકનો સર્વાંગી વિકાસ થાય અને તે સમાજની એક સેવાભાવી ઉપયોગી વ્યક્તિ નીવડે એવી તાલીમ આપવા માટે પૂજ્ય મહાત્મા ગાંધીજીની સૂચના મુજબ વર્ધા શિક્ષણયોજના તૈયાર કરવામાં આવી છે. હાલમાં હસ્તકામ કે ઉદ્યોગના શિક્ષણના અભાવે ભણેલા માણસ કંઈ પણ ઉત્પાદક કામ કરી શકતા નથી. વળી તે અંગમહેનતનું ગૌરવ સમજતા નથી અને તેની અવગણના કરે છે. કોઈક ફાયદાકારક ઉદ્યોગ દ્વારા શાળાના જુદા જુદા વિષયો શીખવવા એ વર્ધા યોજનાનો મુખ્ય સિદ્ધાંત છે. વળી વિદ્યાર્થીઓ જે અમુક ઉદ્યોગ શીખે તે વડે તેઓ તેમનું ભરણ પોષણ કરવા શક્તિમાન થાય એ આ નવીન શિક્ષણનો ખાસ હેતુ છે.

**વર્ધાયોજનાના સિદ્ધાંત**

હાલની શિક્ષણપદ્ધતિમાં સુધારો કરી કોઈ એક ઉપયોગી ઉદ્યોગ અથવા ઉત્પાદક કામ દ્વારા કેળવણી આપવી જોઈએ એ વર્ધા યોજનાનો મૂળભૂત વિચાર છે અને તેની સાથે બીજા વિષયોનું બનતા સુધી એકીકરણ કરી તે શીખવવા જોઈએ એવા સિદ્ધાંતને લીધે આ નવીન શિક્ષણ યોજનાને **પાયાની કેળવણી** પણ કહે છે.

માનસ શાસ્ત્રની દૃષ્ટિએ જોતાં ઉદ્યોગ દ્વારા અપાતી કેળવણીથી બાળકના મગજને એક જાતનો આરામ મળે છે. તેના મન ઉપર શિક્ષણ દ્વારા જે સંસ્કાર પડયા હોય છે, તે કૃતિ દ્વારા દર્શાવવાથી દૃઢ અને સચોટ થાય છે એ નિઃસંશય છે. હાલમાં મળતું અક્ષરજ્ઞાન એ એકાંગી શિક્ષણ છે, તેથી બાળકના શરીરનો તેમજ બુદ્ધિનો જોઈતો સમગ્ર વિકાસ સાધી શકાતો નથી, પણ હસ્તકામથી તેની શરીરની તથા બુદ્ધિની શક્તિની સમપ્રમાણ ખીલવટ થાય છે. વળી તેને લઈને તે શારીરિક મહેનતની કદર કરે છે અને તેવું કામ કરવામાં તે કાંઈ નાનમ માનતો નથી. ઉદ્યોગ દ્વારા મળતી તાલીમથી તેની બુદ્ધિ વ્યાવહારિક સ્વરૂપ લે છે, તેથી શિક્ષણનો જીવન સાથે સંબંધ બંધાય છે. આ નવીન

**ફાયદા**

કેળવણી સંબંધી ગેરસમજ થવાનો સંભવ છે, તેથી એક બાબત સ્પષ્ટ કરવાની જરૂર છે કે વિદ્યાર્થીઓને આ શિક્ષણપદ્ધતિથી યંત્રવત્ કામ કરનાર કારીગર બનાવવાના નથી. પણ હસ્ત ઉદ્યોગની સાથે તેની બીજી શક્તિઓનો યોગ્ય વિકાસ સાધવાનો છે; તેથી સમાજને ઉપયોગી અને અનુકૂળ હોય એવો એક ઉદ્યોગ પસંદ કરવો જોઈએ અને તે દ્વારા બીજા વિષયો શીખવવાનો અવકાશ મળવો જોઈએ. આ પ્રમાણે સંસ્કાર અને હસ્તકામ એવાં બંને ઉપયોગી તત્ત્વો આ કેળવણીની યોજનામાં છે. વળી હસ્તઉદ્યોગને લઈને બાળકમાં એક બીજા સાથે હળીમળી કામ કરવાની વૃત્તિ, યોજક કે સર્જક શક્તિ, તથા જવાબદારી, વ્યવસ્થા, સુઘડતા, અને ચોકસાઈના ગુણો ખીલે છે. ખરી રીતે તો આ યોજનાથી તેનું વ્યક્તિત્વ ખીલે છે, તેનું આત્મગૌરવ વધે છે અને તેની ક્રિયાશક્તિ સુધરે છે. આ કારણને લીધે વિદ્યાર્થી સમાજની એક ઉપયોગી વ્યક્તિ નીવડે છે.

જો દેશમાં બધે પ્રાથમિક કેળવણી ફરજિયાત કરવામાં આવે, તો તેને માટે સરકારે પુષ્કળ ખર્ચ કરવું જોઈએ. પણ હાલના આર્થિક સંજોગો જોતાં આ બની શકે એમ નથી. તેથી શાળામાં વિદ્યાર્થીઓને ઉત્પાદક ઉદ્યોગ શીખવી તેને અંગે જે પેદાશ થાય તેના વેચાણથી મળતી આવકમાંથી શાળાનું ખર્ચ કાઢી શકાય. એટલે કેળવણી સ્વાવલંબી બને, તો તે ખરેખર આવકારદાયક યોજના છે; કારણકે તેથી દેશમાં કેળવણીનો વિસ્તાર સહેલાઈથી થઈ શકે એમ છે.

આ ઉપરાંત વર્ધાયોજનાનો બીજો સિદ્ધાંત એ છે કે ૭ થી ૧૪ વરસ સુધી બધા છોકરા છોકરીઓને મફત અને ફરજિયાત કેળવણી આપવી જોઈએ. આ પાયાની કેળવણીમાં (૧) કાંતણ અને વણાટ (૨) સુથારી કામ (૩) ખેતી (૪) ફળ અને શાકની બાગાયત તથા (૫) ચામડાંનું કામ એ મુખ્ય ઉદ્યોગો છે. તેમાંથી ગમે તે એક ઉદ્યોગ શાળાની પરિસ્થિતિ ધ્યાનમાં લઈ પસંદ કરવો. વળી માતૃભાષા, ગણિત, સમાજવિદ્યા, ( ઈતિહાસ, ભૂગોળ, સમાજશાસ્ત્ર ) સામાન્ય વિજ્ઞાન,

**અભ્યાસક્રમ**

ડ્રોઇંગ, સંગીત, વ્યાયામ અને રાષ્ટ્રભાષા એ વિષયો શીખવાના છે.

વર્ધા શિક્ષણયોજના બહાર પડયા પછી તે સંબંધી અનેક જાતની ટીકાઓ, વિચારો અને શંકાઓ જાહેર કરવામાં આવી છે.

**ટીકા અને તુલના** કેટલાકનું એવું માનવું છે કે આ કાંઈ નવીન યોજના નથી. તે તો યોજનાપદ્ધતિનું બીજું સ્વરૂપ છે. યુનાઈટેડસ્ટેટસમાં યોજનાપદ્ધતિનો વિશેષ પ્રચાર થયો છે. રશિઆમાં આજ કેળવણીને 'કોમ્પલેક્સ' પદ્ધતિ કહે છે. ક્રિયા દ્વારા શીખવવું એ કેળવણીનો જુનો વિચાર છે. તેને અનુલક્ષી ફ્રબલે કિન્ડરગાર્ટન પદ્ધતિ યોજી હતી. ત્યારપછી વિજ્ઞાન અને માનસશાસ્ત્રમાં સારી પ્રગતિ થઈ, એટલે તેનો લાભ લઈ મેરીઆ મોન્ટેસોરીએ શિશુશિક્ષણની નવી પદ્ધતિ રચી છે. તેનો સિદ્ધાંત ક્રિયાશકિતનો ઉપયોગ કરી સ્વતંત્રતા અને સ્વયંસ્ફૂર્તિ દ્વારા બાળકના વ્યકિતત્વનો વિકાસ સાધવાનો છે, પણ બાળકને અમુક હેતુ પુરો પાડી તેની જુદી જુદી ક્રિયાઓને એકત્રિત કરી કેળવણી આપવાની જે પદ્ધતિ છે તે યોજનાપદ્ધતિ છે. વર્ધા શિક્ષણયોજના અને યોજનાપદ્ધતિ બંને ખરી રીતે જોતાં એકજ છે. માત્ર ઉત્પાદક ઉદ્યોગનો તેમાં તફાવત છે. યોજનાપદ્ધતિમાં ઉત્પાદન એ ગૌણ બાબત છે. હેતુ પૂર્વક ક્રિયા દ્વારા તેની શકિતઓનો વિકાસ કરવો એ તેનો મુખ્ય સિદ્ધાંત છે. તેને માટે બાળજીવનના પ્રસંગોનો તેમજ બીજી રસિક ઘટનાઓનો ઉપયોગ કરવામાં આવે છે. વર્ધા યોજનાના હિમાયતીનું એવું કહેવું છે કે તે પદ્ધતિમાં બાળકને જે રસ પડે છે તે યોજના-પદ્ધતિમાં હોતો નથી, કારણકે તેમાં બાળકનું ધ્યેય ફક્ત ક્રિયા કરવા ઉપર હોય છે. આવું તેમનું માનવું ખરૂં નથી. યોજનાપદ્ધતિમાં બાળક તેની આંતર ઇચ્છા સંતુષ્ટ કરવાને માટે અમુક યોજના સ્વીકારે છે અને તેને લઈને તેને કામમાં સારો રસ પડે છે. માનવ જીવનની જે પ્રાથમિક જરૂરિઆતો ખોરાક, કપડાં, ઘર વગેરે છે તે પ્રાપ્ત કરવાને કુદરતી રીતે આનંદ થાય છે. યોજનાપદ્ધતિમાં પણ તેવા ઉદ્યોગો પસંદ કરી શિક્ષણ આપવામાં આવે છે. જુઓ પૃષ્ઠ ૨૭૯—૨૮૩.

સાધારણ રીતે ૭થી ૧૦ કે ૧૧ વરસનાં બાળકને ઉદ્યોગ-પ્રધાન શિક્ષણ આપવાની વિરુદ્ધ કેળવણીકારનો મત છે. જો શિક્ષણનો ઝોક ઉદ્યોગ પર એટલે ઉત્પાદક કામ પર હોય, તો અક્ષરજ્ઞાન તથા સાંસ્કારિક વિષયોની અવગણના થવાનો સંભવ છે અને પાયાના ઉદ્યોગ માટે દરરોજ ત્રણ કલાકને વીસ મિનિટ રાખી છે. તે ઉપરથી તે સંબંધી કોઈ સંશય રહેતા નથી. વળી શિક્ષકો જેમ અને તેમ પ્રધારે ઉત્પન્ન થાય તે પર ધ્યાન આપીને બીજા વિષયો બરાબર શીખવી શકશે નહિ. એવો ભય રાખવામાં આવે તે કાંઈ ખોટું નથી. ખરી રીતે તો પ્રથમ ચાર ધોરણ સુધીમાં બીજા વિષયો સાથે હસ્તકામનું એકીકરણ કરી તે શીખવવાના જરૂર છે. હંમેશાં હસ્તકામમાં ઉત્પાદક કામ કરતાં શક્તિના વિકાસ ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. આવી રીતે બાળકને અક્ષર-જ્ઞાન સાથે શક્તિની તાલીમ મળવાથી તે આગળ ઉપર સારી કળવાએલી વ્યક્તિ નીવડે છે. પાંચમા ધોરણથી તેની વૃત્તિ ઉદ્યોગ પ્રત્યે વળે તેવી જાતની તાલીમ આપવાની જરૂર છે. તેથી તે હેતુ ફળીભૂત કરવાને થોડાક વહેવારુ વિષયોનું શિક્ષણ આપવાની જરૂર છે.આ પ્રમાણે ધંધાદારી તાલીમની તૈયારી થયા પછી ૧૩ કે ૧૪ વરસના વિદ્યાર્થીઓને જો કોઈ એક ઉદ્યોગ શીખવો હોય. તે શીખવવાથી તેને સંસ્કારની તાલીમનો તેમજ ઉદ્યોગના શિક્ષણનો લાભ મળે છે.

વર્ધાયોજના સંબંધી બીજો ફાયદો એ જણાવવામાં આવે છે કે તે યોજનાપદ્ધતિ માફક બહારથી લાદેલી પ્રવૃત્તિ નથી, પણ તેનો સંબંધ સમાજના ઉદ્યોગ સાથે છે અને વિદ્યાર્થી તેની મહેનતનું ફળ પ્રત્યક્ષ જુએ છે. તેની બનાવેલી ચીજ વેચાવાથી જે પૈસા ઉપજે છે તે મળવાથી તેને સુખ થાય છે અને તેથી તે તેના કામમાં વિશેષ રસ પડે છે. આ દલીલમાં કાંઈ વજુદ નથી, કારણકે યોજનાપદ્ધતિ-નો બરાબર અભ્યાસ કરવામાં આવે, તો સહેજ જણાઈ આવે છે કે વર્ધાશિક્ષણ યોજનામાં કાંઈપણ વિશેષતા નથી. ફક્ત તે ઉત્પાદક ક્રિયા પર ખાસ ભાર મૂકે છે અને તે બાબત દૃષ્ટિ છે કે કેમ તે કેટલાકને તો શંકાસ્પદ લાગે છે.

વળી જે વિદ્યાર્થી ઉદ્યોગ દ્વારા શિક્ષણ લેછે તે કાંઈક ઉત્પન્ન કરી સમાજનું ઋણ અદા કરે છે. તેનામાં હાલમાં જોવામાં આવતી નિરંકુશ સ્વાર્થમયતાને બદલે સેવા અને સહકારની વૃત્તિ માલમ પડશે એવી આશા રાખવામાં આવે છે. આવી રીતનો હૃદયનો પલટો ઉદ્યોગની તાલીમથી કેવી રીતે થાય એ સમજી શકાતું નથી.

આ ઉપરાંત વર્ધાયોજનાથી ગામડાંના ઉદ્યોગનો પુનરુદ્ધાર થઈ શકે એમ છે એવું કહેવામાં આવે છે. અલબત્ત ગ્રામજીવનની જરૂરિઆત તે વડે કેટલેક દરજ્જે પુરી પાડી શકાય છે. પણ તેને લઈ ને ગામડાની હાલતમાં વધારો થઈ શકે એવા વૈજ્ઞાનિક પદ્ધતિએ જુદા જુદા ઉદ્યોગો ખીલવવાની જરૂર છે. આ પદ્ધતિના મુખ્ય ફાયદા એ છે કે હાલમાં શાળામાં વિદ્યાર્થીની જે નિષ્ક્રિયતા જોવામાં આવે છે તે દૂર થાય છે. વળી કેવળ પુસ્તકીયા જ્ઞાનને બદલે તેને વ્યાવહારિક અને ઉપયોગી તાલીમ મળે છે તથા તેને અંગમહેનત કરવાનું મન થાય છે એ દેખીતા ફાયદા છે. આ યોજનામાં બાળક ૭ વરસનું થાય ત્યાંસુધી તેને કેવી રીતે કેળવવાનું છે તે બતાવ્યું નથી. તેણે બાળમંદિરમાં જવું કે ગામડી શાળામાં કે હાલની સાધારણ નિશાળમાં અભ્યાસ કરવો તે સંબંધી મૌન સેવ્યું છે. જો આ પ્રમાણે તેને તાલીમ મળે, તો તેવી શાળામાં હસ્તકામ કેવી રીતે કરાવવું કે તેનું અનુસંધાન ઉદ્યોગ દ્વારા અપાતા શિક્ષણ સાથે થઈ શકે એ વિચારવા જોગ પ્રશ્ન છે.

વર્ધાયોજના ખર્ચ સંબંધી સ્વાવલંબી થાય તેવી જાતની અભિલાષા હાલમાં રખાતી નથી. તેમજ બધા વિષયોનું મૂળભૂત ઉદ્યોગ સાથે એકીકરણ કરવું એ વિચારમાં પણ છુટછાટ મૂકવામાં આવી છે. જે વિષયોનો સમન્વય મૂળભૂત ઉદ્યોગ સાથે થઈ શકે નહિ, તે વિષયો સ્વતંત્રપણે હાલની માફક શીખવવા એમ સ્વીકારવામાં આવ્યું છે. વળી કાંતણ અને વણાટનેજ મૂળભૂત ઉદ્યોગ તરીકે પસંદ કરવા એવું કાંઈ નથી, પણ કેળવણીની દૃષ્ટિએ વધારે શક્યતાવાળા ઉદ્યોગને પણ સ્થાન મળવું જોઈએ. હાલમાં પાયાના ઉદ્યોગનો સમય ઘટાડ્યો છે તે ઇચ્છવા જોગ છે. માતૃભાષા, ઈતિહાસ વગેરે સંસ્કાર

ના વિષયોનું શિક્ષણ ગૌણ થાય નહિ, તેની ખાસ સંભાળ રાખવાની જરૂર છે. વ્યાયામની દસ મિનિટ છે એ નહિ જેવો વખત રમત-ગમત તથા શારીરિક તાલીમ માટે રાખ્યો છે તે ઠીક નથી. શારીરિક તાલીમ તથા રમત માટે વિદ્યાર્થીને દરરોજ ૨૦થી ૩૦ મિનિટ અવશ્ય મળવી જોઈએ. હાલમાં આ યોજના પ્રયોગની અવસ્થામાં છે; એટલે તે સંબંધી કોઈ પણ જાતનો મતાગ્રહ રાખવો એ અઘટિત છે. તેને લીધે હાલની કેળવણીના જે દોષ ઉપર જણાવ્યા છે તેમાંના ઘણા નિર્મૂળ કરવાની સારી આશા રાખી શકાય એમ તો છે.

## ગેરીપદ્ધતિ

યુનાઇટેડ સ્ટેટ્સમાં આવેલું ગેરી શહેર આ પદ્ધતિનું ઉત્પત્તિ સ્થાન છે. તેના શોધક મિ. વર્ટનું એવું માનવું છે કે જેમ ઘરમાં તથા જાહેર બગીચામાં દરેક વ્યક્તિ માટે અમુક મુકરર જગ્યા હોતી નથી, તેમ શાળાના દરેક વિદ્યાર્થી માટે બેસવાની જગ્યાની ગોઠવણ કરવાની જરૂર નથી. જ્યારે વિદ્યાર્થીઓ કારખાનામાં, પ્રયોગ શાળામાં કે કસરતશાળામાં કામ કરતા હોય છે, ત્યારે તેમના વર્ગના ઓરડા ખાલી રહે છે અને બીજા વર્ગમાં વિદ્યાર્થીઓ ભણતા હોય છે; તેથી મકાનના સદુપયોગ માટે ગેરીશાળામાં વિદ્યાર્થીઓ શાળાના વખતનો લગભગ અર્ધો વખત શીખે છે અને બાકીનો વખત પ્રયોગશાળા, કારખાનું વગેરે ખંડમાં તેઓ વ્યાવહારિક કામ કરે છે. આ પ્રમાણે શાળાના ખંડમાં વારાફરતી વર્ગ બેસવાથી બમણા વિદ્યાર્થીઓને શિક્ષણનો લાભ મળે છે. આને લીધે રમત તથા વહેવારૂ કામની વધારે ગોઠવણ કરવા માટે ગેરીશાળામાં રમતનું ચોગાન વધારે વિશાળ તથા સાધન સંપન્ન હોય છે અને પ્રયોગશાળા, કળામંદિર, કારખાનું, પુસ્તકાલય તથા સ્નાનગૃહની યોગ્ય વ્યવસ્થા કરેલી હોય છે.

ગેરી કેળવણીપદ્ધતિમા રમત, કામ અને અભ્યાસનો બરાબર સમન્વય કર્યો છે. વર્ટનો એવો અભિપ્રાય છે કે શાળા એ કેવળ અભ્યાસનું સ્થળ નથી, પણ રમત, કામ તથા અભ્યાસદ્વારાજ વિદ્યાર્થી-ને કેળવણી આપવી જોઈએ. આ શિક્ષણપદ્ધતિમાં તેની ક્રિયાશક્તિ,

રમતવૃત્તિ અને જ્ઞાનની ઇચ્છાની યોગ્ય વ્યવસ્થા કરી હોય છે; એટલે તેને સમગ્ર જીવનની તાલીમ મળે છે. આ શાળાનો ઉદ્દેશ વિદ્યાર્થીને ઉદ્યોગ કે ધંધો શીખવી કુશળ કારીગર બનાવવાનો નથી, પણ ઉદ્યોગ દ્વારા તેની શક્તિનો વિકાસ સાધવાનો છે, તેથી ગેરીશાળા એ શિક્ષણની સંસ્થા, રમત અને વિહારનું સ્થાન તથા કુટુંબભાવને પોષનાર સ્થળ છે તે ખાસ યાદ રાખવાનું છે.

આ શાળાની બીજી વિશેષતા એ છે કે ત્યાં કોઈ જાતની રજા પડતી નથી, તેથી શાળાનું કામ બારે માસ, સવારે બપોરે તેમજ સાંજે ચાલે છે. વળી શાળાનો વખત ૮–૧૫ થી ૪–૧૫ સુધી આઠ કલાકનો છે, પણ શીખવવાનું તો છ કલાક હોય છે. બાકીનો વખત કસરત, ડ્રિલ, અને રમતગમતમાં તથા નાસ્તા લેવામાં જાય છે. ત્યાં દરેક વિષયના નિષ્ણાત શિક્ષકો હોય છે. તેઓ દરેક વિદ્યાર્થીના માનસને અનુકૂળ પડે તેવો તથા તેની જરૂરિઆત મુજબનો અભ્યાસ-ક્રમ ઘડે છે અને પછી શીખવવાની સૂચના આપે છે. આ શાળામાં વર્ગવ્યવસ્થા નથી પણ અભ્યાસની શ્રેણીઓ છે. અમુક વખતે જે વિષયનો અભ્યાસ કરવો હોય તે ખંડમાં વિદ્યાર્થી જાય છે. ઉપર જણાવ્યા મુજબ શાળામાં ભણવાનો વખત વધાર્યો છે; તેથી બાળકો મલીન વાતાવરણવાળા રસ્તામાં રખડતા નથી. તેમજ ગંદી ગલીઓમાં ભટકતા નથી. વળી વિદ્યાર્થીના માબાપને શાળાના રમતગમતના સ્થાન-નો ઉપયોગ કરવા બોલાવે છે. સાંજે ત્યાં પ્રૌઢોને શિક્ષણ અપાય છે અને તેમની સંખ્યા શાળાના વિદ્યાર્થી કરતાં વધારે છે. વિદ્યાર્થીને સારા નાગરિક બનાવવાને વ્યાવહારિક તાલીમ મળે છે. તેઓ શહેરની જુદી જુદી પ્રવૃત્તિઓનો અનુભવ લે છે. દા. લોકોના ખોરાકનું પૃથક્કરણ કરી તેમને તે સંબંધી માહિતી આપે છે. આ પ્રમાણે શાળા, ઘર અને સમાજ વચ્ચે સારો સંબંધ બંધાય છે. અહીં એક વિશાળ સભા મંડપ છે. ત્યાં ઘણા વિદ્યાર્થીઓ સાથે સાથે કામ કરે છે અને શિક્ષકો સમૂહશિક્ષણ આપે છે. ગેરીપદ્ધતિમાં વિદ્યાર્થીને વધારે સ્વતંત્રતા આપવાથી વર્ગશિક્ષકની અભ્યાસની જવાબદારી ઓછી થાય છે.

